# નવયુગ ગ્રંથમાળા

## વર્ષ ૪ થું

| | |
|---|---|
| ઈરાન | ૦–૧૨ |
| સ્વરાજ્ય અને સંરક્ષણ | ૦–૧૨ |
| એડૉલ્ફ હીટલર | ૦–૮ |
| સંધ્યાના રંગ | ૧–૪ |
| સૌરભ | ૦–૧૨ |
| યુગાંતર | ૧–૦ |

## વર્ષ ૫ મું

| | |
|---|---|
| કોરી કિતાબ | ૧–૮ |
| પૂર્વજોના પાપે | ૧–૮ |
| અફઘાનિસ્તાન | ૦–૧૨ |
| બે ક્રાંતિકાર | ૧–૦ |
| ખિલખિલાટ | ૧–૪ |

## વર્ષ ૬ ઠું

| | |
|---|---|
| ગ્રામવિચારણા | ૦–૧૨ |
| જીવનચક્ર | ૧–૪ |
| વિભંગફલ | ૧–૮ |
| લગ્ન ધર્મ કે કરાર? | ૧–૮ |
| ફરામો | ૦–૧૨ |

## વર્ષ ૭ મું

| | |
|---|---|
| પાંખડીઓ | ૧–૮ |
| રામરોટી | ૧–૮ |
| સંહાર | ૨–૦ |
| એબીસીનીયાપર આક્રમણ | ૨–૦ |
| મારા વિના નહિ ચાલે | ૧–૦ |

## વર્ષ ૮ મું

| | |
|---|---|
| બ્રહ્મચર્ય મીમાંસા | ૩–૮ |
| મુક્ત પંખી | ૨–૮ |
| ગામધણી | ૨–૦ |

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

નવયુગ પુસ્તક ભંડાર : પુસ્તક સંખ્યા : ૧૧૭

[ સામાજિક નવલકથા ]

# નિવેદિતા

[ ભાગ ૨ જો ]

: લેખક :
ગુણવંતરાય આચાર્ય

: પ્રકાશક :
નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ : કાઠિયાવાડ

આવૃત્તિ ૧ લી ફેબ્રુઆરી ૧૯૪૨

: નવયુગ ગ્રંથમાળા :

વર્ષ ૯ મું ] ∴ [ પુસ્તક ૩ જું

-: લવાજમ :-

[ એક હજાર પાનાનાં ચાર પુસ્તકો ]

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશ |
|---|---|---|
| ૪-૦-૦ | ૪-૮-૦ | સીલીંગ આઠ |

ભા. ૨ જો

કિંમત : રૂા. ૨-૦-૦

-: પ્રકાશક :-

જયંતિલાલ રેવાશંકર દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ : : કાઠિયાવાડ

: મુદ્રક :

મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
અમદાવાદ : [ ગુજરાત ]

# સંચાલકની નોંધ

દુનિયા જાણે અજબ ગતિથી દોડી રહી છે અને સાથે સાથે આજનો યુગ પણ જાણે અજબ ગતિથી પલટાઈ રહ્યો છે. બનાવો એટલા ઝડપી બનતા જાય છે, વિચારો એટલા ત્વરિત ગતિથી ફેલાતા જાય છે અને ફેરવાતા પણ જાય છે કે સમયની સાથે કેમ ઊભા રહેવું અને દોડવું એ મહાન પ્રશ્ન છે. અને ખાસ તો એક પ્રકાશક માટે. કારણ કે પ્રકાશકની એ ફરજ છે કે યુગને અનુકૂળ – અનુરૂપ સાહિત્ય આપવું. એ ફરજ બજાવવી કેટલી આકરી છે એ અમે દરરોજ અનુભવીએ છીએ. નવયુગ પુસ્તક ભંડાર પોતાની પ્રવૃત્તિઓને યુગની સાથે ચલાવવા માટે તનતોડ મહેનત કરે છે અને એમ કરવા જતાં અમને નાકે દમ આવે છે. છતાં એ નવયુગ અંગે ફરજ હોઈ એમ કરવામાં અમે પાછી પાની કરતા નથી, એની ગ્રાહકોને પણ, અમારાં પુસ્તકો ઉપરથી, ખાત્રી થઈ હશે જ.

આજે ચોતરફ વિષમ પરિસ્થિતિ છે એ સૌ જાણે છે. અમારા ગ્રાહક ભાઈ – બહેનો તેમ જ વાચકો પણ જાણે છે. નવયુગ ગ્રન્થમાળા આજે ચાલે છે તે માત્ર બન્ને પાસાં સરખાં કરે છે એટલું જ. પણ આજે જે કાગળ બાઈન્ડિંગ અને છાપકામ વગેરેની મોંઘ-

વારી ચાલે છે એમાં કેમ ટકી રહેવું એ એક કોયડો છે. છતાં અમને શ્રદ્ધા છે કે અમારા જૂના અને નવા ગ્રાહકોના સહકારથી, અમારું કામ નિયમિત રીતે ચાલતું રહેશે.

બીજી મુશ્કેલી આવતા બાર માસની લાગે છે. આજનું વિશ્વ-યુદ્ધ હજી યે બાર માસ કે વધુ લંબાય તો? આજે તો કાગળનો ભાવ રતલના દશ – અગિયાર આના છે, પણ વધીને તે ચૌદ આને કે સોળ આને રતલ થાય તો? તે જ પ્રમાણે બાઈન્ડિંગ માટે બોર્ડ અને છીંટના ભાવ વધતા જ રહે તો? આજે તો ઈશ્વર પ્રત્યે એટલી જ પ્રાર્થના છે કે પ્રભુ! અમને આવા વિષમ કાળમાં ટકી રહેવાનું બળ આપજે!

પુસ્તક પ્રકાશન અંગે ત્રીજી મુશ્કેલી અમારા જોવા માટે એ છે કે આજે કાગળની મોંઘવારી થતાં લગભગ દરેક સામયિકે – દૈનિક, અઠવાડિક કે માસિક – પોતાનું કદ ઘટાડયું છે અને તેમ કરવા જતાં પુસ્તક પરિચય એટલે કે સમાલોચનાના પાના ઉપર કાપ પડયો છે. આજે દૈનિકો તેમ જ અઠવાડિકો, પુસ્તકોનાં રીવ્યુ લંબાણથી આપી શકતાં નથી. અને તેથી આવાં પુસ્તકોની પહેલાં જેટલી પબ્લિ-સીટી થતી તેટલી આજે થતી નથી. આ એક અનિવાર્ય આપત્તિ છે, એનો ઉપાય નથી. એટલે અહીં તો એ વાતનો માત્ર ઉલ્લેખ જ કરવો રહ્યો.

હા, અમારા ગ્રાહકો એ કામ બીજી રીતે જરૂર કરી શકે. અમારું જે પુસ્તક તેમને ગમે તે પુસ્તક પોતાના સ્નેહી કે મિત્ર મંડળને ખરીદવા માટે તો જરૂર ભલામણ કરી શકે, અને આજની આ વિકટ પરિસ્થિતિમાં અમે ગ્રાહક પાસે એટલી માગણી કરીએ તો તે ગેરવ્યાજબી નહિ જ ગણાય: જે પુસ્તક સુંદર લાગે તેને માટે જરૂર મિત્ર મંડળને પુસ્તક ખરીદવા ભલામણ કરજો. અને અમારા

ગ્રાહકો બીજી એક મદદ પણ કરી શકે અને તે પોતાના સ્નેહીઓને ગ્રાહક થવાની ભલામણ પણ કરે.

નવમા વર્ષમાં નવયુગ ગ્રંથમાળાના ચાર પુસ્તકો એક હજાર પાનાનાં અપાયાં છે. આ પુસ્તકો ગ્રાહકોને ખૂબ ગમ્યાં છે. એ અમારે માટે સંતોષની વાત છે.

**રૂપરાણી** : [ My Life of Isadora Dancan ] અમેરીકન નર્તકી ઈસાડોરા ડંકનના મુક્ત પ્રણય અને નર્તનની સંવેદન કથા આ જીવનચરિત્રમાં આલેખવામાં આવી છે : પૃષ્ઠ ૪૨૦ : કીંમત ૬–૦–૦.

**નિવેદિતા** : ભા. ૧ લો : [ લેખક : ગુણવંતરાય આચાર્ય ] ત્યક્તાનો પ્રશ્ન ચર્ચતી–સમાજના જૂદા જૂદા અંગો ઉપર સમીક્ષા કરતી–સુંદર સામાજિક નવલકથા : પૃષ્ઠ ૨૦૮ કીંમત રૂા. ૨–૦–૦.

**નિવેદિતા** : ભા. ૨ જો : [ લેખક : ગુણવંતરાય આચાર્ય ] આ પુસ્તક બીજા ભાગમાં પૂરું થાય છે, અને તે ભાગ ૧ લા પ્રમાણે રસમય રીતે એક બેઠકે વાંચ્યા સિવાય છોડવાનું મન ન થાય તેવી આ સુંદર નવલકથા છે : પૃષ્ઠ ૨૦૮ કીંમત ૨–૦–૦.

**બિન્દુ** : [ પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ ] નવલિકાઓનો સંગ્રહ. આ નવલિકાઓ સુંદર સ્વરૂપમાં સમાજના જુદા જુદા અંગો ઉપર સમીક્ષા કરે છે. આ નવલિકાઓ વાચકને મંત્ર–મુગ્ધ કરી દે એવી છે. પૃષ્ઠ ૧૬૪ કીંમત રૂા. ૧–૮–૦

ઉપર પ્રમાણે પુસ્તકો આપ્યાં છે. અને નિવેદિતા ભા. ૨ જો આપને મળ્યા પછી કોઈ પણ કારણથી આપને દશમા વર્ષના ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ઈચ્છા ન હોય તો અમને એક પત્ર લખીને દશ દિવસમાં ખબર આપવા મે. કરશો. કારણ આવી મોંઘવારીમાં નકામાં વિ. પી. ખર્ચમાંથી બચી શકાય. અને આપને છેલ્લું પુસ્તક

**મળી જવામાં હરકત આવે નહિ. બીજું આપ લવાજમની રકમ કાચા પૂંઠાની રૂા. ૩-૦-૦ અને પાકા પૂંઠાની રૂા. ૪-૦-૦ આપને નિવેદિતા ભા. ૨ જો મળ્યા પછી મ. ઓ. મોકલાવી આપશો તો નકામું રજીસ્ટર ખર્ચ આપને લાગશે નહિ.**

જે ગ્રાહકોના તરફથી લવાજમની રકમ નિવેદિતા ભા. ૨ જો મળ્યા પછી, દશ દિવસમાં મ. ઓ. થી આવશે નહિ, કે બંધ થવા માટે પત્ર આવશે નહિ, તેને છેલ્લું પુસ્તક બિન્દુ વિ. પી. કાચા પૂંઠાનું રૂા. ૩-૩-૦ અને પાકા પૂંઠાનું રૂા. ૪-૩-૦ નું કરીને મોકલવામાં આવશે તે સ્વિકારી લેવા તસ્દી લેશો.

અમને ઉમેદ છે કે અમારા જૂના અને નવા ગ્રાહકો ગ્રાહક તરીકે ચાલુ રહીને અમને સહકાર આપશે.

દશમાં વર્ષનાં પુસ્તકો પણ ઘણા સારાં જ આપવામાં આવશે. પહેલું પુસ્તક **નયના** : [ રસિકલાલ જોસી કૃત ] બીજવરની પત્ની પોતાના જીવન પર પડતી આફતોને કેટલી સાહજિક રીતે સહન કરે છે. સામાજિક અત્યાચારોના ધાતિવ પ્રશ્નો ચર્ચતી આ નવલકથા વાંચનારના મન ઉપર ઊંડી છાપ પાડે છે. આ પુસ્તક લવાજમ આવ્યેથી તરત જ મોકલવામાં આવશે. ત્યારપછી બીજું પુસ્તક **નારી** [ સૌરિન્દ્રમોહન કૃત ] ત્રીજું પુસ્તક...... [ ગુણવંતરાય આચાર્ય કૃત ] નવલિકા સંગ્રહ અને ચોથું પુસ્તક **ક્રાન્તિની ઝાલરી** આપવામાં આવશે.

ઉપર પ્રમાણે પુસ્તકો દર સાલ મુજબ ક્રમવાર આપવામાં આવશે.

નવયુગ પુસ્તક ભંડાર
**જમનાદાસ રે. દોશી.**
**: સંચાલક :**

## અનુક્રમ

# પ્રકરણ પહેલું

## ગામડા તરફ

નદી કિનારે એક કસ્બો આવ્યો હતો. એનું નામ અમૃતપુર. અમૃતપુરને પાદર એક નહિ પણ બે નદીઓ વહેતી હતી. પરંતુ એમાંથી એકેયમાં પાણી રહેતું નહતું. આસપાસના પ્રદેશમાં ચોમાસાનાં પાણીને દરિયામાં વહી જવા માટેના ભોગાવા સમી એ નદીઓ હતી. ગામને ફરતી વાડીઓ અને ઝાડીઓ હતી. અરધા ગામને ચક્રાવો લઈને વહી જતી રેલ્વે ટ્રેન હતી.

આ ગામને તમે ગામડું માનો તો તમને શહેર લાગે એવું બધું ત્યાં હતું. ગામના પાદરમાં ત્રણ ચાર જીનો હતા. ગામમાં સરકારી નિશાળ, સરકારી થાણું, સરકારી પોસ્ટ ઑફિસ, સરકારી તાર ઑફિસ, ગામનારીઓ વગેરે બધું હતું. મ્યુનિસિપાલિટી પણ હતી.

તમે શહેર માનવા લાગો ત્યારે આ ગામ તમને ગામડું લાગે એવું હતું. જીનો હતાં તે ચાલતાં નહતાં. થાણામાં કાંઈ કામકાજ નહતું. તાર ઑફિસમાં માંડ બે તાર આવતા. ગામનારીઓનો ધંધો પણ ધીકતો ચાલતો નહતો. ને મ્યુનિસિપાલિટીના કર કોઈ આપતું ન હતું.

પરંતુ આમ છતાં આસપાસના પંથકમાં ગામનું નામ ઘણું

મોટું હતું. આસપાસના બાર ગાઉ ફરતાં ગામોના ખેડૂતોની ખરીદ-વેચાણનું આ ગામ મથક હતું અને દલાલીના ધંધા તમામ આ ગામમાં સારા ચાલતા.

આવા આ ગામમાં જે ગણ્યા ગાંઠ્યાં શેઠિયા હતા તેમાં વજા શેઠ મુખ્ય તો નહિ પણ ચાલાક માણસ તરીકે મશહૂર હતા. આ ગામમાં જે કાંઈ જાહેર કામ થતાં એ વજા શેઠના આગળ થયા સિવાય ના થતાં. વજાશેઠની આસપાસ ઉત્સાહ અને અસૂયાનું ભારે ઘેરું વાતાવરણ રહેતું. ખરી ભીડની વેળાએ માતાજીને બકરો શણગારીને ચડાવવો હોય એમ બધા એને જ આગળ કરતા : કોઈનું લગ્ન અટકાવવું હોય, કોઈની નાની-મોટી તકરાર પાર પાડવી હોય, ગામવતી કાંઈ કજીયા-ફતવા લડવાના હોય, ગામમાં કોઈ ચોક્કસ કામ કે જાતને ભારે *મનદુઃખ થયું હોય, મ્યુનિસિપાલિટીના, ટપાલ ઑફિસના, થાણાના કાંઈ ઝઘડા હોય તો ગામ વજા શેઠને આગળ કરતું, ને વજા શેઠ આગળ થતા. આને પરિણામે વજાશેઠની લાગવગ ઘણી સારી બંધાઈ ગયેલી. પરગામવાસી અમલદારો, કાર્ય-કરો, ડાકટરો, કારભારીઓ, વેપારીઓ, છાપાંવાળાઓ, સંસ્થાવાહકો વજા શેઠને સારી રીતે ઓળખતા ને એ ઓળખાણ ચાલુ રાખવા વજા શેઠ પાંચપૈસે ઘસાઈ પણ છુટતા.

કામ પાર પડી ગયા પછી – ને ગમે તેમ કરીને, જાહેરમાં લઢીને, પડદા પાછળ ભલુ મનાવીને, પરગામ જઈને આજીજીઓ પણ કરીને વજા શેઠ હાથ લીધેલું કામ પૂરું નહિ તો અધુંગે પાર તો ઉતારતા જ – પણ એ પછી એમની સામેની અસૂયા, પીઠ પાછળની નિન્દા, ને ચાર આંખ આગળના ઉપહાસનું સ્વરૂપ લેતી. વજા શેઠ એ નિભાવી લેતા – પણ દાવ આવ્યે સોગઠી મારવાનું ચૂકતા નહિ. વિરોધીઓને સમય આવ્યે એ હલકા બતાવી શકતા હતા. સમય આવ્યે પરિસ્થિતિમાંથી એ સરકીએ જતા. કામપાર ઉતારવા એ આડકતરા

માર્ગ પણ લેતા. આમ વજા શેઠ જાહેર સેવામાં માનનારા છતાં, જાહેર સેવા પાછળ પોતાનું તન, મન ને ધન ઘસવનારા એવા ખટપટી માણસ ગણાતા. એના માર્ગમાં આડા આવે એનાં પાટિયાં ઉખેડી નાંખવાના લાગ એ સદા જોતા. અને માઝમ–મધરાતે પણ એનાં ઘરનાં બારણાં ખખડાવીને કોઈ યે દુઃખિયો એને પોતાની વાત કહીને એની સહાય મેળવી શકતો. એવા એ વજા શેઠ હતા.

આવા વજા શેઠને ત્યાં એક ગુમાસ્તો હતો. એનું નામ મણિલાલ. વજા શેઠ એને બાર મહિને બસો રૂપિયા પગાર આપતા. ને મણિલાલ વજા શેઠનાં હજાર જાતનાં કામ પાછળ પોતાના ટાંટિયાં ઘસી છૂટતો.

મણિલાલની જીંદગી આખી આજ ગામમાં ગઈ હતી. એની ઉમ્મર હવે તો પચાસેકની થવા આવી હતી. એની બૈરી મરી ગઈ હતી. ને ઘરમાં મણિલાલ એકલો જ હતો. મણિલાલ કોઈવાર હાથે રાંધતો, કોઈવાર શેઠને ત્યાં ખાઈ લેતો. મોડી રાતે નોકરીએથી એ ઘેર આવતો, પછી પાડોશીઓની વચમાં ગપ્પાં મારવા બેસતો. ને મોડીરાતે સુઈ જતો. વહેલી સવારે ઉઠીને દાતણ કરતો. ચાહ હોટેલમાં પી લેતો. ને પછી આઠેક વાગે દુકાને પહોંચી જતો. દુકાન ઉઘાડીને અંદર સાફસુફ કરતો.

વજા શેઠ દુકાને આવે એટલે એ શેઠને ઘેર જતો. પાંત્રીસ વર્ષની વયનાં વજા શેઠનાં શેઠાણી કેવળીબાઈ પચાસ વર્ષના મણિલાલને 'પીટયા' કહીને સંબોધતાં. 'બોતડા' કહીને ઠપકો આપતાં. ને વજો આ સહી લેતો. મણિલાલને શેઠાણિ બાળક લાગતાં. ને એની ઘણી વાતો બતકની પીઠ ઉપરથી પાણી સરે એમ એનાં માથામાંથી સરી જતી. કોઈવાર એને આ અસહ્ય લાગતું, ત્યારે બીજે કયાંય ઠેકાણે લાગવાની અસંભાવના એને ચૂપ રાખતી. કોઈકવાર એને બધા ઉપર – નોકરી ઉપર, પોતાની હીન દશા ઉપર, પોતાના માનહીન જીવન ઉપર,

પોતાની ગરીબી ઉપર ને સંસાર ઉપર ભારે કંટાળો યે ઉપજતો, ત્યારે કપાળે હાથ દઈને એ મૂંગો રહી જતો. એનામાં મહત્વાકાંક્ષા નહોતી, કેમકે એને કોઈ આશા નહતી. ભાવી એને મન પીઠ પાછળથી અચાનક લાત મારનારો દાનવી પ્રપંચ માત્ર હતો. આ જગતમાં સનાતન હતી માત્ર ત્રણ વાત : નોકરી, ગરીબી અને પ્રભુનું નામ. એનામાં જે કાંઈ પુરુષાર્થ હતો તે એણે આ ત્રણ સનાતન વસ્તુઓને જીરવવામાં જ ખર્ચ્યો હતો.

× × ×

વજા શેઠને ગામની આર્થિક સ્થિતિનું થઈ રહેલું પરિવર્તન નડવા માંડયું. બે ત્રણ વર્ષ પહેલાં એક નવી રેલ્વે લાઈન બંધાઈ હતી. એટલે ગામનો અનાજ ને કપાસનો વેપાર એ રસ્તા તરફ વળવા માંડયો હતો. ગરાસિયાઓની ઘણીખરી જમીન મંડાઈ ચૂકી હતી. એટલે ત્યાંની ધીરધાર પણ વિકાસ પામવાને બદલે થીજી ગઈ. વજા શેઠે આપત્તિના પહેલા જ ભણકારાએ હરકોઈ શેઠને સૌથી પહેલો જે રસ્તો સૂઝે છે એ લેવાનો ઈરાદો કર્યો. દુકાનનાં ખર્ચમાં કાપકૂપ કરવા માટે વજા શેઠે મણિલાલને રુખસદ આપવાનો ઈરાદો કર્યો.

'મણિલાલ!' વજાશેઠે એક દિવસે કહ્યું: 'આ દીવાળીએ તમારે બીજે તજવીજ કરવી હોય તો કરજો હો.'

'મને...મને... તમે નથી રાખવાના?'

'ના. મારો વિચાર નથી.'

'પણ મારો કાંઈ વાંક, મારી કાંઈ કસૂર?' મણિલાલના હાથ ધ્રૂજતા હતા.

'કસૂર કાંઈ નહિ. તમે તો બહુ કાળજીપૂર્વક નોકરી કરી છે, પણ વખત ખરાબ આવ્યો. ધંધારોજગારમાં કસ ના રહ્યો. એટલે જ મારે તમને કહેવું પડયું છે.'

'પણ દશવર્ષની આપની નોકરી કર્યા પછી આ ઉંમરે ને આ સંયોગોમાં હું ક્યાં જાઉં? મને ઉભો કોણ રાખે?'

'કોઇક મળી આવશે. તપાસમાં રહેજો ને?' વજાશેઠે કહ્યું: 'મને પણ દશવર્ષનો સંબંધ કાપી નાંખતાં અફસોસ થાય છે, પણ જમાનાના પરિબલ આગળ મારે પણ માથું નમાવ્યે જ છૂટકો.'

'આપને ત્યાં મારા લાયકનું કાંઇ કામ જ નહિ રહે?' વજાશેઠનો ચાલુ ધંધો એટલો બધો સંકોચાઇ જાય કે એ સંકોચમાં એ મણિલાલને પણ બહાર ફેંકી દે, એ મણિલાલના માન્યામાં જ જાણે નહોતું આવતું.

'શું રહે? આજ દિવસ સુધી તો રેલ્વેના સ્ટેશન સામે ગોદામ રાખીને દાણા, ખાંડ વગેરેનો બારોબારનો વેપાર ચલાવ્યો. હવે તો મ્યુનિસિપાલિટીની હદ વધી એટલે એ વેપારમાં તો કાંઇ કસ જેવું રહ્યું નહિ. ધીરધાર તો હવે રહી નથી. જેટલી થઇ છે એમા નાણાં તરત પતે એમ નથી. તમે એકલ દોકલ છો, એટલે એમ કરશો તમે મુંબઇ જશો?'

'આટલી ઉંમરે તો હું ક્યાં ગામ બહાર પગ મૂકું ને હું મુંબઇ જઇ ને કરૂં યે શું? ક્યાંક શોધીશ અહીં જ – પછી જેવું મળે તેવું.'

વજા શેઠે આનો જવાબ ન દીધો. એમાં જવાબ આપવા જેવું નહતું. ખૂબ વિચાર પછી એણે આ વાત ઉચ્ચારી હતી. એટલે વાતમાં તો ફેર કરવાનો સવાલ જ નહતો. ચાલો! મણિલાલ એનું ફોડી લેતો હોયતો એટલી ઉપાધિ ઓછી!

મણિલાલ તે સાંજે ઘેર ગયો. તે સાંજે એણે ખાધું નહિ–પીધું નહિ. માળા લઇને ભગવાનની છબી પાસે બેસી ગયો. પચીસ માળા જપી એટલે એનો આત્મા કાંઇક સ્વસ્થ થયો. ચકડોળે ચડેલી લાગતી ધરતી જાણે થંભી ગઇ.

માળા પૂરી કરીને છબીને બે હાથ જોડીને એ કરગરતા અવાજે બોલ્યો: 'હે નાથ! એક તારા ભરોસા ઉપર, એક તારા આશરા ઉપર મેં આ ગામડામાં પચાસ વરસ કાઢ્યાં છે. આવડી ઉંમરે તો મને કાળા પાણીએ ક્યાંય બહાર કાઢીશ મા! હે દીનાનાથ! પચાસ વર્ષની શ્રદ્ધા પછી—પચાસ વર્ષની ભક્તિ—પછી આજે તારા ચરણમાં બોલ નાંખું છું. મને અહીં જીવાડયો છે. અહીં જ મરવા દેજે. હે મારા નાથ! હાથીને મણ ને કીડીને કણ દેનારો તું હજાર હાથવાળો! મારી આટલી પત રાખજે, મને આટલો જવાબ દે!'

ઘરનાં બારણાંની સાંકળ ખડખડી: 'એ કોણ છે?' મણિલાલે સાદ દીધો.

જવાબમાં કોઈનો મોઢાનો અવાજ ન આવ્યો. માત્ર સાંકળ ખડખડવાનો અવાજ ફરીને આવ્યો.

મણિલાલ ઊઠ્યો. એણે બારણું ઉઘાડયું. ને ઉઘાડેલાં બારણામાં એણે જોઈ નિવેદિતા.

'નીલુ! બેટા તું? કાગળ પત્ર વગર?' મણિલાલના અવાજમાં નિર્મળ આશ્ચર્ય છાયું.

એક હાથમાં એક પોટલું ને બીજા હાથમાં ઊંઘતી છોકરીને લઈને નિવેદિતા અંદર આવી. પાછળ હાથમાં એક થેલો લઈને વીનુ આવ્યો!

બારણું બંધ કરીને મણિલાલ પાછળ આવ્યો. એનો પોતાનો સવાલ ઘણો ગંભીર હતો. પણ એથીયે વધારે ગંભીર સવાલ એની દીકરીનો હતો! નિવેદિત – નીલુ મુંબઈમાં રહેતી હતી. ઘણે વખતે કાગળ પત્ર વગર કેમ આવી?

'બેસ દીકરા!' મણિલાલે ચટાઈ પાથરી દીધી. વીનુને મણિ-

હાલે તેડી લીધો! 'કેમ મજામાં છો ને?' એણે નિવેદિતા સામે જોઈને પૂછ્યું: 'કેમ અલ્યા! તારા બાપ તો મજામાં છે ને?' એણે વીનુને પૂછ્યું.

'મારા બાપા તો ગામ ગયા છે.' વીનુએ જવાબ આપ્યો.

મણિલાલને કાંઈ ન સમજાયું. એણે નિવેદિતા સામે જોયું. ને નિવેદિતાની આંખમાં એણે આંસુ જોયાં! ડોસો સમજી ગયો કે કાંઈક પણ અજુગતું થયું છે. નહિતર દીકરી ખતખબર આપ્યા વગર આમ આવે નહિ, ને આવીને આંસુ સારવા માંડે નહિ સસલું જખમાય ત્યારે બોડ તરફ દોટ મૂકે, તેમ પરણેલી બચરવાળ છોકરી પણ જખમાય ત્યારે જ બાપને ઘેર આમ આવે.

ડોસાએ કહ્યું: 'એ તો પછી વાત કરશું. નીલુ! બેઓને ચટાઈ ઉપર સૂવાડી દે. હાથ–મોં ધોઈ લે, ત્યાં હું ચાહ કરી દઉં. પછી તું તારા માટે ને વીનુ માટે ખાવાનું કરી લે. પછી વીનુને ખવડાવીને સૂવાડી દે. થાકી ગયો હશે!'

યંત્રવત્ નિવેદિતાએ પોતાના પિતાની સૂચનાનો અમલ કર્યો. ડોસો ચાહ બનાવવા બેઠો. તીરકસ નજરે એ પોતાની પુત્રીના ચહેરા સામે જોઈ લેતો હતો! સાચે જ! દીકરીને કોઈ આપત્તિ આભડી ગઈ લાગે છે! એનો ચહેરો કેવો કરમાઈ ગયો છે! આ જુવાન ચહેરા ઉપર આટલી બધી દાઝ શી? કરચલીઓ શી?

ડોસાએ નિવેદિતાને ચાહ પાઈ. રસોઈની સામગ્રી બતાવી અને પછી પોતાના હૈયા સાથે ડોસો એકલો બેઠો.

પોતે ઘડી પહેલાં ભગવાનને પ્રાર્થના કરી હતી કે આવડી અવસ્થાએ હવે પોતાને ગામ તજવાનો વારો ન આવે. ને એ પ્રાર્થનાનો જાણે જવાબ મળતો હોય એમ નિવેદિતા આવી!

નિવેદિતા પહેલાં જ્યારે અમૃતપુર આવતી ત્યારે ચાર પાંચ

કાગળોથી ગાજતી હતી. છેક મુંબઈમાં બેઠેલી પોતાની જુવાન દીકરીના આનંદનો અવાજ જાણે ગામડામાં પહોંચતો, એવી રીતે એ આવતી. એના મુંબઈથી રવાના થવાના સમય સુદ્ધાંની ડોસાને એ ખબર આપતી. ને ડોસો ત્યારથી તે આખો દિવસ કલ્પના કરતો : 'હવે નીલુ સુરત આવી હશે.' 'હવે એ નર્મદા નદીના પૂલ ઉપરથી પસાર થતી હશે.' 'હવે અમદાવાદના સ્ટેશને હશે, ને બાળકોને કાંઈ ખાવાનું–રમવાનું અપાવતી હશે.' 'હવે વીરમગામ આવી ગઈ હશે.' ડોસો સ્ટેશને સામે જતો ને નીલુ સાથે સામાનના બિસ્તરા ને બેગ ને સંપેતરાંના પોટલાં હોય એ એક બળદના ટપ્પામાં ભરતો. ને પછી ભાડુતી ટપ્પાવાળો દાદુમિયાં ને ડોસો મુંબઈની વાતો કરતા કરતા ઘેર આવતા. નીલુ આવતી ત્યારે આમ આવતી ને આખું ઘર – વૃદ્ધ વિધૂરનું ગરીબ શ્યામ ઘર એના હાસ્યથી ઉજવાળું – આનંદિ જ બનતું. એકદમ જાણે ભીંસ, શ્યામલતા, એકલતા, રુક્ષતા બધાં ભૂવો આવ્યે વળગાડ નાસે એમ ડોસાના ઘરમાંથી નાસી જતાં ને વહેતાં ઝરણાં જેવા કિલકિલાટથી ઘર ભરાઈ જતું. નીલુ આવતી ત્યારે એવી રીતે આવતી.

આજ નીલુ જેમ ગાજ્યા વગરના અકાળ વરસાદ જેવી ઝીણી ને ઝાંખી આવી ?

જેવી તેવી રસોઈ થઈ રહી ને જેવું તેવું વીનુ અને નિવેદિતાએ ખાઈ લીધું. જેવી તેવી પથારી ઉપર વીનુ સૂઈ ગયો.

પછી બાપ ને દીકરી સામસામાં બેઠાં. બાપના દિલમાં શંકા હતી. દીકરીના મનમાં આશંકા હતી. બેય એકબીજાના પગ સામે જોઈ રહ્યાં. થોડીવાર કોઈ કાંઈ બોલ્યું નહિ.

દીકરીની આંખમાંથી આંસુનું બિન્દુ પડ્યું ને એના પગના

અંગૂઠા ઉપર પડ્યું. દીકરીના પગ સામે તાકી રહેલા ડોસાએ જોયું — ને એણે આંખો ઉંચી કરી.

દીકરીની બન્ને આંખો આંસુથી ભરાઈ ગઈ હતી !

'શું છે ? બેટા !' ડોસાએ પૂછ્યું. બહારથી માયાળુ ને સ્વસ્થ દેખાતા એ અવાજની ભીતરમાં ડોસાનું હૃદય કોઈ અનામ ભયથી થડકી રહ્યું હતું.

બાપના સવાલના જવાબમાં નીલુ ધ્રૂસકે રોઈ પડી: 'ઓ મા રે.'

ડોસો નજીક ગયો. દીકરીના માથા ઉપર એણે હાથ ફેરવ્યો: 'હું તારો બાપ ને હું તારી મા ! મને કહે !'

ડોસાના ખોળામાં નીલુ માથું નાંખીને પડી. ને એના ધ્રૂસકાંથી ડોસાની છાતી જાણે રુંધાઈ ગઈ. છેક બાળપણથી એણે કદિ યે આ પોતાની એકની એક પુત્રીને રડતાં જોઈ જ ન હતી. નીલુ રડે એ એને પોતાના ખ્યાલ બહારની વસ્તુ લાગતી. કોણે આ ફૂલ જેવી દીકરીને છંછેડી ? કોણે આ રાંક દીકરીને રડાવી ? કોણે ? કોણે ?

'બેટા બોલ ! હૈયાનો ભાર હળવો કર. તારો ભાર હળવો કરવા માટે તો આ ઠેકાણું હું જાળવી બેઠો છું. મારા બાપ !'

હજી નિવેદિતા ન બોલી — ન ઊઠી.

'વીનુના બાપે શું તને કાંઈ કહ્યું છે ?'

નિવેદિતાએ માથું ધૂણાવ્યું.

'ત્યારે ?' ડોસાએ તર્ક કર્યો. ડોસાને લાગ્યું કે દીકરી આપ મેળે વાત નહિ કરે. એટલે એણે સવાલો પૂછવા માંડયાં. 'હં. પણ વીનુ કહેતો હતો કે એના બાપુ પરગામ ગયા છે, એ શું ? એ પરગામ ગયા છે ?'

દીકરીએ માથું ધૂણાવીને હા કહી.

'ક્યાં ?'

'જેલમાં.'

ડોસો ચમકી ઊઠ્યો. એનો જમાઈ જેલમાં ! 'શું કામ ?'

'ખૂન કરવાના ગૂનાહ માટે.'

કર્કશ અવાજે ડોસાએ કહ્યું : 'નીલુ ! ઊભી થા ! મારી સામે બેસ. મને બધી વાત કર.'

પિતાના અવાજમાં થયેલા ફેરફારે પુત્રીને સ્વસ્થ કરી. પચી ગયેલું દુઃખ બાપનું ખોરડું દેખતાં હેક આંતરડાંમાંથી ઉછળીને બહાર આવ્યું હતું. તે પાછું નીચે બેઠું.

અને નિવેદિતાએ પોતાની વાત કરી. કેટલીક ડોસાને વગર કહ્યે સમજાઈ. કેટલીક ડોસાએ ચોકણાં સવાલો પૂછીને પ્રયાસે સમજી લીધી.

અને ડોસાના મનની રગેરગમાં નિવેદિતાના શરાબપ્રચૂર સંસારનું ઝેર ઉતરી ગયું.

અગ્નિનો રસ પીધો હોય એવા ખોખરા બની ગયેલા અવાજે પિતાએ પુત્રીને કહ્યું :

'બેટા ! હવે તો તું ધણીને ઘેર નથી. બાપને ઘેર છો. થવા કાળ થઈ ગયું. હવે નકામો જીવ ન બાળીશ. થાકી ગઈ હોઈશ. સૂઈ જા !'

નિવેદિતાએ કહ્યું : 'બાપુ ! તમને વૃદ્ધને મારો બોજો પડશે. પણ હું ક્યાં જઉં ?'

ડોસાએ મ્લાન હસીને કહ્યું : 'તારો બોજો મારા માથે ! ગાંડી રે ગાંડી ! તારા બાપનું બધું ખૂટ્યું હશે તે દિવસે દિલ નહિ ખૂટે. હવે સૂઈ જા.'

નિવેદિતા સૂતી. એની બધી ઉપાધિઓની પહેલી મજલ તો

પૂરી થઈ હતી. જે બાપની આગળ એણે ગઈ કાલ સુધી પોતાના પરિણીત સંસારનો ભર્યા દિલનો પોરસ કર્યો હતો, એ બાપની આગળ બધી વાતો કરવી પડશે. પોતાની માનહાનિ, પોતાની હીણપત વગેરેનો— જરા સરખીયે ગેરસમજૂત ના રહે એવો એકરાર કરવો પડશે, એ એક ખ્યાલે એને ઓછું આવી ગયું હતું. એ અનિવાર્ય—અનિષ્ટ પણ આખરે પૂરું થયું. એ આપત્તિ પણ પાર ઉતરી. ને ક્ષણભર તો હૈયા ઉપરથી એક ઘણો ભારે બોજો હળવો થયાની એણે આશ્વાયેશ અનુભવી. હવે તો......

નિવેદિતાની આંખ મિંચાઈ ગઈ. એને ઉંઘ આવી ગઈ.

અને ડોસો એકલો બેઠો રહ્યો. એની ઉંઘ ઉડી ગઈ હતી.

બહાર ચોકમાં એના રાતરાતના સોબતીઓ નિયમ મુજબ ગપાટા મારવા લાગ્યા.

'મણિલાલ !' એક રાતની વાતના બંધાણીએ બૂમ મારી.

ડોસો ન હાલ્યો ન ચાલ્યો. ન એણે જવાબ દીધો.

'ઉંઘી ગયા લાગો છો ? આજ તો આટલા વહેલા ?' ચોરાના બીજા એક બેસનારાએ સાદ દીધો: 'આજ તો અજરામર ગોર આવ્યા છે. તે ભજન ગાશે.'

ડોસાએ ફરીને જવાબ ન દીધો.

હાથમાં ઠીકરૂં લઈ ને બેઠેલા શીવ ડોસી પોતાના ખાટલા ઉપર બેઠાં હતાં. ડોસી વયોવૃદ્ધ હતાં. જાતનાં હજામ હતાં. જુવાનીથી તે ઠેઠ કાયા ચાલી ત્યાં સુધી સુયાણી હતા. દરબારમાં વડારણ હતાં. વૈદ હતાં. ઘણાં વરસ સુધી એ ગામમાં ઘણું હતાં. ને ઘણાં તો નહિ પણ ખાંતે ખાય એટલા પૈસા પણ અમણે એકઠાં કર્યાં હતાં.

શીવ ડોસીનું નાક કપાયેલું હતું. પણ પીઠ પાછળ કે નજર આગળ કોઈ કરતાં કોઇ ડોસીની મજાક કરતાં નહતાં. ડોસી ગામનાં

એક વીરાંગના લેખાતાં હતાં. કાપેલાં નાકે એમને હજામની હિણાયેલી કોમમાંથી ઉપાડીને પંચમાં પૂછવા જોગ ને પૂજવા જોગની મંડળીમાં મૂકી દીધાં હતાં.

વાત એમ હતી કે શીવડોસી જ્યારે જુવાન હતાં ત્યારે ગીને વાને ઘણાની વિકારી આંખમાં સમાયાં હતાં. ગામની સ્વરૂપવતી જુવતીઓની જ્યારે જ્યારે ગણના થતી, ત્યારે ત્યારે 'છગનિયાની બાઈડી શીવલી'થી જ એ ગણનાનો આરંભ થતો. એમાં એક દિવસ સોમમાં સાપ આભડ્યો ને છગનિયો અગન પિછોડી કાયમમાટે ઓઢીને ચીરકાળ પોઢી ગયો. 'શીવલી' હવે વિધવા બની. એક તો સ્વરૂપવતી. બીજી હજામ. ત્રીજી વિધવા. દરબારોમાં શીવલીને કામ કરવાનાં તેડાં આવવા માંડયાં. છેલબટાઉઓને ત્યાંથી ઈજન આવવા માંડયાં. બાપકમાઉઓને ત્યાંથી ભેટ સોગાદ આવવા માંડી. સૂયાણીનો ધંધો શીવને વારસામાં મળેલો. વખતે કવખતે શીવને ઘર બહાર નીકળવું પડે. ને જ્યારે પણ નીકળે ત્યારે બેચાર સાફા એની પાછળ કે પડખે થઈ જ જાય.

એક દિવસે શીવ જતી હતી, ગામની બજારમાંથી. ત્યાં બેચાર સાફા એને મૂંગી સંતામણી કરી રહ્યા. એક બાઈની પથારી પાસેથી બે દિવસના અખંડ ઉજાગરા કરીને શીવ ઘેર જતી હતી. ને એના માથામાં અંધન હતું. શીવે દોડીને બજારમાં બેઠેલા એક શાકવાળા પાસેથી મોટી છરી ઉપાડી લીધી.

પછી એ ગઈ એનો પીછો પકડી રહેલા જુવાનો પાસે. હાથમાં છરી પકડીને હોઠ પીસીને એ બોલી : 'તમે મારી પાછળ ભમો છો તે મેં તમારું શું બગાડ્યું છે ?'

'અરે વાહરે મારી રંગીલી હજામડી !' એક સાફાધારી જુવાને ઈશ્કનો લહેકો કરીને કહ્યું.

'બ્રાહ્મણ, વાણિયા, ગરાસિયા ખપી ખૂટયાં તે માળી હજામડી અતિ થાય છે એ તો જુઓ!' બીજાએ કટાક્ષ કર્યો.

'જેટલું રૂપ છે એટલી અક્કલ હોત તો છગનિયાની પાછળ ટાંટિયા ઘસવાને બદલે તો આજ માલદાર બની ગઈ હોત!' ત્રીજાએ સખેદ અવાજે કહ્યું.

'તમે રૂપના ભમરા છો ને. તો લ્યો આ મારું રૂપ તમને અખિયાતું. ભોગવી લ્યો ભોગવવું હોય એને ને મને નિરાંતે રહેવા દો.'

અને એ શું કરે છે એની કોઈનેય કાંઈ ગમ પડે એ પહેલાં તો શીવીએ છરી ઉપાડી ને પોતાના નાક ઉપર વહેતી મૂકી.

શીવનો ચહેરો લોહીલુહાણ થઈ ગયો. એના હાથમાં, નાકના ટચકાં સાથે લોહીની અંજલિ આવી. 'લ્યો! લ્યો! મારું રૂપ લઈ લ્યો.' કહીને એણે એ લોહીની અંજલિ એને સતાવી રહેલા જુવાનો ઉપર છાંટી.

શીવને શૂર ચડયું ને પોતાને થયેલા જખમની પણ પરવા કર્યા સિવાય શીવ આગળ ચાલી એના અંગઅંગમાંથી ધ્રૂજારી છૂટી રહી હતી.

'લ્યો! મારા બાપ! લ્યો! ભાગો કાં? તમને જોઈએ છે તે મળે છે છતાં પીઠ ફેરવો કાં? અરે જરાક તો ઉભા રહો!' જુવાનો હવે વાત સાંભળવાને રોકાય એમ ન હતું! શીવની હીંમતે એમને નાસીપાસ કર્યા હતા: 'તમારી મા બેનો પાસે જઈને બતાવજો મારૂં રૂપ. ચણાપૂર નાક મારું બતાવજો ને કહેજો કે આ જાય તો રૂપની કીંમત નથી. રૂપ ને નાકનો સંબંધ એમને સમજાવજો.'

તે દિવસથી શીવ કદરૂપી થઈ ગઈ. તે દિવસથી ગામમાં કોઈએ એની પીઠ પાછળ પણ મજાક કરી નથી. 'હજામની જાતમાં પણ

બાઈ કાંઈ પાકી છે ને? નોક રાખવા ખાતર ચીભડું કાપે એ નાક કાપી નાખ્યું!'

તે દિવસથી કોઈએ શીવને હજામ ગણાવી નથી. તે દિવસથ શીવ ગામમાં વટવાળી બાઈ ગણાઈ છે. નાક કપાયેલી એ નારીમાં ત દિવસથી ગામે કેવળ અપરાજીત સ્ત્રીત્વ જ જોયું.

શીવ ડોસીને વૃદ્ધાવસ્થામાં આખા શરીરે ભારે ચળ આવત હતી, ને ડોસી એક ઠીકરું રાખીને એનાથી ચામડી ઘસતાં હતા એવાં એ શીવડોસી હતાં.

એણે કહ્યું : 'મણિલાલની દીકરી જેવા કોઈક મહેમાન હમણ એને ત્યાં આવ્યા છે તે મણિલાલ આગતા સ્વાગતામાં હશે.'

હજી ડોસો ચાલ્યો નહિ, હાલ્યો નહિ. જ્યાં એ બેઠો હતે એમ જ બેસી રહ્યો ને એની આંખો સામેની દીવાલ સામે તાકી રહી હતી.

અસૂઝ મનોમંથનમાંથી એક વિમાસણ આખરે ઉપર તર આવી. પોતાને આજે જ નોકરીમાંથી રજા મળી ગઈ હતી! પોતાને એકનો પંડ પણ હવે ક્યાં લઈ જવો એની ચિન્તા એને જાગ હતી, ત્યાં ત્રણ જીવો એનો આશરો ઝંખતાં આવ્યાં!

પોતે ભગવાનને પ્રાર્થતો હતો કે: 'દીનાનાથ મને આ વર આ ગામ છોડાવીશ ના!' પોતે ભગવાન પાસે જવાબ માગતો હતો ને ભગવાને એને જવાબ દીધો હતો : 'સંસાર હારી ચૂકેલી પોતાન એકની એક પુત્રીને મોકલીને! એ જવાબ હતો કે ઉપહાસ!

'માગવું તો ભગવાન પાસેય નહિ.' બહારથી ચીકા કાકાને

ખોખરો ઘાંટો સંભળાયો. પોતાની જ વિમાસણનો જાણે જવાબ મળતો હોય એમ મણિલાલ કાન માંડી રહ્યો–અનાયાસે એના કાન ખોખરા ઘાંટા તરફ મંડાયા.

ચીકા કાકા વૃદ્ધ હતા. સરકારી પેન્શનર હતા. રાત પડે ત્યારે બહાર ચોકમાં લાલ ઢોલિયો પાથરીને સૂતા. વાતો સાંભળવાનો ને વાતો કરવાનો એને શોખ હતો. ચાલતી વાતમાં વચ્ચે ઉદાહરણમાં એ વાતો કહી નાંખતા. એટલે રાતે ચીકા કાકાના ખાટલાની આસપાસ ડાયરો જામતો.

‘ શું કહ્યું મેં ? માગવું તો ભગવાન પાસે ય નહિ. ’ ચીકા કાકાએ બહાર ચોકમાં પોતાની આસપાસ જામેલા મંડળને ઉદ્દેશીને કહ્યું : ‘ કોઈકવાર મારો વહાલો એવા જવાબ દે છે કે સવાલ નાંખ્યાનો જીંદગીભર પછી તો પસ્તાવો જ કરવાનો રહે. ‘ એક હતો સાધુ ! ’ ચીકા કાકાએ વાત માંડી : ‘ એની પાસે એક તિલેસમનો પત્થર હતો. એક દિવસ એ સાધુ ગામમાં ગયો. તે ગામમાં એક સખી દાતારે એને ભોજન કરાવ્યું. સાધુ ભોજનથી ખૂબ પ્રસન્ન થયો. કોણ પ્રસન્ન ન થાય ? એણે યજમાનને કહ્યું : મારો આ તિલેસમ છે. મૂઠીમાં વાળીને ભગવાનનું નામ લઈ, ભગવાન પાસે કાંઈક માંગો : ગજા જોગ માગશો તો મળશે. ’

‘ પહેલાં તો યજમાનને શ્રદ્ધા ન ઉપજી. ને ઉપજી ત્યારે શું માગવું–ગજા જોગ–એ વિષે પત્નીની સલાહ લીધી. પત્નીએ કહ્યું : ‘ પાડોશની કંકુએ હાથનાં સાંકળાં કરાવ્યાં છે. ત્રણસો રૂપિયાનાં થયાં. બહુ સારાં થયાં છે. બસ વધારે કાંઈ નહિ. જગો સોની ત્રણસો રૂપિયામાં બનવી દે છે એવાં સાંકળાં માગો !’

યજમાને તિલેસમ હાથમાં લઈને ઇચ્છા કરી: ‘ હે ભગવાન ! મારી સ્ત્રી માગે છે એવાં ત્રણસો રૂપિયાનાં સાંકળા મને દે. ’

યજમાનની ઇચ્છા પૂરી થઈ. ભગવાન પાસે એની માગણી પૂરી થઈ ને બારણે ટકોરો પડ્યો. યજમાને ઉઠીને બારણું ઉઘાડ્યું ને ઉઘડેલાં બારણામાંથી ચાર માણસો એક ખાટલો લઈને આવ્યાં. એની સાથે બીજાં પણ ઘણાં માણસો હતાં.

યજમાને ખાટલામાં જોયું ને એને તમ્મર આવ્યાં. ખાટલા ઉપર એનો જુવાન પુત્ર લોહી લુહાણ પડ્યો હતો. એ મરી ગયો છે એ સમજવાને એક જ નજર બસ હતી.

એ ટોળામાંથી એક અમલદાર જેવો માણસ આવ્યો: 'હું દિલગીર છું કે તમારો પુત્ર રેલ્વેની નીચે અકસ્માતથી કચરાઈ ગયો છે. હું રેલ્વેનો ઇન્સ્પેક્ટર છું. મારે કહેવું જોઈએ કે આ અકસ્માતમાં રેલ્વેનો બિલકુલ દોષ ન હતો. કાયદેસર તો રેલ્વે જરાયે બંધાયલી નથી, પણ રેલ્વે કંપની પોતાની ખુશી–મરજીથી તમને રૂા. ત્રણસો આપે છે. આ રૂપિયા લઈ લ્યો. પહોંચ લખી આપો!' ચોકા કાકાએ ઉદાહરણ સમાપ્ત કર્યું ને ઉમેર્યું: 'આમ ભગવાન પાસે તો માગવું જ નહિ.'

મણિલાલ અંદરથી વાત સાંભળતો બેઠો જ રહ્યો. ચોકા કાકાએ પોતાના ઉદાહરણને અંતે ઉમેર્યું: 'યજમાને પછી મનમાં ગાંઠ બાંધી કે હવેથી ભગવાન પાસે કાંઈ માગવું જ નહિ. પછી એક વરસે એને પુત્ર થયો!'

મણિલાલ ચોકા કાકાની વાત સાંભળી રહ્યો. સાચી વાત! સાવ સાચી વાત! ભગવાનની પાસે કાંઈ કરતાં કાંઈ માગવું જ નહિ. માગે છે એને કંઈ મળતું નથી. નથી માગતા એને એટલું મળે છે કે ક્યાં વાપરવું એની એને સૂઝ પડતી નથી!

ચોકાકાકા ઘણી નકામી વાતો કરે છે, પણ આજ તો એણે આ વાત લાખ રૂપિયાની કરી.

પણ ત્યારે કરવું શું? આજે જ એને નોકરીમાંથી રજા મળી હતી – રજા તો નહોતી મળી, પણ રજા મળવાની ચેતવણી તો મળી હતી. આજે જ એને ગામ બહાર જવાની ફરજ પડવાની સંભાવનાની ઝાંખી થઈ હતી. પોતે માંડ પોતાનું ગાડું ગબડાવતો હતો, ત્યાં એના ઉપર ત્રણ જીવના પોષણની વધુ જવાબદારી આવી પડી હતી. ઘણીખરી વાતો ડોસાને નસીબ ઉપર છોડી દેવાની આદત પડી ગઈ હતી. ઘણી ખરી વાતો ભગવાનને ભળાવી દેવાની ફાવટ પડી ગઈ હતી. પરંતુ આ વાત નસીબ ઉપર છોડી શકાય એમ ન હતું. આ વાત ભગવાનને ભળાવી શકાય એમ ન હતું.

નિવેદિતા સૂતી હતી. આજ આટલે વરસે બાપનો આશરો શોધતી એ આવી. દીકરી જાત જો સાસરે સમાય નહિ તો બાપના ઘર સિવાય ક્યાં જાય? મા મરી ગયા પછી નિવેદિતા આવી ન હતી. આજ આવી ને આજ શું એના બાપે મરી જવું? છોકરી બે જીવનો બોજ લઈ ને ક્યાં જાય? એનો એકવારનો હસતો ચહેરો કેવો વીલો પડી ગયો છે? એનો એકવારનો જાજરમાન ઉઠાવ કેવો ઓસરી ગયો છે? અસહાય બનેલી જુવાન પુત્રીથી કોઈ વધારે કરુણ દૃશ્ય એના બાપને જોવાનું નથી હોતું!

અને આ સૂતો છે એ વીનુ! જેનું નામ લેતાં લેતાં પોતાની પત્નીનો દેહ પડ્યો હતો!

ને પેલી સૂતી હતી એ બેબી! ફૂલ જેવી લાગે છે ને? એ કેટલી દુબળી લાગે છે?

ડોસો ઉભો થયો ને માથે પાઘડી મૂકીને બહાર ચાલ્યો. એનાથી અત્યારે આ ઘરમાં રહેવાય એવું ન હતું. પોતે ક્યાં જાય છે એનો ડોસાને ખ્યાલ ન હતો. પોતાના પગ પોતાને ક્યાં લઈ જાય છે એનો ડોસાને ખ્યાલ ન હતો. આટલી રાતે પોતે કોનું

બારણું ખખડાવી રહ્યો છે એનો પણ ડોસાને ખ્યાલ નહતો. અંદરથી બારણું ઉઘાડીને જ્યારે વજા શેઠે એને પૂછ્યું ત્યારે જ એને ખ્યાલ આવ્યો કે એ શેઠની હવેલી સુધી આવી ચૂક્યો છે.

'કેમ મણિલાલ! કાંઈ કામ હતું?' વજા શેઠે સવાલ પૂછ્યો.

'જી ના...હા...ના...ના!' મણિલાલ પાછો વળવા જતો હતો, ત્યાં શેઠે એને સાદ દીધો: 'શું ખાસ કામ હતું? ગભરાઈ કેમ ગયો છો?'

ડોસો વજા શેઠની સામે જોઈ રહ્યો, ને પછી બોલ્યો: 'હું ફરવા નીકળ્યો હતો. મને ખબર નહોતી કે હું તમારે ત્યાં આવી ચૂક્યો છું.'

'એમાં શું? શું કામ છે એ તો કહો?'

'શેઠ! તમને ખબર નથી, હું આજ દિવસ સુધી કેમ દહાડા વિતાવતો હતો તેની. મેં કદી તમને કહ્યું નથી. આજ મારું દીનમાન ફર્યું છે. સાંજે તમે મને ફારગ થવાની વાત કરી ને રાતે મારી દીકરી એના બાપુડાને લઈ ને મારે ઘેર આવી. આવા નબળા સંજોગમાં હવે હું કયાં જાઉં? કોને કહું? હું તો તમને ઓળખું. શેઠ! મારા મોઢામાંથી રોટલો ઝૂંટાતો હતો ત્યારે હું કાંઈ ન બોલ્યો. પણ હવે તો મારાં બાળકોના મોઢામાંથી રોટલો જાય છે. તમને તમારી વ્યાધિ હોય. એમાં અમારી વ્યાધિ જોવાની તમને ઘડીનીયે નવરાશ ના મળે. શેઠ! મને તો ભગવાન કાંઈ નથી આપનો. પણ તમને આપી રહેશે. હું ડોસો ઉઠીને તમારા પગે પડું. મારાં છોકરાં જો ચપટી અનાજ પામે તો હું તમારા પગમાં આળોટવામાંયે નહાનમ ન સમજું.'

'પણ છે શું?' વજા શેઠ મણિલાલનો વાણી પ્રવાહ જોઈને આશ્ચર્ય પામ્યા. મણિલાલ આટલું બધું એક સાથે બોલી શકતો હશે એનો પણ વજા શેઠને ખ્યાલ સરખોયે નહનો.

'મને નોકરીમાંથી રજા ન આપશો. શેઠ! મારે ઘેર મારી રાંકડી દીકરી આવી છે. ને હવે અહીં જ રહેવાની છે.'

'તમારી દીકરી તો મુંબઈ હતી ને? કંઈક તમે જ એ વાત કરી હતી ને હમણાં મળવા આવી છે?'

'નારે. એ પણ એક રામકહાણી છે. જમાઈ લોફર નીકળ્યો. દારુડિયો નીકળ્યો. ને છેવટ ખૂન કરીને જેલમાં ગયો.'

'અરે રે! તમારે માથે તો ઉપાધિ આવી પડી. હીંમત રાખો!'

'હું મારી છોકરી ને એના છોકરાનો વિચાર કરું છું, ત્યારે હીંમત ગુમાવી બેસું છું. મને સૂઝ પડતી નથી કે હવે હું શું કરું! મને સમજાતું નથી કે શા માટે મારા જેવાની દીકરીઓના જ વરો આવા નીકળે છે! મને સૂઝ નથી પડતી કે...........કાંઈ નહિ શેઠ. માફ કરજો તમને આટલી રાતે ઉંઘમાંથી જગાડ્યા ને આ બધો બકવાટ સંભળાવ્યો. હું રજા લઈશ.'

મણિલાલ પાછો વળી ગયો. એના શબ્દો કરતાં પણ અંતરના દુઃસહ ઉકળાટે એના કપાળ ઉપર પરસેવો બાઝ્યો હતો.

'મણિલાલ!' વજા શેઠે પાછા ફરતા ડોસાને સાદ કર્યો. ડોસો પાછો ફર્યો.

'આજ સાંજની વાત આપણે થઈ જ નથી એમ સમજજો. દુકાનમાં કરકસર કરવાની જરૂર છે પણ બીજો રસ્તો લેશું.'

વજા શેઠે બારણું વાસી દીધું ન હોત તો ડોસો એને પગે પડ્યો હોત!

## પ્રકરણ બીજું

### ખાનદાની

મણિલાલની નવી જીંદગી વળતા દિવસ સવારથી શરૂ થઈ. જ્યારથી નિવેદિતાની મા પાછી થઈ હતી ત્યારથી ડોસો એકલો જ હતો. પાંચ છ વર્ષના એકરાગી એકાન્તવાસે એના મનમાં એકલાપણું પૂરી દીધું હતું. પોતાના ઘરમાં જુવાન દીકરી હોય, દીકરીનાં છોકરાં હોય, એ વાત જ ડોસાને માટે નવી નવાઈની થઈ પડી.

એ નવાઈ સુખકર નહોતી, એમ ડોસો પોતાના મનમાં જાણતો હતો. ટૂંકા પગારમાં પૂરું કરવાની કસોટી જેની માથે નથી આવી પડી એ માણસે કદિયે દુનિયાનું ઝેર નથી પીધું. જેને પળે પળે પાઇ પાઈનો વિચાર કરવો પડે છે એના જેટલો ઉદાર બીજો કોઈ થઇ શકતો નથી. શ્રીમંતોમાં જેટલી ઉદારતા છે એનાથી અનેકગણી ઉદારતા ગરીબોમાં છે. જો એમ ન હોત તો ગરીબો આ દુનિયામાં વસી શકત નહિ. જીવવા માટે એમની પાસે જો કાંઈ કારણ હોય છે તો માત્ર બીજાંને જીવતાં રાખવાનું. આશા ગુમાવી નહિ બેસવાનું એમની પાસે જો કાંઈ કારણ હોય તો બીજાં આશા ગુમાવી ન બેસે એ જોવાનું. પોતાની જીંદગીની હરએક પળ જો બીજાંઓ માટે જીવતું હોય તો તે ગરીબ જ. ગરીબને આ જગતમાં પોતાનું કાંઈ નથી—આશા પણ નહિ, વિચાર પણ નહિ.

મણિલાલના જીવનમાં જો કાંઈ પણ લુત્ફ રહી હોય તો એ કેવળ ઉતરતી રાતના સમયની ચીકા કાકાની વાર્તાઓ. ગરીબોની વચમાં વસતો આ બુજરગ પેન્શનર એ વાસમાં એક વ્યકિત કરતાં સંસ્થા સમો હતો. હજાર વાતો એણે સાંભળી હતી. હજાર વાતો એને કંઠે હતી. હજાર વાત એ જોડી શકતો હતો. એનામાં વાર્તા કહેવાની ફાવ પણ સારી હતી. અરેબીયન નાઈટસનો સુલતાન જેમ શહેરજાદીની વાતોમાં પોતાનો કિન્નો વીસરી જતો હતો તેમ ચીકા કાકાની વાતો કંઈકની નિરાશા ભુલાવી દેતી હતી. ચીકા કાકા માંદા હોય તો અર્ધો વાસ એની પાછળ માંદો પડતો.

મણિલાલ વહેલી સવારે નોકરીએ જતો. બપોરે ખાવા આવતો ને પાછો છેક રાતે ઘેર આવતો. વજા શેઠે એને દયા કરીને રાખ્યો હતો, એ વજા શેઠ માટે ઘણી સારી વાત હતી. મણિલાલ એ વાત ભૂલી નહોતો ગયો. એ મણિલાલ માટે પણ એટલી જ સારી વાત હતી. પણ વજા શેઠ પોતે એ વાત નહોતા ભૂલતા, એ વજા શેઠ તેમ જ મણિલાલ બન્ને માટે ખરાબ વાત હતી. મણિલાલને કામનો પાર ન હતો. પગાર વધવાની કોઈ આશા નહતી. ને ટૂંકા પગારમાં પૂરું થવાની સંભાવના પણ એટલી જ ઓછી હતી.

એક દિવસ વીનુ રડતો રડતો ઘેર આવ્યો. એનો એક દાંત પડી ગયો હતો, ને એમાંથી લોહી વહીને એનાં કપડાં ઉપર છંટાયું હતું. એનું પહેરણ ફાટી ગયું હતું. એ ક્યાંક તકરાર કરીને ને માર ખાઈ ને આવ્યો હતો.

વીનુ રોતો રોતો નિવેદિતા પાસે આવ્યો. ને નિવેદિતાની સામે ઉભો રહ્યો: 'મા!' એણે ડૂસકાં ભરતાં ભરતાં કહ્યું : 'મારા બાપ ચોર છે?'

નિવેદિતા ચમકી. એના હોઠ સખતાઈથી બિડાયા : 'કેમ ?'

'વજા શેઠનો બાબુ અમારી નિશાળમાં ભણે છે તે મને કહે કે: વીનુના બાપુજી ચોર છે. જેલમાં છે ને સરકાર તો એને ફાંસીએ ચડાવવાની છે.'

નિવેદિતા વીનુ સામે તાકી રહી. એ કાંઈ બોલી નહિ.

'બા ! મારા બાપુજી ક્યાં છે ?' વીનુએ રડતે અવાજે કહ્યું : 'એ કેમ આવતા નથી ?'

'વીનુ !' નિવેદિતાએ કહ્યું : 'અહીં બેસ. તારા બાપુજી ગામ ગયા છે ને કદિયે પાછા નથી આવવાના !'

'બા ! એ જેલમાં ગયા છે ?'

'તારા મગજમાં કોણ આવા સવાલો મૂકે છે ? કાલથી તારે નિશાળે નથી જવાનું. હું જ તને ને બેબીને બેઉને ભણાવીશ.'

મણિલાલે જ્યારે આ વાત સાંભળી ત્યારે એમણે માત્ર એટલું કહ્યું: 'નીલુ ! તને ઠીક લાગે તેમ કર.'

'હું મારાં બાળકોને એના બાપનો પત્તો નથી આપવાની, ને હું કદિયે એ આવે તોય એની સાથે નથી રહેવાની.'

'નીલુ !'

'બાપુ ! હું તમને નાને મોંયે મોટી વાત કરતી લાગું છું. તમારી શરમ છોડીને વાત કરતી લાગું છું. પણ મેં જે માનહાનિ સહી છે, જે ત્રાસ સહન કર્યો છે, એ હજી મને યાદ આવે છે. એ બધું હું કેમ સહન કરી શકી એની મને આજ તો નવાઈ લાગે છે. હુ મારાં છોકરાંને નથી એનો બાપ બતાવવાની. નથી એમને એના જેવાં થવાની છૂટ આપવાની. હું મારા છોકરાંને એના બાપના જરાયે પડછાયા સરખાથી અભડાવા નહિ દઉં.'

મણિલાલે વાત આગળ ના ચલાવી. ને વીનુએ તે દિવસથી નિશાળ છોડી. વીનુએ નિશાળ છોડી એટલે એ રખડુ થઈ ગયો એમ કોઈ ના સમજે. એ નાનકડા છોકરાને તો શું પણ એનાથી યે નાની એવી એની બેનને પોતાની પળપળનો હિસાબ પોતાની માને આપવાનો હતો.

આર્થિક અકળામણ અને માનસિક સંકડામણના કંઈક દહાડા આવા ચાલ્યા ગયા. ઘરના બે છેડાને મેળવવાને–મેળવેલા રાખવામાં નિવેદિતાએ જાત મહેનતમાં પોતાની કાયા ઘસવી નાંખી. દળવાનું, પાણી ભરવાનું, ખાંડવાનું, શીવવાનું, સાફસૂફ કરવાનું, બધું જ કામ એ કરતી. આમ કરી કરીને બાપના ટૂંકા પગારમાંથી એણે છ મહિને દશ રૂપિયા બચાવ્યા હતા. ઘરમાં કોઈ ન હોય ત્યારે બારણું બંધ કરીને એ સંઘરી રાખેલા દશ રૂપિયા ગણતી, ફરી ગણતી ને પાછા ક્યાંક છુપાવી દેતી.

મણિલાલને શરીરે હવે થાક કળાવા માંડ્યો. હવે કમજોરી દેખાવા માંડી. હવે એની યાદદાસ્ત પણ લથડવા માંડી. અને એના દિલમાં એક કારમી ચિન્તાએ ઘર કર્યું. એક દિવસે અચાનક એ આવી ને આવ્યા પછી છાતીએ ચડી બેઠી. એ ચિન્તા એ હતી કે પોતે હવે ખર્યું પાન ગણાય. કાયાનો ભરોસો નહિ, એવો પોતાના અંતરતમ અંતર સાથે પણ એકરાર કરી શકાય એવી એની ઉંમર થઈ ચૂકી હતી. પોતાની આંખ મિચાય તો પોતે તો છૂટે – પણ નિવેદિતાનું શું ? એનાં બાળકોનું શું ? પોતે કાંઈ કમાવું જોઈએ. જલદી કમાવું જોઈએ. ને ઘણું કમાવું જોઈએ. નિવેદિતાને માટે કાંઈક જોગવાઈ કરવી જોઈએ.

જીંદગી આખી ડોસાને વિચાર નહિ થયેલા તે હવે થવા માંડ્યા– એકદમ અને ઘણા પૈસા ક્યાંથી ને કેમ કમાઈ લેવા ?

મેળાઓની ઋતુ આવી. શ્રાવણ માસથી તે છેક આસો માસ સુધીનો ગાળો મેળાઓનો. એક સ્થળે ભરાય. ત્યાંથી ઉઠીને બીજે ભરાય. ત્યાંથી ઉઠીને ત્રીજે સ્થળે ભરાય.

ને મેળા એટલે જુગાર! મણિલાલને એક સત્ય સૂઝ્યું ! ટૂંકામાં ટૂંકા સમયમાં વધારેમાં વધારે પૈસા કમાવા હોય તો જુગાર એ માટે રાહદારી તો શું પરંતુ એક માત્ર માર્ગ છે. સાંભળ્યું છે કે મારવાડીઓ મુંબઈમાં દોરી લોટો લઈને આવે છે ને બે ત્રણ વરસમાં લખપતિ થઈ જાય છે. શું પશવા હજામને ગયે વરસે બે હજાર રૂપિયા મેળામાંથી નહોતા મળ્યા ? અને રામજી કંદોઈને તો એવો ભારે તડાકો પડ્યો કે જેને કોઈ કન્યા નહોતું દેતું એનાં લગ્ન થઈ ગયાં ને ગામમાં ઘર નહિ ને સીમમાં ખેતર નહિ એવી જેની સ્થિતિ હતી એના નામની આજ ગામમાં ત્રણ દુકાનો ને ઘરનાં ઘર બોલે છે ! કેશવજી ગઈ કાલ સુધી કેશવો હતો. ત્રણ મેળા સરખા પડ્યા તે આજ કેશવજી શેઠ થઈને ગામમાં ફરે છે ને ગઈકાલ સુધી જે એને ઘરને ઓટલે ચડવા નહોતા દેતા તે આજ હાથ ઝાલીને બાજુએ બેસાડે છે.

ને મણિલાલે પણ મેળાનો પંથ લીધો. મહાદેવજીને એણે દીપમાળ માની. માતાજીને એણે સોનાનું છત્ર માન્યું. પોતાની જાતને બહેતર કરવાના સ્વાર્થી વિચારથી પોતાની અલિપ્તિ એમણે ઈષ્ટદેવોના ચરણમાં ગાઈ. અને પછી......એકાદ મહિનો વીત્યો !

એ એક માસમાં મણિલાલ ઘેર પગાર લાવ્યો ન હતો અને નિવેદિતાએ પોતાની બચત બહાર કાઢી હતી. સંઘરેલી માયા બહાર કાઢી પણ સદંતર મોહ ના છૂટ્યો ! નિવેદિતાએ એક રૂપિયો ચણિયાની આડમાં શીવી દીધો.

અને એક દિવસે સવારે એકાદ કાળી જેવો માણસ આવ્યો ! ને એની પાછળ મણિલાલ હતા.

'છોડી! તારા બાપ જુગારમાં મારી પાસે બહુ હાર્યા છે. એના બદલામાં એમણે મને પોતાનું આ ઘર ને ઘરની ઘરવખરી લખી આપી છે! તારા બાપે તો મને કશું કહ્યું નથી, પણ તારું પોતાનું જે હોય તે મારે ન જોઈએ. તારું ને તારાં છોકરાંનું હોય એ તું લઈ લે.'

નિવેદિતાએ પોતાના બાપ સામે જોયું: 'બાપુ!'

મણિલાલે અર્ધ વ્યગ્ર ને અર્ધ ભ્રમિત વદને નિવેદિતા સામે જોયું: 'એમાં મારો દોષ નથી. મારી પાસે જો એકાદ રૂપિયો પણ વધારાનો હોત તો નસીબ જરૂર પલટાત. હું પાના જોતો હતો ને જીતવાનો મારે માટે અવસર આવ્યો ત્યારે જ મારી પાસે પૈસો નહિ. મારે બધીવાર એમ જ બનતું આવ્યું છે!'

'બાપુ! આ તમે શું કર્યું?'

'શું કરું બીજું? ડબકો તો બધાય આપશે. બેવકૂફ બધાય કહેશે. ગમાર પણ બધાય કહેશે. પણ કોઈ રસ્તો બતાવશે કે મારે શું કરવું જોઈતું હતું? મને મારી પોતાની ચિન્તા નહોતી. તમારી ચિન્તા હતી. મારા મૂવા પછીની તમારી ચિન્તા હતી. વૃદ્ધ ડોસા માથે- જ્યારે મારા જેવી જવાબદારી આવી પડે ત્યારે શું કરવું એ કોઈ કહેશો?'

નિવેદિના તો એના પિતાના ખુલાસાથી અવાક્ બની ગઈ. ચીકા કાકા કાંઈક ધાંધલ જોઈને તમાસો જોવા આવ્યા હતા. તેમને પણ જીંદગીમાં પહેલીવાર જ કાંઈ પણ પ્રસંગને અનુરૂપ બોલ ના જડયો.

નિવેદિતા એનાં બે બાળકો સામે જોઈ રહી. પોતાના પિતા સામે જોઈ રહી. ને એને એક બોલ પણ મળ્યો નહિ. પરંતુ એની આંખમાં મૂંગી વેદના હતી. મૂંગો વ્યાધિ હતો.

મણિલાલ પોતાની પુત્રી સામે, ચીકાકાકા સામે, કોળી-જુગારી સામે જોઈને ઉકળેલા અવાજે, હારેલા જુગારીના ઉશ્કેરાયેલા અવાજે

બોલ્યો : 'તમને-તમને બધાને લાગે છે ને કે ડોસાની બુદ્ધિ બગડી ગઈ. લાગે. એમ જ લાગે. બીજું કાંઈ ન લાગે. પણ તમારે કોઈને હૈયું થાકેલું હોય, હામ થાકેલી હોય, હાડકાં થાકેલાં હોય, મસાણનો સાદ આછો આછો સંભળાવા માંડ્યો ત્યારે-ત્યારે નવી જવાબદારીઓ આવી નથી. જીંદગી આખી અર્ધી ભૂખમાં કાઢી હોય ને આખો ભૂખમરો જોવાનો સમય નથી આવ્યો...ને ન આવે. મારી બુદ્ધિ જરૂર એટલી તો કાચી ખરી કે જીંદગી આખી જ્યારે નસીબ યાર ન થઈ, ત્યારે હવે ઉતરતી અવસ્થાએ નસીબ કેમ યાર થશે એ હું ન સમજ્યો! પણ મને શ્રદ્ધા હતી કે ભગવાને જીંદગીમાં કોઈ દિવસ મારી સામે નથી જોયું તે આ નાનાં ગભરૂ બાળકો સામે તો જોશે. મને આશા હતી કે જીંદગી આખી ભગવાનના નામ ઉપર કાઢી તે અત્યારે મારી આ ભાંગેલી અવસ્થાએ, પચાસ પચાસ વરસની એની કરેલી ભક્તિનો મને એકાદ દિવસ તો જવાબ આપશે. મને મારી ચિન્તા નથી...મને...મને પૈસાની ભૂખ ન હતી...તમે સાંભળો છો કે મારી વાત...ભગવાન સાક્ષી છે...ભગવાને મને ધન ન આપ્યું તો કાંઈ નહિ, ચેન ન આપ્યું તો કાંઈ નહિ, પણ મારી સાફ દાનતની ગવાહી તો દેશેને? ભગવાન સાક્ષી છે, મને...મને...ઓહ્...ઓહ્!...

અને વૃદ્ધ ડોસો રડી પડ્યો! એની આંખમાંથી મોટાં મોટાં આંસુ નીકળી પડ્યાં.

'બાપુ!' નિવેદિતાએ રુંધાતા અવાજે કહ્યું : 'તમારો દોષ નથી. હું જ અભાગણી છું. મારું જ બદનસીબ તમને આભડી ગયું. તમે શું કરવા રડો છો? થવા કાળ હતું તે થયું.'

કોળી જુગારી વારા ફરતી બાપ દીકરી સામે જોતો હતો. એ આગળ આવ્યો. એણે નિવેદિતાને કહ્યું : 'બેન! પાણી લાવ તો.'

નિવેદિતાને આવે સમયે આ નવો બનેલો ધરધણી પાણી માગે

એ બહુ જ અરુચીકર લાગ્યું. પણ એક પણ શબ્દ બોલ્યા સિવાય એ પાણી લાવી. કોળીએ પાણી લઈને નિવેદિતાનો જમણો હાથ પકડ્યો ને એમાં થોડાં પાણીનાં ટીપાં નાંખ્યાં. કોઈને કાંઈ ન સમજાયું.

કોળીએ કહ્યું: 'બ્રાહ્મણની દીકરી છો ને? તારા બાપ પાસેથી જે હું જીત્યો એ તને ગૌદાનમાં. મૂક પાણી નીચે ને બોલ સ્વસ્તિ!'

બધા કોળી સામે જોઈ રહ્યા. આ શું?

'મૂક પાણી નીચે! દીકરી!' કાળીએ કહ્યું: 'મારે છૈયાં છોકરાં નથી. હું શું કામ કોઈની કળકળતી આંતરડીનું લઉં? મને તો દેવાવાળો હજાર હાથવાળો માલિક છે, ને એણે હજી સુધી ભૂખ્યો રાખ્યો નથી ને રાખશે નહિ.'

અને એક પણ શબ્દ વધારે બોલ્યા સિવાય એ કોળી ત્યાંથી ચાલ્યો ગયો.

થોડી વાર તો ત્યાં સૂની શાંતિ છાઈ રહી. કોઈ કાંઈ ન બોલ્યું. પછી ચીકા કાકાએ કહ્યું: 'ખાનદાનીનો ઇજારો કોઈ થોડો બ્રાહ્મણ-વાણિયાનો છે?'

## પ્રકરણ ત્રીજું

# બૂઝાતી નેકદિલી

ફરીને એ સુક્કો સંસાર ચાલવા માંડચો. એની કંગાલિયતમાં ફેર ન પડચો. એની ચીંથરે હાલ હાલતમાં પણ ફેર ન પડચો. બન્યું હતું નવામાં માત્ર એટલું કે મણિલાલના જુગારમાં હાર્યાની વાત આખા ગામે જાણી હતી. ગઈ કાલ સુધી જેઓ એને ભલો–ભોળો માનતા હતા, તેઓ એને જુગારી તરીકે ઓળખવા માંડચા. વજ્ર શેઠે પણ મણિલાલને ચેતવણી આપી હતી ને સાથોસાથ એને ઉઘરાણીના કામમાંથી તારવી લઈને પરચુરણ કામકાજમાં મૂકી દીધો હતો.

પંદર વીસ દિવસ થયાં ને એક રાતે નિવેદિતા સૂતી હતી. લગભગ મધરાત થઈ હશે, ત્યાં એને કાંઈક પગસંચાર સંભળાયો. આંખ ઉઘાડીને જોયું તો અંધારામાં એણે મણિલાલને કાંઈક ખોળતો જોયો. નિવેદિતા એને બોલાવવા જતી હતી ત્યાં મણિલાલે નિવેદિતાની પેટી ઉઘાડી. નિવેદિતા હાંફતી–દિલમાં થડકતી પડી રહી. એ પેટીમાં ...તો બીજું કાંઈ નથી. માત્ર પોતાની મજૂરીના આજે જ આવેલા થોડા પૈસા છે! ડોસો પેટીમાં જુવે છે શું?

ડોસો પેટી પાસેથી ઉઠચો અંધારામાં સાવધાનીથી ચાલતો ઘર બહાર નીકળી ગયો. બહાર રસ્તા ઉપર એનાં ઉતાવળાં પગલાં સંભળાયાં.

પગલાં સંભળાયાં ત્યાં સુધી નિવેદિતા સાંભળી રહી. એ સંભળાતાં એ બંધ થયાં કે એ ઉઠી. એણે પોતાની પેટીમાં જોયું. પેટીમાંથી પૈસા ઉપડી ગયા! શું એનો બાપ ચોર હતો? ઓ ભગવાન! એને હજીયે શું જોવાનું હતું? કયું મંદ ભાગ્ય એનો આવો પાકો ને ઝેરીલો પીછો પકડી રહ્યું હતું!

એ ઉઠી! કાંઈક વિચાર આવ્યાથી એણે સાડલો પહેરી લીધો. ઘર બહાર નીકળીને એણે ઘરને બહારથી સાંકળ ચડાવી અને પોતાના બાપની પાછળ એ ચાલી નીકળી.

એ ઝપાટાબંધ ચાલી. અંધારામાં ડોસો દેખાતો ન હતો, પણ થોડે આગળ ગઈ એટલે એને જોડા ખડખડવાનો અવાજ સંભળાયો. એણે વધારે ઝડપ કરી. વધારે નજીક પહોંચી ને એણે પોતાના પિતાને પારખ્યો. હવે એ પોતાના પગલાંનો અવાજ ન થાય એમ એની પાછળ પાછળ ચાલવા માંડી.

મણિલાલ કાંઈ નક્કી કરેલા સ્થળે જતો હોય એમ જતો હતો. એ સીધો ને આગળ સીધો ચાલ્યો. આગળ ચાલતાં એ રસ્તો બે ભાગમાં ફંટાયો. એક ભાગ બજાર તરફ જતો હતો. બીજો ભાગ નદી કિનારા તરફ જતો હતો. ડોસો નદી કિનારા તરફ ચાલ્યો.

આગળ અને આગળ. મકાનો મૂકયાં ને ઘાટ આવ્યો! ડોસો ક્યાં જતો હતો. નદીમાં?

ઘાટની બાજૂમાં જ એક મંદીર હતું. એ મંદીરમાં ડોસો વળ્યો. નિવેદિતા પાછળ પાછળ અંદર દાખલ થઈ. મંદીરની ડેલી આગળ જ પીપળાનું ઝાડ હતું. એની પાછળ એ લપાઈ રહી.

ડોસો મંદીરના પગથારની બાજુમાં સીડી હતી એ ઉપર ચડ્યો. મંદીરની બાજુમાં ધર્મશાળા જેવું હતું. એને પહેલે માળ જવાની

એ સોડી હતી. પહેલા માળ ઉપર ચાર પાંચ માણસો હોય એવો અવાજ આવતો હતો. દીવો પણ બળતો હતો.

નિવેદિતાએ ઉપરથી અવાજ સાંભળ્યો :

'કાં મણિયા આવ્યો ? લુખ્ખો છે કે કાંઈ છે ?'

'ત્રણ રૂપિયા છે ત્રણ !' મણિલાલનો ધ્રૂજતો અવાજ સંભળાયો. 'વેર લેવા આવ્યો છું.'

'તો મૂક દાવ ને ઉપાડ પાનાં.!' એક ખોખરો અવાજ બોલતો સંભળાયો.

થોડીવાર તોલદાર શાંતિ છવાઈ. હવામાં પણ જાણે આતુરતા સંભારાઈ. પછી એકાએક મણિલાલનો ચીસ જેવો અવાજ સંભળાયો :

'એ તો ગયા. ભલે ગયા. આ છેલ્લો રૂપિયો! વિનુના...ના વિનુના નહિ, બેબીના નસીબ ઉપર.'

થોડી વાર મૌન છાયું.

અને પછી ખડખડાટ હસવાનો અવાજ સંભળાયો. જે ખોખરો અવાજ બોલતો હતો, એનાજ હસવાનો એ અવાજ હતો : 'હવે છે કાંઈ?'

'ના નથી.' મણિલાલનો રુંધાયેલો અવાજ સંભળાયો.

થોડી વારની ફરી શાંતિ પછી પેલા ખોખરા અવાજે ફરીને અર્ધતિરસ્કાર ભર્યા, અર્ધ ઉપહાસ ભર્યા અવાજે કહ્યું : 'તે હવે પાનાં શું જોયા કરે છે ?'

'આજના પાનાં હું જોઉં છું ને એનો દોર પકડું છું. દોર કપાઈ ગયો. મારી પાસે જો થોડાક જ પૈસા વધારે હોત ને...તો તો હારેલા પૈસા બધાય પાછા લેત. પણ...પણ...'

'એક રસ્તો છે.' ખોખરા અવાજે ધીમેથી કહ્યું.

'શો ?'

'અમારી સામે વેર લેવાનો!'

'મારી પાંસે પૈસા ક્યાં છે?'

'પૈસા તો તારી આંખ સામે છે, પણ તું આંધળો છે!'

'પૈસા ક્યાં છે?'

'મૂરખ!' ખોખરા અવાજે કાંઈક તિરસ્કાર ભર્યા, કાંઈક ફોસલાવતા અવાજે કહ્યું: 'વજા શેઠની થેલી તો તું ઘેર મૂકવા જાય છે ને?'

'હા. કેમ?'

'હજી ન સમજ્યો. તારાથી તે શું વેર લેવાવાનું છે?'

'કાં? વજા શેઠની થેલીને ને મારા વેરને શો સંબંધ?'

'બેવકૂફ! થેલી બારોબાર અહીં લઈ આવ. એમાંથી તું તારૂં વેર લેજે.'

'એ તો ચોરી...'

'અરે એમાં તે વળી ચોરી કેવી? કાલ તો તું જીતવાનોજ ને? કાંઈ રોજ રોજ હારીશું? તું તારૂં વેર લઇ લે. વહેવારે અમારે તને વેર લેવા દેવું જોઇએ, અમે હારીએ તોય. રોજ જીતીયે તો કાલ હારીયે ખરા. રમત છે, એમાં અમારાથી ના પડાય. આ રમત રમીને તું તારે થેલી મૂકી આવજે એને ઘેર. તારે ક્યાં થેલી રાખવી છે? આ તો તને રસ્તો બતાવ્યો. કરવું ન કરવું તારી મરજીની વાત છે.'

મણિલાલ થોડીવાર આ મીઠી ઝેરભરી સલાહને પચાવી રહ્યો. એ કાંઇ બોલ્યો નહિ.

ખોખરો અવાજ બોલતો સંભળાયો: 'તારો જમાઈ તો જેલમાં છે: નહિ વારુ? કેટલી, પંદર વરસની સજા છે? ત્યાં સુધી તારી છોકરી ને એનાં છોકરાં તારે માથે છે?'

મણિલાલનો એકદમ બોલતો અવાજ નિવેદિતાએ સાંભળ્યો.

ક્ષણભર તો પોતાના બાપનો અવાજ એ પારખીયે ના શકી : ' કાલે તમે સાત વાગે અહીં રહેજો, હું આવીશ. '

અને વધારે સાંભળવાને અશક્ત નિવેદિતા ત્યાંથી ઝપાટાબંધ ફરી નીકળી. એણે ઉપર જોડાનો ખડખડાટ સાંભળ્યો. એને લાગ્યું કે હવે ઉપરના બધા માણસો ઘેર જાય છે. જો એણે જોડાનો ખડ-ખડાટ ન સાંભળ્યો હોત તો એનાથી ચીસ પડાઈ જાત, એટલી અસહ્ય મુંઝવણ એને થવા માંડી હતી.

શું કરવું ? નિવેદિતાના મનમાં વિચાર થતો હતો. ઉપરના માણસો પાકા જુગારી ને પાકા મવાલી જેવા જ હતા. એ વિષે નિવે-દિતાને લવલેશ અંદેશો નહોતો રહ્યો. આવતી કાલે તેઓ એના બાપને માટે એક ભયાનક નાલેશી લાવવાના હતા. એ પણ એને બરાબર સમજાયું. હવે કરવું શું ?

વિમાસણની આંધિમાં નિવેદિતાને મધરાતનો આ અંધારો પંથ કયાં કપાયો એની કશી ગમ ના રહી. એ ઘેર પહોંચી. એ એની પથારીમાં સૂઈ ગઈ. પથારીમાં કોઈએ કાંટા વેર્યા હોય એમ એ વારંવાર પડખાં બદલાવતી રહી. રોમેરોમમાંથી ફૂટીને ચામડીને પણ દાહ કરે એવી અંતરજ્વાળા એના ચિત્તમાં પ્રજ્વલતી હતી.

કરવું શું ? આવતી કાલે શું થશે ? જે કાંઈ થવાનું છે એ રોકાશે કે નહિ ? પગમાંથી કાંટો કાઢવાને જાણે શૂળ પગમાં ભોંકી ભોંકીને અંદરના કાંટાને બહાર કાઢવા મથતી હોય એમ તર્ક પરંપરા એના ચિત્તમાં ચાલી.

એના પિતાના ખૂનમાં જુગારીની પ્યાસ પસરી રહી હતી. એક કડવા અનુભવનો અણધાર્યો આવેલો સુખદ અંત એમને જરાયે વિચાર કરતા કરી મૂકવાને બદલે એમના પંથમાં એમને આગળ ધકેલનારો બન્યો હતો.

અને જે બાપને છોકરીના ભવિષ્યની એક માત્ર ચિંતા ભ્રમિત બનાવી રહી હતી, એ બાપ એ જ છોકરીની મજુરીના પૈસાની ચોરી કરી શક્યો હતો! અને આવતી કાલ વધારે મોટી ચોરી કરવા માગતો હતો! અને છતાં એ બાપના દિલમાં સ્વાર્થનો--મતલબનો અંશ પણ ન હતો! કમનસીબ બાપ! કમનસીબ પુત્રી! પોતે પોતાની ફૂટેલી ચૂડી ને ભૂંસાયેલો ચાંદલો લાવી હતી ને બાપને શાપ રૂપ બની હતી. જો એના ધણીને ત્યાં એ રહી હોત...જો એના ધણીને શરાબની... જવા દો એ વાત. જવા દો એ યાદગીરી. સવાલ છે કાલે શું કરવું?

નિવેદિતાને જે રસ્તા સૂઝતા હતા તે કાંતો એના બાપની સાથે વાત કરવાના સૂઝતા હતા, કે વજા શેઠને ચેતવવાના સૂઝતા હતા. આ બેય રસ્તા ભયંકર હતા.

પોતાના બાપને નિવેદિતા વાત કરે તો ......... નિવેદિતાને આ વાતની ક્યાંથી ખબર પડી એ એને કહેવું પડે. પિતાએ નિવેદિતાની મહેનતના પૈસાની કરેલી ચોરીની વાકેફગારી જણાવવી પડે. પિતાને એટલી બધી નહાનમ લાગે કે પછી કાંતો નિવેદિતાનું મોઢું જોવાને બદલે કોઈ બીજું જલદ પગલું ભરે – અથવા તો ખંજર જેવો જલદ ખ્યાલ ......... પિતા અત્યારે વાત માની લ્યે, પણ લોહીના બુન્દેબુન્દમાં ફેલાઈ ગયેલો જુગારનો સાદ નિવેદિતાને જરા પણ શક ન હોય તે દિવસે પોતાનું બૂરું કાર્ય કરે...પિતા પુત્રી આગળ નાલેશીથી માથું નમાવે એવું કાંઈ ન કરવું જોઈએ!

વજા શેઠને કાને વાત નાંખવામાં તો બીજું તો જે પરિણામ આવવું હોય તે આવે, પણ મણિલાલને તો નોકરી ગુમાવી બેસવાનો સમય અચૂક આવે. આ વાત સાંભળ્યા પછી વજા શેઠ મણિલાલને પોતાને ત્યાં એક દિવસ પણ ઊભો ન રાખે; ને એ રાખે એમ એને કહેવાય પણ નહિ. જે કાંઈ પ્રયાસ કરવાનો રહે એ ન તો મણિલાલની

જાણુમાં આવવો જોઈએ – ન તો વજ્રા શેઠને જરા સરખોયે અદેશો ઉપજાવનારો જોઈએ.

જીંદગીમાં એણે કદી યે નિર્ણય કર્યો ન હતો. માત્ર પડી ગયેલા ચીલામાં એ ચાલ્યે જતી હતી. પતિ સાથેના સહવાસના આગલા–શરાબની રેષાની પેલે પારનાં વર્ષોમાં તો નિવેદિતાને નિર્ણય કરવા જેવું કશું હતું નહિ. શરાબની રેષાનાં આ પારનાં વર્ષોમાં પણ એણે કદી યે નિર્ણય કર્યો ન હતો! અલબત્ત, એક વાત હતી. એણે યશવંતને બાળકો પાસે કદી જવા દીધો ન હતો. પણ એ એનું કોઈ વિચાર સિદ્ધ નિર્ણય જન્ય પગલું ન હતું. એ તો હતી કેવળ દુર્ગંધમાંથી જન્મેલી સૂગ: ને એ સૂગને પંપાળવાને માટે એણે યશવંતને પોતાના દાગીના આપી દીધા હતા. એણે યશવંતનો ત્યાગ કર્યો હતો. એણે... ઓહ! મધરાતની એ પથારીના ગાંઠેગાઠાંમાં જાણે વીંછીના ડંખ ભર્યા હતા! એ સૂગ યશવંતને વારવાનું સાધન થવાને બદલે યશવંતને વધારે ને વધારે ઉંડા પાણીમાં ઉતારવાનું હથિયાર બની હતી!

થયું! હોનહાર હો ગઇ. ને અત્યારે તો એનો માત્ર અનુભવ–બોધ જ કામનો રહ્યો! એણે યશવંતને ગુમાવ્યો હતો! યશવંત એના જીવનમાંથી ચાલ્યો ગયો હતો ને એણે ચાલ્યો જવા દીધો હતો.

પણ પિતાને ચાલ્યા જવા નહિ દેવા જોઈએ! ગુમાવવા નહિ જોઈએ! જૂનાં ભૂતો શમી જાઓ! જીવતાં મૂર્દાઓનો વિચાર કરવા દો! આવતી આફતોનો મુકાબલો કરવાને માટે જેને તત્કાલ સુકાન પકડવું પડે છે એના રાહ સહેલા નથી! એને વધારે મુશ્કેલ બનાવો નહિ!

પિતા સામે સૂગ નહિ બતાવવી જોઈએ. પિતાનો તિરસ્કાર નહિ કરવો જોઈએ! બલ્કે કાંઈક એવું...કાંઈક એવું...મણિલાલ જુગારને ભૂલીને, વજ્રા શેઠની દુકાનને ભૂલીને લગાતાર થઈ જાય એવું કાંઈક......

પણુ એવું કાંઈક શું ?

રાત-આખી રાત નિવેદિતાએ આ વાત ઉપર વિચાર કર્યો. પણુ એને કાંઈ સાફ રાહ ન દેખાયો. સમય સમયનું કામ કરવા લાગ્યો. ઘડિયાળ કાંટાના ખંજરથી એક પછી એક કલાકને કાપવા લાગી. અને છતાં યે નિવેદિતાને કાંઈ ન સૂઝયું !

પળ પળ જતી ગઈ તેમ તેમ નિવેદિતાની કાંઈક કરી શકવાની ઉષ્મા ઓછી થવા માંડી. ને કાંઈ પણુ સમયાનુકૂળ નહિ થઈ શકવાની નિરાશા એને સતાવી રહી.

'મા તું રડે છે કેમ ?' વીનુએ આવીને નિવેદિતાને પૂછયું. ઘડિયાળમાં સવા છ થયા હતા. જે કાંઈ કરવું હોય તે હવે જલદી થવું જોઈએ. નહિ તો...નહિ તો...

'વીનુ! હું રડું એ તને ના ગમે ખરૂં ને ?'

'હા.'

'તો સાંભળ, તું સૂઈ જા!'

વીનુને ન સમજાયું. પણુ એ સૂતો.

નિવેદિતા ઊભી થઈ. કરેણુનાં થોડાં ફૂલ લાવી : 'વીનુ! તું આ ખાઈ જા.'

'પણુ બા, આ કયાં ગુલાબ છે?'

'ખાઈ જા!' નિવેદિતાએ મોઢું ફેરવી લીધું.

વીનુ કરેણુનાં ફૂલ ચાવવા માંડયો: 'થુ! થુ! થુ! બા આ તો કડવાં ઝેર જેવાં છે.'

'આજનું ઝેર કાલનું અમૃત બનશે. અત્યારે કડવું લાગે એ પાછળથી બહુ મીઠું લાગે. તું ખાઈ જા!'

માતાનો આજ્ઞાંકિત છોકરો એક પણુ શબ્દ બોલ્યા વિના,

ફાટેલી આંખે ને તંગ ચહેરે, કરણનાં ફૂલની જલદ કડવાશને મૂંગી ભાષામાં વ્યક્ત કરી ગયો.

'લે બા! હવે?'

'હવે કાંઈ નહિ. માથે ઓઢીને સૂઈ જા!'

પાંચેક મિનિટ નહિ થઈ હોય ત્યાં વીનુને ઉલટી થઈ. પગના અંગૂઠાથી માંડીને માથાના વાળ સુધી એક જબરું તાણ આવ્યું.

'દોડો! દોડો! મારા વીનુને કાંઈક થઈ ગયું!'

ચીકા કાકા દોડ્યા ને બીજા શાખ પાડોશી પણ દોડ્યા. બારણા આગળ કોલાહલ થયો. એ સાંભળીને જરા દૂરનાં માણસો પણ શું છે તે જોવા દોડ્યા.

અને અંદર જેટલાં માણસો ગયાં હતાં, તેમને દિવસો સુધી ન ભુલાય એવું એક દ્રશ્ય જોયું. બે ગોઠણ વચ્ચે માથું નાંખીને વીનુ દડા જેવો થઈ પડ્યો હતો. એને ઝાડા ને ઉલટી હાલી મળ્યાં હતાં.

ચીકાકાકાએ મત જાહેર કર્યો: 'કોલેરા જેવું લાગે છે. પણ મણિલાલ ક્યાં છે? એ જ્યાં હોય ત્યાંથી એને આપણે તાબડતોબ બોલાવવો જોઈએ.'

નિવેદિતાએ ઘડિયાળ સામે જોયું. ઘડિયાળમાં સાડા છ ઉપર પાંચ મિનિટ થઈ હતી.

'એ તો શેઠની દુકાને હશે.' નિવેદિતાએ કહ્યું.

'ઓ મારે!' વીનુએ ચીસ પાડી. એને કપાળે પરસેવો બાઝવા માંડ્યો. એને ફરીને ઉલટી થઈ.

અને પછી એ નાનો છોકરો એની માના ખોળામાં પડ્યો. નિવેદિતાએ હોઠ પીસ્યા. એની આંખોમાં અસહાય ઉશ્કેરાટ આવ્યો: 'ઓ ભગવાન! મારા છોકરાને કાંઈ ન થાજો. કાંઈ ન થાજો.

મારા બાપને ખાતર મારા છોકરાને મેં હોડમાં મૂક્યો છે. ભગવાન મારી લાજ રાખજે. દીકરી ધર્મ પાળતાં મને મા ન ફિટાડી દઈશ.'

'આમાં તો દાક્તર તરત બોલાવવો જોઈએ. ને મણિલાલને ય બોલાવવો જોઈએ!'

'હું બોલાવી આવું?' પાડોશીનો એક જુવાન બોલ્યો: 'વજા શેઠની દુકાનેથી?'

પેલો જુવાન ઝપાટાબંધ ચાલ્યો.

ને પોતાના પુત્રના બેભાન બનેલા દેહની પાસે માતા ગોઠણુ વચ્ચે માથું નાંખીને બેઠી.

'હમણાં મણિલાલ પણ આવશે ને દાક્તર પણ આવશે.' ચીકા કાકાએ કહ્યું. ચીકા કાકા બેઠા હતા. બીજા પાંચ છ પાડોશીઓ પણ બેઠા. બીજા બધા બહાર ફળિયામાં ઊભા કે ખાટલા ઉપર બેઠા.

નિવેદિતાનું ધ્યાન ચીકા કાકા તરફ હતું નહિ. ગોઠણમાં માથું નાંખીને એ બેઠી હતી. એના મનમાં ઘટમાળ ચાલતી હતી: પેલો જુવાન દુકાને પહોંચશે. લગભગ સાતનો સમય હશે. દુકાન વધાવાતી હશે, ને પોતાના બાપ પણ ત્યાં હશે. એ બાપના ખૂનમાં જુગારની પ્યાસ હશે. એના કાનમાં જીતવાના રૂપિયાના ઝંકાર બાજતા હશે ને એના હાથમાં થેલી હશે! આવા પિતાને જઈને જુવાન વીનુની ગંભીર દેખાતી માંદગીની વાત કરશે, અને પિતા એની સાથે ઘેર આવશે? આખો દિવસ મનમાં ઘૂંટી ઘૂંટીને તીખી બનાવેલી જુગારીની પ્યાસ બળવત્તર થશે કે દૌહિત્રનું વહાલ બળવત્તર થશે?

'આટલામાં મુંઝાઇ શું ગઈ?' ચીકા કાકા બોલ્યા: ચીકાકાકાને પોતાને કેસ ગંભીર લાગતો હતો. એણે ઘણા કોલેરાના કેસો જોયા હતા અને વીનુનો કેસ એમને કોલેરાના જલદ હૂમલા સમો દેખાતો હતો. પણ આવા સંયોગમાં માણસે પોતાનું જ્ઞાન બતાવવાનું અસા-

મલિક બને છે. જે થવાનું હોય છે તે તો થાય જ છે પણ દિલાસાના—હીંમતના શબ્દો બિમાર માણસની માવજત કરનારાઓને હામ આપનારા બને છે. ચીકા કાકાએ આગળ ચલાવ્યું. 'મેં તો આના કરતાં ઘણા વધારે ગંભીર કેસો જોયા છે ને એને સાજા થતાં ય જોયા છે. વીસ વરસ પહેલાં તો ચોમાસે ચોમાસે મોટાં શહેરોમાં કોલેરા આવતું જ. ને મેં તો કંઈક કોલેરાવાળાનો સારવાર કરી છે.'

નિવેદિતાએ ચીકા કાકાના વાકચોમાં હકાર ભણ્યો. પણ કાકા શું કહેતા હતા એ તરફ એનું બિલકુલ ધ્યાન ન હતું. એનાં આંખ, કાન, હૃદય તમામ ઘડિયાળ ઉપર જ હતાં. ઘડિયાળમાં સાત વાગતા હતા. હવે તો એ જુવાન દુકાનેથી પાછો ફરતો હોવો જોઈએ. એની સાથે એના બાપ પણ આવવા જ જોઈએ. આવે જ. દોહિત્રની માંદગીની વાત સાંભળીને કયો વૃદ્ધજન હજાર કામ પડતાં મૂકીને પોતાને ઘેર દોડચો ન આવે?

હવે એ આવતા હશે! ને રસ્તામાં વૃદ્ધ પિતા એ જુવાનને નિવેદિનાના પુત્રની માંદગીની હાલતની આતુરતાપૂર્વક પૃચ્છા કરતા હશે ને એના ઉતાવળા પગ પણ વધારે ઉતાવળા પડવા માંડતા હશે!

'ભાઈને પરસેવો બહુ વળે છે. તે બહેન જરા લૂંછી નાંખને! જરાક પગ પણ દાબ તો ઠીક. ગોટલા ચડતા હશે! કોલેરામાં ગોટલા ચડે ને પીડા પણ થાય.' ચીકા કાકાએ સૂચના કરી.

નિવેદિતાએ પોતાના સાડલા વતી પરસેવો લૂછચો.

હવે એના પિતા શેરીના નાકામાં વળ્યા હશે! હવે આવતા હશે! હવે એમના ફળિયામાં દાખલ થતા હશે. હવે......

'ચીકાકાકા!' જુવાનનો સાદ સંભળાયો.

'બાપુ! બાપુ!' નિવેદિતા વીનુને મૂકીને બારણાં તરફ દોડી. 'બાપુ!' બારણા બહાર ઓટલા ઉપર આવી.

ને એ સ્તબ્ધ બનીને ઊભી રહી: જુવાન એકલો જ હતો. મણિલાલ એના સાથે ના હતો!

એક પણ સવાલ નિવેદિતાના મુખમાંથી ન નીકળ્યો. એક ક્ષણ એને આ દુનિયા, બાપ, પુત્ર, પોતાનું જીવન, તમામ ભયાનક રીતે અકારાં લાગી ગયાં.

'દુકાન તો આજ કાંઈક વહેલી બંધ કરી હતી. થાણામાં કાંઈક મેળાવડો છે તે વજા શેઠ ત્યાં ગયા છે ને દુકાન વહેલી બંધ થઈ છે. પાડોશીની દુકાનેથી મને એક જણે કહ્યું કે મણિલાલ કાકા તો વજા શેઠને ઘેર ગયા છે. હું તો શેઠને ઘેર પણ જઈ આવ્યો. પણ ત્યાં યે એ નથી.'

ચીકા કાકાએ જુવાનની વાત સાંભળીને નિવેદિતા સામે જોયું: 'ક્યાં હશે?'

'હું શોધી આવું? કાકા તમે અહીં બેસશો?'

'હા! હા! એમાં કાંઈ તારે કહેવું પડે વળી ખરું કે? પણ જલદી આવજે. દાક્તરને બોલાવું?'

'ના. કાકા! મારા બાપા પાસે દવા છે.' અને નિવેદિતા ત્યાંથી ઝપાટાબંધ ચાલી નીકળી.

# પ્રકરણ ચોથું

## જુગારી બાપ

નિવેદિતાના દિલમાં પ્રવેશ કરીને અંદર નજર કરવામાં આવે તો એક ભયાનક ઝંઝાવાત ફૂંકાતો દેખાય. પરંતુ કોઈવાર દુર્ભાગ્યે અને ઘણીવાર સદ્‌ભાગ્યે આપણે માણસના દિલમાં નજર કરી શકતા નથી કે એની વિચારમાળાની કડીએ કડીથી પૂરા વાકેફ થઈ શકતા નથી.

મણિલાલના ખૂનમાં જુગારનું ઝેર હળાહળ વ્યાપી ચૂક્યું હતું. એ ઝેરની પાછળની ભાવના બૂરી ન હતી–મેલી ન હતી–મતલબી ન હતી. એની પાછળ નિઃસ્વાર્થતા હતી. એ બદરાહથી – ઈરાદાપૂર્વકના એ વિષપાનથી નિવેદિતા અને એના સંતાનોને સુખી કરવાનો એક માત્ર ખ્યાલ હતો. એક વાર એ ઝેર રગેરગમાં ફેલાઈ ગયા પછી મણિલાલને બીજું કોઈ ભાન રહ્યુ ના હતું. રસ્તો એને આસાન લાગ્યો હતો, એ રસ્તે લક્ષ્મી હતી – ઈંદ્રના જેવી બહુરંગી, કમનીય, રમણીય પરંતુ અસ્પર્શ્ય! એ આકાશી રંગને હાથની મૂઠીમાં પકડવાને મણિલાલે પોતાના ટૂંકા પગારો હોમ્યા હતા – પુત્રોની કમાણી પણ ચોરીને હોમી હતી, અને આજે.........

એ જુગારી નશાને મહાત કરવા માટે નિવેદિતાએ એ નશાના મૂળ બીજ સમા પોતાના પુત્રને ઇરાદાપૂર્વક માંદો પાડચો હતો ! જે પુત્રને ખાતર એણે શરાબી પતિની અવહેલના કરી હતી. એ જ પુત્રને આજે જુગારી પિતાને ઉગારવા હોડમાં મૂકયો હતો !

સવાલ એ હતો કે એ સમય સર હતી ! આજ – આજ એ શું કોઇને ખોઈ બેસવાની હતી ? કોને ખોશે ? બાપને કે પુત્રને ?...

એ એટલી તો ઝપાટાબંધ ચાલતી હતી કે રસ્તે ચાલનારાઓ એની સામે ને એની પીઠ પાછળ તાકી રહેતા હતા. પરંતુ આખા ગામનું યે ધ્યાન આજ પોતાના ઉપર ઠરે તોય નિવેદિતા જરાયે પરવા કરે એમ ન હતું !

એ ચાલી ને ચાલતી ચાલતી દેવમંદિર પાસે આવી. સડસડાટ એ દાદર ઉપર ચડી.

'તો પછી હવે કરો શરૂ.' એક અવાજ એના કાન ઉપર અથડાયો. ગઈકાલે એણે સાંભળેલા અપરિચીત અવાજો માંહેનો એ એક અવાજ હતો.

નિવેદિતાએ રવેશમાં જઈને અંદરના ઓરડામાં પ્રવેશ કર્યો. અને એણે એક દૃશ્ય જોયું.

એ ઓરડામાં ચોપાસ મંદિરના ભગવાનના ખોટા શણગારને ધમાલિયા ઉત્સવની સામગ્રી પડી હતી. ઢોલ, નગારાં, ઝાંઝ, લાકડાની તરવાર, કાચના મુગટ, ઝુમ્મર, હાંડી, મહોરાં વગેરેની વચમાં એક ચટાઇ પાથરી હતી. ચટાઈ ઉપર ચાર માણસ બેઠાં હતાં. મંદિરના બાવાજી લંગોટ લગાવી, કપાળમાં ભસ્મ ચોપડી, માથે પોતાની જટાનો ઝૂંડ રાખીને પોતાની ભૂખરી દાઢી ઉપર હાથ ફેરવતા બેઠા હતા ને એના હાથમાં ગંજીફાનાં પાનાં હતાં. એની બાજૂમાં બે કોળી જેવા માણસો બેઠા હતા. એકે ધોળાં છીપનાં બટનવાળું કાળું જાકીટ પહેર્યું હતું, બીજાએ ખાખી બદન ઉપર ગુલાબી સાફો લગાવ્યો હતો. સિગા-

રેટની પેટીઓ ને પાનની પટ્ટીઓ એક તરફ પડી હતી. ચોથા માણસની પીઠ નિવેદિતા તરફ હતી. તે પીઠ એના પિતા મણિલાલની હતી. માતાજીને બલિદાન આપવા માટે શણગારાયેલા બકરા જેવી એની દશા નિવેદિતાને લાગી.

'બાપુ! બાપુ!'

બધાએ ચમકીને બારણા તરફ જોયું.

'કોન હૈ તું લડકી?' બાવાજી ગંજીફાના પાનાંને પીઠ પાછળ છૂપાવતા બોલ્યા.

'બાપુ!' નિવેદિતાએ સ્તબ્ધ બનેલા મણિલાલ સામે જોયું. 'બાપુ! જલદી ચાલો!'

'હું...હું...હું ..આવું છું.'

'હમણાં જ ચાલો બાપુ! વીનુ માંદો પડી ગયો છે. કોલેરા જેવું થયું છે. બચે કે ન યે બચે. તમને તો બધાયે આખા ગામમાં ચારે તરફ શોધ્યા. ચાલો!'

'વીનુ માદો છે? ચાલો! ચાલો! પણ...પણ હું અહીં છું, એની તને ક્યાંથી ખબર?'

'એ પછી કહીશ. બાપુ! તમે ચાલો.'

મણિલાલ ઊઠયો. વીનુ માદો છે એ ખ્યાલે એ વ્યગ્ર થયો હતો. એને એ છોકરા તરફ ખરેખરી લાગણી હતી. નિવેદિતાએ એને અહીં શોધી કાઢયો એથી એ વિહ્વલ થઈ ગયો હતો, કેમ કે નિવેદિતાની એને થોડી શેહ હતી. એ જરાયે આનાકાની વગર નીચે ઉતર્યો: 'હું જરા ઘેર જઈ આવું.'

'હા. જઈ આવો.' બાવાજી ને બીજા બે માણસો પણ નિવેદિતાના આવવાથી અસ્વસ્થ હતા.

'તમે કાંઈ ભૂલી નથી જતા બાપુ?' નિવેદિતાએ પૂછ્યું.

'ના. ના. ખાસ કાંઈ નહિ.'

'તમારી થેલી ક્યાં છે?' નિવેદિતાને લાગ્યું કે હવે ભોળપણુ કે ગેરમાહિતીનો બૂરખો નકામો હતો.

'કઈ થેલી?' બાવાજીએ કહ્યું: 'અહીં કોઈ થેલી બેલી નથી.'

'છે.' નિવેદિતાએ કહ્યું: 'અને મને મળવી જોઈએ.'

'ચાલને હવે.' મણિલાલે ઉતાવળ કરી: 'વીનુની તબિયત ઠીક નથી ને તું અહીં નકામી રોકત કરે છે?'

'નકામી રોકત નથી કરતી.' નિવેદિતાએ બીજા ત્રણે સામે જોઈને કહ્યું: 'હું બધું જાણું છું. હું કાલ રાતે પણુ અહીં હતી. તમારી વાતો મેં સાંભળી છે. આજે કઈ થેલી મારા બાપુ ક્યાંથી લાવવાના હતા એની મને જાણ છે. હું આવી છું. ઘેર મારો છોકરો બિમાર છે. હું ઘેર જઈશ ત્યારે એ જીવતો હશે કે નહિ એ હું નથી જાણતી, પણ મને થેલી નહિ મળે ત્યાં સુધી હું અહીંથી એક પગ બહાર નથી મૂકવાની.'

'તારો બાપ પણ તને કહે છે ને અમે પણ કહીએ છીએ. અમને કોઈ થેલીની જાણ નથી. પછી તારે રોકાવું હોય તો રોકા ને જવું હોય તો જા'

'બાપુ!' નિવેદિતાએ ઉપરથી બૂમ પાડી: 'તમે ઘેર જાઓ. વીનુને જુઓ. હું અહીં બેઠી છું.'

'તું બેસીને શું કરીશ? તારે શું કામ અહીં બેસવું જોઈએ?'

'પાએક કલાકમાં થેલી નહિ મળે તો વજા શેઠ થાણે જશે. થાણેથી પોલીસને લઈ ને અહીં આવશે. આટલી ગોઠવણ તો હું કરતી આવી છું.'

બાવાજી ચમકયા. પેલા બે માણુસ સફાળા ઊભા થયા. 'તમે ક્યાં જશો?' નિવેદિતાએ સસ્મિત કહ્યું: 'તમારી મોટર નીચે છે

પણ ચાલતી નથી. ચાલશે નહિ. એના ટાયરમાંથી કોઈકે હવા કાઢી નાંખી છે.'

એમાંથી આગેવાન જેવા લાગતા માણસે થેલી કાઢીને નિવેદિતા સામે ફેંકી : 'લે મા! માવડી હવે જા!'

નિવેદિતાએ થેલી લીધી. ને એ નીચે ઉતરી ગઈ. મણિલાલ એક શબ્દ પણ ન બોલ્યો. હવે એની પુત્રી સામે એનાથી એક શબ્દ પણ બોલાય એમ ન હતું!

ઘેર જતાં પહેલાં વજા શેઠને ત્યાં–નિવેદિતાએ વજા શેઠના ઘરનો રસ્તો લીધો.

ઘેર વજા શેઠ આવ્યા ન હોતા. નિવેદિતાએ પોતાના બાપને બહાર ઊભા રાખ્યા ને પોતે અંદર ગઈ. વજા શેઠનાં વહુને થેલી આપતાં એણે કહ્યું: 'મારો દીકરો બા! એકાએક માંદો પડ્યો. એટલે મારા બાપુ દુકાનેથી સીધા ઘેર આવેલા. ને આ થેલી હું આપવા આવી છું. એટલે બા! મોડું થયું!'

'મણિલાલ તો ઘરનું માણસ છે ને? એનો અમને ક્યાં અણ-વિશ્વાસ છે? તું તો મણિલાલની દીકરી ને? મુંબઈવાળી? શું થયું છે તારા છોકરાને?'

'કોલેરા જેવું છે!'

'મારે ત્યાં ગોળીઓ છે તે આપું. જઈને પાઈ દેજે. એને આરામ થઈ જશે.'

વજા શેઠનાં વહુ એક કાચના કબાટમાંથી એક શીશી લાવ્યાં. ને એમાંથી દશ–બાર ગોળીઓ એમણે કાઢીને નિવેદિતાના હાથમાં મૂકી. 'છોકરાં તો ફૂલ કહેવાય. માંદા પડતાં વાર ન લાગે. ખાવા ફેર થાય કે પછી રમતાં રમતાં કાંઈ ચાવી જાય.'

'ખાવા ફેર તો બા શું હોય?'

'તો ચાવી ગયો હશે કાંઈક રમતાં રમતાં. છોકરાંનું ભલું પૂછવું '

નિવેદિતા ત્યાંથી બહાર નીકળી ને મણિલાલને લઈ ને પોતાને ઘેર પહોંચી.

ઘેર ચીકાકાકા હજી બેઠા હતા. ને બીજા પાડોશી પણ હતા. ચીકાકાકા નિવેદિતાને જોઈને હસ્યા : ' છોકરે પણ ગભરાવી નાંખ્યાને આપણને કાંઈ ? '

'કેમ ?' નિવેદિતાએ સવાલ કર્યો.

'તને આવતાં વાર થઈ ને પાછળ એક બીજી ઉલટી થઈ, એટલે મેં તો દાકતરને બોલાવી લીધા. દાક્તરે તો આવીને જોયું ને કહે કે પેટમાં તો કાંઈ નથી. ગોટલા પણ ચડયા નથી. ગળામાં યે કાંઈ નથી. કોલેરા તો નથી. કાંઈક ખાવામાં આવી ગયું હોય કે પછી રમત રમતમાં ખાધું હોય. બીજું કાંઈ છે નહિ ને ગભરાવા જેવું યે નથી. પછી એમણે કાંઈક દવા પોતાની દવાની પેટીમાંથી કાઢીને આપી. ને ત્યારપછી નથી થઈ ઉલટી કે નથી થયા ઝાડા. હવે તો નિરાંતે ઉંઘે છે.'

ચીકાકાકા ઊઠયા: 'હું જઉં છું, હવે બહેન! કાંઈ છે તો નહિ. પણ કામ પડે તો રાતે જરૂર ઉઠાડજો. '

ચીકાકાકા ગયા. એની પાછળ બીજા પાડોશીઓ પણ રવાના થયા.

ઘરમાં પિતા પુત્રી એકલાં પડયાં. એમાંથી કોઈ બોલ્યું નહિ. નિવેદિતા વીનુ પાસે જઈને સૂતી. મણિલાલ ખાધાપીધા વગર પોતાની પથારીમાં સૂતો !

## પ્રકરણ પાંચમું

### અભાગી વૃદ્ધ

કોઈ દિવસ નહિ એવી રીતે મણિલાલની આંખ આગળથી એની જીંદગીનાં વરસો પસાર થઈ ગયાં. એ વરસ ઉપર વરસે નિષ્ફળતા–નરી નિષ્ફળતાની પાકી મ્હોર લાગી ચૂકેલી આજ જેવી એને દેખાઈ એવી પૂર્વે કદી નહોતી દેખાઈ.

છેક બાળપણથી એ ગુમાસ્તો જ હતો ને ગુમાસ્તો જ રહ્યો. એ પરણ્યો ત્યારે ય એનામાં કોઈ મહત્ત્વાકાંક્ષ નહોતી જાગી. એને પુત્રી અવતરી ત્યારે ય એનામાં સાહસિકતા નહોતી જાગી. ચારેક પુત્રો થયા ને બાળપણમાં જ મરી ગયા, ત્યારે એનામાં કાંઈ હામ નહોતી જાગી. પુત્રી પરણી ત્યારે ય એને કોઈ અસંતોષ નહોતો થયો. પત્ની મરી ગઈ ત્યારે ય ક્યાંય દૂર નાસી જવાની એને વૃત્તિ નહોતી થઈ.

ગુમાસ્તાગીરીમાં એનું જીવનુ ગયું હતું. ને એ જીવનમાં જ ખરી મજા જોવાની અતિ–તૃપ્તિ જ એણે કેળવી નહોતી. ને એમ કરતાં કરતાં તો વૃદ્ધ થઈ ગયો. એના મનનાં અણુએ અણુ ગામની ધરતીમાં સિંચાઈ ગયાં હતાં. પોતાના નાના ટીંબા જેવા ગામ બહારની દુનિયા એને ઘણી પ્રપંચી, ઘણી અટપટી અને સદંતર અસ્પર્શ્ય

લાગતી હતી. ને ધનની સતત સદંતર ગેરહાજરીયે એના મનમાં એક પ્રકારનો ઉદાસીન વિતરાગ કેળવ્યો હતો!

આકાશમાંથી વીજળી પડે એમ નિવેદિતા એનાં બાળકોને લઈને આવી. પછી એની વેદના શરૂ થઈ. અનિવાર્ય નિશ્ચલતાથી બૂરાઈનો રાહ એણે ઉઘડતો જોયો. પણ બીજો કોઈ રાહ એને માટે શક્ય હતો?

એણે ખોટું કર્યું હતું? ખોટું કર્યું હોય તો સાચું કરવાનો રાહ એને માટે ઉઘાડો હતો?

અને છતાં જે પાતળો બુરખો એની અને નિવેદિતાની વચમાં હતો એ દૂર થયો હતો! નિવેદિતા બધું જાણતી હતી! બધું જ જાણતી હતી! ને હવે એને એ મોઢું દેખાડી શકે એમ ન હતું! કેવળ નિસ્વાર્થ બુદ્ધિ એની હતી! ઈશ્વર સાહેદ છે એનો! અને છતાં ડોસો પોતાની પુત્રીથી લાજતો હતો! બાપને દીકરી આગળ લાજ રાખવાનો સમય આવ્યો હતો! હરિ! હરિ!

રાત–આખી રાત મણિલાલના દિલમાં આજ ચક્રાવો ઘૂંટાતો રહ્યો. એને ઉંઘ ન આવી. એને જંપ ના વળ્યો. એ અભાગી માણસના મનમાં પોતાની આખી જીંદગીની નિષ્ફળતાનું ઝેર સિંચાયું હતું. એ ઝેર પીધા પછી એક વૃદ્ધના દિલમાં જે વલોપાત થાય છે તેનો તાગ તો કોણ લઈ શકે?

પોતે આ દુનિયામાં તદ્દન નિરૂપયોગી માણસ હતો! ચપટી ધૂળનો ય ખપ પડે છે! માત્ર પોતાનો જ કોઈને ય ખપ ન હતો! પોતે જ કોઈ ખપનો નહતો. પોતે ચપટી ધૂળથી યે બદતર હતો! ને દુનિયા પણ એને ચપટી ધૂળથી યે બદતર માનતી હતી!

સવારે ડોસાના શરીરમાં જલદ તાવ રગરગતો હતો!

## પ્રકરણ છઠ્ઠું

## મહેતીજી

ડોસાને જે તાવ ચડચો તે ઉતર્યો જ નહિ. પિતાની માંદગીના એ દિવસો પોતે કેમ વિતાવ્યા એનો ખ્યાલ નિવેદિતાને કદિયે ન આવ્યો! એ માંદગીનો સમય એના મગજમાં ઉજ્જડ પ્રદેશ જેવો હતો.

પરંતુ ગમે તેવો ઉજ્જડ પ્રદેશ હોય તો યે એમાં કંઈક તો એંધાણ હોય છે. એવાં એંધાણોમાં સૌથી પહેલું એંધાણ એ હતું કે નિવેદિતા ડોસાની પાસે જરાક પણ જતી તો ડોસાને એકદમ વધારે વ્યગ્રતા દેખાતી. બેબી બાજૂમાં સૂતી હોય તો બહુ જ નિરાંત વળતી. ડોસાને ગમે એટલો અજંપો થતો હોય પરંતુ બેબી બાજૂમાં આવીને સૂએ એટલે સર્વ પ્રકારના એના તરફડાટ બંધ થતા હતા. દવા દારૂ વગેરેનું કામ વિનુ કરતો હતો, ને ડોસો બીજા કોઈના યે હાથની દવા પણ નહોતો પીતો.

બીજું એંધાણ હતું ચીકાકાકા. ચીકાકાકા ખાસ સાધન સંપન્ન ન હતા, ને જેટલું સાધન એમની પાસે હતું એમાંથી બીજા માટે ખરચી શકતા ન હતા. એમનાં સાધન સંપત્તિ વિષે બીજાઓ એટલા

બધા ભ્રમમાં હતા કે ચીકાકાકાની આ દિશામાં વૃત્તિ ન હતી કે શક્તિ ન હતી એ કોઈ કહી શકે એમ ન હતું. પરંતુ ગામ ગામનાં પાણી પીધેલ ડોસા પાસે એક કસબ હતો ને તે હરકોઈને માટે ખુલ્લો હતો. ચીકાકાકાને વાર્તાઓ ઘણી આવડતી ને દરેક વાર્તા એ બહુ સારી રીતે કહી શકતા. પરિણામે માંદા માણસની પથારી પાસે ચીકાકાકાની સદા માગ રહેતી. પારકી છઠ્ઠીના એ જાગનાર પણ હતા.

શીવ ડોશીમાં એક અઘોરી વિદ્યા હતી. ભલભલા દાક્તરને પણ કાન પકડાવે એવી એ વિદ્યા હતી. મંદવાડ જોઈને શીવ ડોશી કહી શકતાં કે આ મંદવાડ જોખમી છે કે નહિ? મંદવાડ જોખમ ભર્યું સ્વરુપ પકડે ત્યારે શીવ ડોસી દરદીની આંખ ક્યારે મિંચાશે એ આશરે કહી શકતાં ને એમનો આશરો બહુ બહુ તો કલાક અરધી કલાકના આઘા પાછા તફાવત વગર સાચો પડતો. શીવડોસીની આવી નજર પહોંચને કારણે ડોસી કોઈ માંદા માણસને જોવા આવે એમ ઘરમાંથી કોઈ ઇચ્છતું નહિ. ને ડોસી ક્યાંય બોલાવ્યા સિવાય જતાં નહિ. ઘરનાં માણસો જ્યારે શીવડોસીને બોલાવે ત્યારે, એ વાત ગામમાં જાહેર થઈ જતી ને ત્યાર પછી ગામ લોક ક્યારે પ્રાણપોક પડે એ સાંભળવા કાન માંડીને બેસતું. શીવડોસીની આ આબરૂ આખાયે ગામમાં એવી તો કહેવત સમી બની હતી કે કોઈ માણસ વધારે પડતું માંદું હોય તો ગામ લોક એ સંબંધે સીધી રીતે વાત કરવાને બદલે કહેતું: 'અમુક ઘેર શીવડોસી ગયાં હો!'

શીવ ડોસી આમ હોવાથી ઘરમાં કદી ન આવતાં પણ બહાર ખાટલો ઢાળીને બેસતાં ને અવારનવાર નિવેદિતાને બોલાવીને ખબર અંતર પૂછતાં. ડોસી બહાર દાતણ કરતી હોય ને અંદર ચીકાકાકા બેસીને તડાકા મારતા હોય.

આ ઉપરાંત એ ઉજ્જડ પ્રદેશની એક રીતે તો : મુખ્ય વ્યક્તિ

તરીકે વજા શેઠ પણ આવતા–બેસતા હતા. એ બેસતા–વાતો કરતા–ને જતા. વજા શેઠમાં એક ભૂરી આદત હતી. એ બધો સમય પોતે જ વાતો કરે એમ માગતા હતા ને બધો સમય પોતાની જ વાતો પાછળ વિતાવતા હતા. એમની આ આદતની પાછળ જેટલી આપ-વડાઈની ભાવના હતી એટલું જ બીજા વિષયો વિષેનું એમનું અજ્ઞાન પણ હતું. એમની આ આદતને કારણે લોકો વજા શેઠને હસતા હતા. જેઓ વજા શેઠના વધારેમાં વધારે ઋણી હતા, તેઓ વધારેમાં વધારે હસતા હતા.

પરંતુ ડોસાને જોવાને વજા શેઠ આવતા હતા. બેસતા હતા. ડોસાની માંદગી માટે પોતાની લાગવગનો ઉપયોગ પણ છૂટથી કરતા. ને પાંચ પૈસે ઘસાતા પણ હતા.

કોઈ કોઈ વાર ડોસાની માંદગી, એ ગામનો ચર્ચાચોરો પણ બની જતો ને ગામના રાજકારણની સમસ્યાઓ પણ ત્યાં ચર્ચાતી. બુઝર્ગ પેન્શનરના તમામ હઠાગ્રહથી ચીકાકાકા દરેકે દરેક વાતમાં વજા શેઠથી અવળો જ અભિપ્રાય ધરાવતા. પ્રયાસ સદંતર અસાર છે એમ જાણ્યા છતાં વારંવાર વજા શેઠ પોતાનો પક્ષ ચીકાકાકાને ગળે ઉતરાવવાની મહેનત કરતા. પારકાને ખાતર ખટપટ કરનાર વજા શેઠને કોઈની ગાળ પણ જરાયે અસર ન કરતી તો સાચી વાત તો ક્યાંથી જ ગળે ઉતરે? હઠાગ્રહી ચીકાકાકા જિદ્દી માણસો હોય છે એવા તામસી સ્વભાવના હતા. એ ઉશ્કેરાઈ જતા, અપમાન પણ કરી બેસતા, ને પાછા માફી પણ માગી લેતા.

અને જ્યારે આવી ગરમ ને ગંભીર ચર્ચા સામસામા અથડાતા વાદળોની જેમ ઘરમાં અથડાતી હોય ત્યારે ડોસો આંખો મીંચીને પડ્યો રહેતો.

આમ ડોસાનો મંદવાડ કપાવા લાગ્યો. ને એક દિવસે ડોસાની

આંખ અવાચક બેભાનીમાં જ સદાને માટે મીંચાઈ ગઈ. આ બધા દિવસો નિવેદિતાએ કેમ વિતાવ્યા એની એને ઝાંખી સરખી પણ ન હતી.

મણિલાલના અવસાન પછી ત્રીજે કે ચોથે દિવસે વજા શેઠ નિવેદિતા પાસે આવ્યા.

'બહેન!' શેઠે કહ્યું : 'હું તારા બાપને ઠેકાણે છું ને મને સીધી વાત કરજે. મારે કામ ઘણાં છે ને આજ બપોરની ગાડીમાં તો મુંબઈ જવું છે. એટલે મુદ્દાસરની વાત કરજે. તેં હવે ધાર્યું છે શું?'

'મેં?'

'હા, તેં. તારા દહાડા કેમ પૂરા થશે?'

'હું નથી જાણતી!'

'તો મારી વાત સાંભળ ને તને ગમતી હોય તો કહે તો નક્કી કરતો આવું. તારે નોકરી કરવી છે?'

'નોકરી? મને મળશે?'

'નોકરી કરવી જ હોય તો મેળવવા પ્રયત્ન કરવો જોઈએ.'

'પણ હું શું કામ કરી શકું?'

'મારા એક મિત્ર મલબાર તરફ છે. એમની દેખરેખ નીચે એક અંગ્રેજી - ગુજરાતી નિશાળ છે. તારે એમાં મહેતીજી તરીકે કામ કરવું હોય તો તું જા.'

વજા શેઠ વિષે નિવેદિતાએ બહુ સાંભળ્યું હતું. ચીકાકાકાની અનેક વાતોમાં અનેક પ્રસંગે વજા શેઠનો ઉદાહરણ તરીકે ઉપયોગ થયેલો એણે સાંભળ્યો હતો. ચીકાકાકા જ્યારે ને ત્યારે વજા શેઠને ખંધા ને મતલબી માણસ તરીકે ઓળખાવવાનું ચૂકતા નહિ. એટલે

નિવેદિતાના દિલમાં વજા શેઠ સંબંધે ચોક્કસ ખ્યાલ બંધાઈ ચૂક્યો હતો અને એ ખ્યાલ શેઠની તરફેણનો નહતો.

આવા વજા શેઠને આટલી સાહજીક સહૃદયતાથી પોતાનામાં રસ લેતો જોઇ નિવેદિતાને સુખકર અચરજ જ થયું. નિવેદિતાને ખબર ન હતી કે વજા શેઠ મિશ્ર વ્યક્તિત્વ વાળો માણસ હતો. વાત તો એમ હતી કે વજા શેઠનો પોતાનો ધંધો ને વેપાર તો શરાફી ધીર ધાર ને હૂંડી ને સોના ચાંદીનો હતો. એટલે એમાં તો એને કશી ખટપટ કરવા જેવું જ ન હતું ને એમાં વખતનું પણ રોકાણ ન હતું. એટલે વજા શેઠ પારકી પંચાત વહોરતા ને પારકા કામ કરવામાં સાધનોની પવિત્રતાને વળગી નહોતા રહેતા. ભૂલમાં પોતાની મતલબ પોતે કદી આડે રસ્તે સાધેલી નહિ. વર્તમાનમાં સાધવાની જરૂરત નહિ ને ભવિષ્યમાં પોતાનો અંગત સ્વાર્થ સાધવાની ખેવના નહિ. એટલે પોતાની પડદા પાછળની બોલીચાલી ઉપર પ્રસંગ પૂરો થયે વજા શેઠને સંયમ રાખવાની કાંઈ આવશ્યકતા નહિ. એટલે કામ સધાઈ જાય પછી વજા શેઠ એ સાધવાને પોતે લીધેલા રસ્તાઓ સંબંધે હસીને વાત પણ કરી નાંખતા. આમ હોવાથી ગામની હવા એવી હતી કે દરેક માણસ પોતે નચિંત હોય ત્યાં સુધી વજા શેઠની વિડંબના કરતું; ને હરકોઈ માણસને જરા પણ ચિન્તા જેવું થાય કે વજા શેઠનો આશરો લેવા દોડી વળતું.

'આપ લખો—જો તેઓ મને રાખે તો હું તો જવા તૈયાર છું.'

'એમાં લખવું શું છે? મૂળ તો એણે જ મને એક સારી ઠરેલ બાઈ શોધીને એના તરફ રવાના કરવાનું—એણે જ મને લખ્યું છે. તને મોકલી દઉં—તું ક્યારે જઈ શકે? તારા બાપના કારજ પછી?'

'મારા બાપની ઉત્તરક્રિયા મારે કરવી નથી.'

'કરવી નથી? કેમ?'

'જીવતાં જે માણસને ખાવાનું ન મળ્યું એને મૂવા પછી યે પહોંચે કેમ ! ને પહોંચે તોય શા ખપનું ?'

'હા. એ વાત તો કાંઈ ખોટી નથી. હમણાં એક આર્ય સમાજી સાધુ આવ્યા હતા એ પણ એમ જ કહેતા હતા – જો કે ઘણા આર્ય સમાજીઓ પોતાના મા બાપનાં કારજ કરે તો છે ખરા !'

'કારજ તો એક વ્યવહાર છે. કોઈનું ખાધું હોય તો ખવરાવવું જોઈએ. મેં તો કોઈનું ખાધું નથી ને ખવરાવવા જેવું કોઈ મારે છે નહિ.'

'મારી સલાહ માન તો આપણે શું માનીએ છીએ ને શું માનતા નથી એના ચર્ચામાં જ ઉતરવું નહિ. કેમ કે એનો કોઈ પાર પામી શક્યા નથી. ને કોઈ પાર પામવાનું નથી. તારે તારા બાપ પાછળ કાંઈ બીજું ન કરવું હોય તો ના કરીશ. કૂતરાને લાડવા ને ગાંઠિયા નંખાવજે. એમાં પૂન્ય થાય છે એમ તો હુંય નથી માનતો પણ ભગવાનના ચોપડામાંથી નામું આખું નીકળી જાય ત્યારે ભૂલચૂક ખાતે ઘણું સહન કર્યા ભેગું એટલું વધારે. મરનાર તો રાજી થાય કે ન થાય પણ જીવતાં લોકો તો સંતોષ અનુભવે છે. પાપ પૂન્ય કરતાં જીવતાં લોકની જીભ જાળવવી વધારે વસમી છે.'

'ભલે !'

'એ તો દુકાનેથી બંદોબસ્ત કરી નાંખીશ. પણ તારી વાત ઉપર આવીએ. તારે જવું છે ને ?'

'હા. તમે મોકલો તો હું જઈશ.'

'બસ. તો કરો તૈયારી. તારા બાપના તેર વાસા પૂરા થાય પછી જાઓ.'

વજા શેઠ ઊઠ્યા. વજા શેઠને નિવેદિતા પાસે લગભગ કલાક થઈ હતી. નિવેદિતાની ઉંમર હજી ઉમરના હિસાબે જુવાન પણ ગણાય. પરંતુ વજા શેઠની ગામમાં એટલી આબરૂ અચૂક હતી કે વજા શેઠ ગમે તેવી બાઈ પાસે ગમે તે સમયે ગમે તેટલો સમય બેસે તો પણ એમાંથી એક કાચી પળ પણ એ જરા સરખાયે બૂરા ઈરાદામાં ન વાપરે: વજા શેઠની સાથે વાત કરવામાં, વજા શેઠની સાથે એકાન્તમાં બેસવામાં કોઈ કરતાં કોઇ બાઈને જરા સરખો યે અંદેશો આવતો નહિ. ગામની – લોકની હજાર જીભમાંથી એક પણ જીભે આજ દીન તક આવો ઈસારો કર્યો ન હતો. બહુ જ વીરલ માણુસ આવી આબરૂ મેળવી શકે છે.

× × ×

જે ગામમાં પોતાનો જન્મ થયો હતો, જે ગામમાં પોતાનું બાળપણ ગયું હતું, જે ગામમાં પોતાનાં લગ્ન થયાં હતાં, જે ગામમાં પોતાના પિતાનું અવસાન થયું હતું એ ગામને છોડીને નિવેદિતા જ્યારે એ ગામનાં નાનાં સ્ટેશનમાં ગાડીમાં બેડી ત્યારે અનેક વિચારો એના દિલમાં આવ્યા!

પહેલાં જ્યારે આ ગામ એ છોડતી ત્યારે તો એના પિતા એને વળાવવા આવતા, છેક ગાડી ઉપડ્યા પછીએ પાટિયા ઉપર ચડીને છેલ્લી છેલ્લી વાતો એ કરતા. આજે એમાંનું કાંઈ ન હતું. આજ એ આ ગામને છોડી જતી હતી ને ગામને એ વાતની રજ પણ પરવા ન હોય તેમ સહુ પોત પોતાના કામમાં પરોવાઈ ગયાં હતાં.

ગાડી ચાલી. ગાડીનો રસ્તો જરા વિચિત્ર હતો. અર્ધા ગામને ચક્કર લગાવીને ગાડી જતી હતી. ને વહી જતી ગાડીમાંથી નિવેદિતાને ગામની ફરી રેખાઓ દેખાઈ. એ જતી હતી–આ સંસારમાં એનું જે કાંઈ હતું તે તમામની ભસ્મ વતનના પાદરમાં મૂકીને જતી હતી. જ્યાં એના બાપ જન્મ્યા અને જીવ્યા હતા, ને એના પણ બાપ ને

એના થૈ બાપ જીવ્યા અને મૂવા હતા, જ્યાં એની બાલ્યાવસ્થા ગઈ હતી ને જ્યાં એના લગ્ન થયાં હતાં, એ તમામ યાદગીરીઓથી મહેકતા વતનમાંથી એ જતી હતી! જ્યાં એણે પોતાના છોકરાનો જાન પિતાની રક્ષા અર્થે જોખમમાં મૂક્યો હતો એ બલિદાનની ભૂમિમાંથી જતી હતી! કલાકના વીસ માઈલની ઝડપે એ વહી જતી હતી!

આજ ગામ– જેમાંથી એ આજ પહેલાં જતી તો સાહેલીઓ ખેદ બતાવતી ને પિતા છેક સ્ટેશન સુધી વળાવવા આવતા. કંઈક જાણીતા ઓળખીતા એની ખબર પૂછતા ને એને ભલામણો કરતા, ને આજ એ જાય છે– એકલી. ન કોઈએ ખબર પૂછી. ન કોઈએ પૂછ્યું કે તું ક્યાં જાય છે? શા માટે જાય છે? જ્યાં જાય છે ત્યાંથી પાછી આવવાની છે કે નહિ?

દૂર દૂર દૂર સરે છે એ વતન! એમાં ઉંચાં ઉંચાં ખોરડાંઓ ઘેરાતી ઝાડીઓની અંદર સંતાતા જાય છે. એની ઉંચી હવેલીઓ વધારે ને વધારે અસ્પષ્ટ બનતી જાય છે. એનાં જીનનાં ઊંચાં જાડાં ભૂંગળાઓ પાતળાં બનતાં જાય છે. ચોપાસ ઉજ્જડ મુલ્કમાં લીલાં ઝાડોનો હવે માત્ર બેટ બની [illegible] છે– ખારા રણમાં મીઠી વીરડી હોય એવો. ઓહ! એ એના પ્રત્યેક પ્રત્યેક ઝાડને પિછાનતી હતી.

ગાડીએ એક જબરો વળાંક લીધો અને નાટકના તખ્તા ઉપરથી એક દૃશ્ય જેમ ખસી જાય એમ એનું વતન એની નજરથી દૂર હટી ગયું– માનો કે કોઈએ હાથથી ખેંચી લીધું! ફરીને એ આ ગામને કદી જોવા પામવાની નથી!

ગાડી નિવેદિતાની વિમાસણ તરફ લોખંડી બેપરવાઈ બતાવતી પૂર ઝડપથી આગળ અને આગળ ચાલતી હતી!

## પ્રકરણ સાતમું

## સાહસ ભૂમિ

જ્યાં જ્યાં ગુજરાતવાસી કામધંધાને અર્થે જાય છે ત્યાં ત્યાં એ છોટી ગુજરાત ઉભી કરે છે. હિંદના શેષ પ્રાંતોમાંથી ગુજરાત એના વતનીના મુખની તરવરતી કોમળતાથી જુદું તરી આવે છે. હિંદના શેષ પ્રાંતોમાં ગુજરાત એની સ્ત્રીના પહેરવેશથી જુદું તરી આવે છે. તમે એક હબસીને હજી ઢાંકી શકો. ગુજરાતીને કદિયે નહિ ઢાંકી શકો.

મલબારના ગાઢ જંગલોમાં ઈમારતી લાકડું, નાળિયેર અને કાથીના વેપાર સાથે સંકળાયેલા અનેક ગુજરાતીઓ વસતા હતા. બધાનો વસવાટ એક જ સ્થળમાં તો નહોતો. જંગલની જુદી જુદી કોઠીઓમાં હતો. ને દરેક કોઠીમાં બીજા પણ ઘણા જાતભાતના માણસો રહેતા હતા. પરંતુ આ કોઠીઓમાં વસતા ગુજરાતીઓએ એક બીજાને હળવા મળવાનું, એકબીજા સાથે ખાવાપીવાનું, એકબીજાના સુખ દુઃખમાં સહભાગી થવાનું સૂગ સ્વીકાર્યું હતું. અને એ રીતે કોઈ મુકરર સ્થળ, સિવાયની હવામાં તરતી બૃહદ્ ગુજરાતની ભાવના એમણે જગવી, પાળી અને પોષી હતી. જુદી જુદી ધંધાદારી હરિફાઈઓની વચમાં પણ આ ભાવના એમણે સજીવન રાખી હતી.

અન્ય કોઈ પ્રાંત કરતાં ગુજરાતમાં કુટુંબભાવના વધારે છે. ગુજરાતી જ્યાં જાય છે ત્યાં પોતાના કુટુંબને સાથે લઈ જાય છે. આ કુટુંબોમાં બાળકો અને બાલિકાઓ તો હોય જ.

અને એક દિવસે બૃહદ્ ગુજરાતની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાનો ગુજરાતી ભાઈઓએ નિરધાર કર્યો. એક મધ્યસ્થ સ્થળે એક ગુજરાતી શાળા સ્થાપવાનું નક્કી કર્યું.

આ શાળાના મુખ્ય શિક્ષકની જગ્યા માટે જે ઉમેદવારોની અરજીઓ આવી એમાં એક અરજી ચતુરભાઈ પટેલ નામના એક શિક્ષિત–સજ્જનની પણ હતી. ચતુરભાઈ પટેલ મેટ્રીક પાસ થયા હતા. અત્યાર સુધી તો એમણે જુદે જુદે સ્થળે નોકરીઓ કરી હતી, પણ રાજકીય ઝંઝાવાતમાં એ ઘસડાયા હતા. અને હવે એમને નોકરીની પાકી જરૂર હતી.

આ અરજી પસંદગી કરનારાઓએ પસંદ કરી. એક તો ચતુરભાઈની ઉંમર ચાલીસ–બેતાલીસની આસપાસની હતી. એટલે એ પીઢ હતા. બીજું રાજકીય લડતમાં એ પરેસાન થયા હતા. ત્રીજું એ એકલા હતા. ઈમારતી લાકડાના કચ્છી કોન્ટ્રાકટર સોજપાળ જગમાલ એ નિશાળના આખા પ્રકરણમાં મોખરે હતા. સોજપાળ શેઠને પોતાને તો સહી કરતાંયે નહોતી આવડતી, પણ સહી કરી શકનારાઓનું પાણી માપી લેવાની એમને હૈયા ઉકલત હતી. દોરી ને લોટો લઈને કચ્છનો આ કુંભાર મલબારમાં આવેલો ને આજ એને ઘેર આઠ હાથી, ચાર ખટારા, બે વહાણ ને બે મકાનો હતાં. કોઈપણ જાહેર કાર્યમાં સોજપાળ શેઠને આગળ કરવામાં આવે તો આગળ રહેવા માટે એ પૈસા છૂટથી ખર્ચતા. નિશાળનું મકાન સોજપાળ શેઠે બંધાવી આપ્યું હતું ને શિક્ષકનો પગાર પણ એજ આપવાના હતા. આમ સોજપાળ શેઠનો આ બાબતમાં અવાજ મોટો હતો ને સોજપાળ શેઠે ચતુરભાઈને પસંદ કર્યા.

ચતુરભાઈ પટેલ આવ્યા. એમના ચહેરા ઉપર વિષાદનું ગાંભીર્ય હતું. અને સોજપાળ શેઠની પસંદગી જરાયે ખોટી કે અજુગતી ન હતી એ એમણે તત્કાલ બતાવી આપ્યું.

એકાદ વરસમાં તો ચતુરભાઈ પટેલ કોમના એક સાચા સલાહકાર તરીકે સ્વીકારાયા ને શાળાનું મકાન કેવળ શાળા પૂરતું જ ના રહ્યું. બૃહદ્ ગુજરાતની ભાવનાનું એ મુકામ બન્યું. દૂરથી ને નજીકથી ગુજરાતીઓ શાળાના મકાનમાં ચતુરભાઈ પાસે આવવા ને બેસવા લાગ્યા. જ્યારે જ્યારે એમનો ખટારો ગમે તેવા કામ માટે શાળાના મકાન પાસેથી પસાર થવાનો હોય ત્યારે ત્યારે તો સોજપાળ શેઠ પણ એમાં બેસીને આવવા લાગ્યા ને જે કામ માટે નીકળ્યા હોય એ કામ કરીને ખટારો પાછો ફરી વળે ત્યાં સુધી શાળાના મકાનમાં ચતુરભાઈ પાસે બેસવા લાગ્યા. નજીક નજીક રહેતા ગુજરાતીઓ કોઈ ને કોઈ ને તો મળી શકાશે એવી ગણતરી બાંધીને રોજ–બ–રોજ આવવા લાગ્યા.

જેટલા ચતુરભાઈના સંસર્ગમાં આવ્યા એ બધાયે એકમતે ચતુરભાઈને એક લાયક માણસ તરીકે સ્વીકાર્યા.

આમ શાળાનું મકાન એક 'ક્લબ' જેવું બની ગયું. જ્યારે પણ નજર કરો ત્યારે આવતાં કે જતાં રોકાયેલા કોઈને કોઈ ગુજરાતીને તમે ત્યાં જોઈ શકો.

આમાં મૂળ કોણે પહેલ કરી એ તો ખબર નથી. પરંતુ એક વાત ચર્ચાઈ ને બધાએ એનું તથ્ય કબૂલ કર્યું. વાત એ હતી કે શાળામાં નાની ને મોટી ગૂજરાતી બાળાઓ આવતી હતી. એટલે મુખ્ય મહેતાજીની સાથે એક સ્ત્રી–શિક્ષિકાની પણ આવશ્યકતા ઉભી થતી હતી.

'સ્ત્રી–શિક્ષિકાઓ માટે જાહેર ખબર આપવાનું મને બીન

જરૂરી લાગે છે. મને તો લાગે છે કે આપણે આપણા કોઈ મિત્રને દેશમાં લખીએ કે કોઈ અનુભવી સારી શિક્ષિકા અમને મેળવી આપો.'

'હા. આ વાત સાચી છે.' સોજપાળ શેઠે સૂર પૂરાવ્યો. 'પુરુષ તો માફક ન આવે તો એને કાઢી યે મૂકાય કે આપણે આટલા બધા છીએ તેમાં એને ક્યાંક કામે પણ વળગાડી શકીએ પણ બૈરી આવી તો એને તરત રજા યે નહિ દઈ શકાય: ને પુરુષની લાયકાતમાં નજર એક ને સ્ત્રીની લાયકાત આંકતી વેળા હજાર જુદી જુદી વાતોનો વિચાર કરવો પડે. માટે બહેતર છે કે તમારામાંથી કોઈ ભાઈ દેશમાં પોતાના વહેવારૂ અને ભરોસાદાર મિત્રને લખીને એકાદ સારી બાઈ વિષે એનું સૂચન માગે. આવી રીતે જે બાઈ આવશે તે સમજદાર આવશે.'

એક જુવાન વેપારીને દેશમાં પત્ર લખવાનું વડીલ તમામે સૂચવ્યું. કોઈ સારી ને સુપાત્ર બાઈ મળી જતી હોય તો એને સત્વરે રવાના કરવાનું એ જુવાને પોતાના મિત્ર વજા શેઠને લખ્યું.

ને વજા શેઠે નિવેદિતા માટે ભલામણ કરી. એ ભલામણ મંજૂર પણ થઈ ગઈ.

અને નિવેદિતા મલબાર તરફ આવવા રવાના થઈ.

# પ્રકરણ આઠમું

## અજાણી દુનિયા

ઘણી લાંબી, ઘણી થકવનારી અને ઘણી કંટાળાભરી મુસાફરી પછી રેલ્વે ગાડી એક નાનકડા સ્ટેશને ઉભી રહી. નિવેદિતાએ ઘણી મહેનત કરવા છતાં સ્ટેશનનું નામ યાદ રહ્યું નહતું. એટલે એ અટપટા નામવાળાં નાનાં સ્ટેશનો આવે ત્યારે પોતાની ટિકિટ કાઢીને જોઈ લેતી હતી. પોતાને આ સ્ટેશને જ ઉતરવાનું છે એમ એને પતીજ થતાં એ પોતાનો થોડો સામાન ને બે બાળકો સાથે નીચે ઉતરી.

એને ગાડીમાંથી ઉતરતી જોઈ ને એક આધેડ માણસ એની પાસે આવ્યો: 'તમારું નામ નિવેદિતાબહેન તો નહિ ને?'

'હા.'

'ત્યારે ચાલો! મારું નામ ચતુરભાઈ પટેલ! જે શાળામાં તમે શિક્ષિકા તરીકે આવ્યાં છો એ શાળાનો હું મુખ્ય મહેતાજી છું. તમને લેવા જ હું આવ્યો છું.'

ચતુરભાઈ પટેલે એક માણસને બોલાવીને સામાન લેવરાવ્યો. 'ચાલ દોસ્ત!' કહીને એણે વીનુને તેડી લીધો. બેબીને નિવેદિતાએ તેડી.

આ સ્ટેશન તો નાનું હતું. પણ જંગલી પેદાશની નિકાશનું

મથક હતું. વળી નજીકમાં નજીક સ્ટેશન પણ આ એકજ હતું. એટલે સ્ટેશન માસ્તર લગભગ બધાને ઓળખતા ને બધા સાથે રાખવો જોઈએ એવો સંબંધ રાખતા.

પોતાના દશેક વર્ષના છોકરાને આંગળીએ વળગાડીને સ્ટેશન માસ્તર તપખીર સૂંઘતા એક બાંકડા ઉપર બેસતાં હતા. એમણે ચતુરભાઈને જોઈને કહ્યું :

'ઓહો! માસ્તર સાહેબ! ઘરવાળાં આવ્યાં કે શું?'

'જી ના!' ચતુરભાઈએ જવાબ દીધો : 'આ તો નિશાળનાં એક શિક્ષિકા બહેન આવ્યા છે!'

નર્મ મશ્કરી કરનાર માસ્તર છોભીલા પડયા. એમને લાગ્યું કે જંગલની વચમાં આવેલી શાળામાં શિક્ષિકા તરીકે કામ કરવા માટે છવીસ સત્તાવીસ વર્ષની ઉમર નાની કહેવાય. પરંતુ એ કાંઈ બોલ્યા નહિ.

'માફ કરજો, મારી ભૂલ થઈ બહેન!' એમણે નિવેદિતાની ક્ષમા માંગી લીધી.

નિવેદિતાએ જરા સ્મિત કર્યું. અને ચાલવા માંડયું.

સ્ટેશનની બહાર વિશાળ છૂટી જમીનમાં એક બાજૂ લાકડાનો ડુંગર ખડકાયો હતો. બીજી બાજૂ નાળિયેરનો ડુંગર હતો. લાકડાને નાળિયેરની ધારા વચ્ચેથી ચતુરભાઈ આગળ ચાલવા લાગ્યા. પાછળ નિવેદિતા ચાલી.

વીનુ ચતુરભાઈના હાથમાંથી નીચે ઉતર્યો ને નાળિયેરની ધાર તરફ દોડયો. એક મોટું શ્રીફળ એ ઉપાડી લાવ્યો. ચતુરભાઈ એ જોઈને હસ્યા.

'વિનુ!' નિવેદિતાનો કડક અવાજ સાંભળીને વીનુએ ચમકીને મોઢું ફેરવ્યું. એની માનો ઉગ્ર બનેલો ચહેરો જોઈને વીનુ થંભી ગયો. એણે નાળિયેર નીચે મૂકી દીધું.

'વીનુ!' ફરીને નિવેદિતાનો કડક – વધારે કડક અવાજ આવ્યો. સરકસનું પાળેલું જાનવર પોતાના ઉસ્તાદનો ઇસારો સમજે એમ વીનુ પણ એની માના અવાજમાં રહેલી આજ્ઞા સમજ્યો. એણે નાળિયેર ઉપાડયું. જ્યાંથી લાવ્યો હતો ત્યાં એ પાછું મૂકયું અને પછી શરમિંદા બનેલા મુખે એ સૌથી પાછળ ચાલવા લાગ્યો.

ચતુરભાઈ કાંઈ બોલ્યા નહિ. પણ એમને મનમાં વિચાર થયો: 'આ માતા પોતાના બાળકો ઉપર કડપ સારો રાખતી લાગે છે.'

લાકડાની ધાર ને નાળિયેરની ધાર હજી ખૂટતી નહતી. થોડુંક ચાલ્યા પછી નિવેદિતાએ પૂછ્યું: 'આપણે હજી કેટલું દૂર જવાનું છે?'

'સાઠ ગાઉ!'

'સાઠ ગાઉ! ચાલીને?'

ચતુરભાઈ હસ્યા: 'મુંઝાઓમાં! સાઠેસાઠ ગાઉ ચાલીને નથી જવાનું. પગે તો ચાલીને હવે બહુ થોડું જવાનું છે.'

લાકડાના ઢગ નાના ને વધારે નાના થતા ગયા. આખરે પૂરા થયા. જ્યાં પૂરા થયા ત્યાં એક નાની સરખી ઝૂંપડીમાં ચાહની હોટલ હતી. ને હોટેલની આસપાસ દશબાર હાથીઓ બાંધ્યા હતા.

'બા! આ...હાથી...' બેબીએ હાથી જોઈને કહ્યું.

'આટલા બધા હાથી કેમ? શું કોઈ સરકસ છે કે દરબારી સવારી છે?' નિવેદિતાએ પૂછ્યું.

'દેશમાં બળદ તેમ અહીં હાથી.' ચતુરભાઈએ માહિતી આપી: 'આ આપણું વાહન!'

નિવેદિતા તો એ વાહનને નિર્ભેળ આશ્ચર્યથી તાકી રહી. એની કલ્પનામાં પણ ન આવે એવડું એ વાહન ઉંચું હતું. લાંબું હતું. જમીનથી એ લગભગ બારેક ફૂટ ઉંચું હતું. ને લગભગ સોએક માણસ બેસે એવડું એ પહોળું ને લાંબું હતું. આ વાહનને ખેંચવાને માટે કેટલા બળદો જોઈતા હશે?

સામાન લઈ જનાર માણસ ક્યારનોયે પહોંચી ગયો હતો ને એણે નીચે સીડી નાંખી હતી. કોઈ વાહનને બદલે ઘરનો પહેલો દાદર ચડતા હોઈએ એમ તેઓ ચડીને અંદર આવ્યા. અંદર આગળના અરધા ભાગમાં ગાદલાં બિછાવ્યા હતા.

ચતુરભાઈએ તાલી બજાવી ને હોટેલ પાસે જામેલાં ટોળામાંથી બે માણસો ઉઠીને ચતુરભાઈ પાસે આવ્યા: 'ચાલવું છે?'

'હા.'

બે માણસો ત્યાંથી જઈને બે હાથી લાવ્યા. ને એ બે હાથી-ઓને એમણે એ તોતીંગ ગાડીમાં જોતર્યા.

નિવેદિતા તો આ અજબ વાહન જોઈ રહી! હાથી ગાડી! એ નોકરી શોધતી જાય ને એને તેડવા માટે એમે હાથી આવે! શાનુ અને એમાંને તો આ વાહન એટલું વિચિત્ર ને વિશાળ ને સલામત લાગ્યું કે તેઓ તો ઉપર દોડાદોડ કરવા માંડયાં. એમને મન તો જાણે [illegible] અગાસી હતી!

'આ તરફ પંથ બહુ લાંબો. વળી હાથી મળે પણ ખરા ને લાકડાનું વજન ભારે એટલે કંટ્રાકટરો હાથીઓ રાખે. આ તરફ સોજપાળ શેઠ મોટા વેપારી છે ને આપણી કોમના આગેવાન જેવા છે. એમની ગાડી લાકડાં નાંખવા આવી હતી તે વળતાં આપણે માટે માગી લીધી હતી.' ચતુરભાઈ બોલ્યા અને નિવેદિતા સાંભળી રહી.

ધીમે ધીમે પણ જરાય અટક્યા કે ખમચ્યા વગર હાથીઓ ચાલ્યા જતા ને એમની પાછળ ગાડી પણ દડતી જતી હતી. ઉંચા ઉંચા દેવદાર, સાગ ને નાળિયેરીની વચમાંથી હજારો હાથીઓએ સેંકડો વર્ષથી પાડેલો રાહદારી માર્ગ જતો હતો.

'તમે થાકી ગયાં હશો, ચાહ પીશો?'

'ચાહ? અહીં?'

'અરે આ ગાડી તો ઘર કહેવાય. અરે મુકાદમ ચાહ બનાવોને?'

એમાંથી એક હાથી ઉપર બેઠેલો મુકાદમ પીઠ ઉપરથી ચાલીને ગાડીમાં આવ્યો. એણે ગાડીના ભંડકમાંથી સ્ટવ કાઢયો. ચાહનો સરંજામ કાઢયો ને થોડીવારમાં તો ચાહ તૈયાર થઈ ગઈ.

'હવે તમે સૂવું હોય તો સૂઈ જાઓ.'

'ના ઘેર ગયા પછી? પણ મારા માટે સારા લત્તામાં ઘરની તજવીજ તો થશે કે?'

ચતુરભાઈ હસ્યા: 'આપણી નિશાળને ફરતા એક ગાઉમાં કોઈ બીજું ઘર નથી.'

'ત્યારે?'

'નિશાળમાં જ મકાનોની સગવડ છે. ને તમારૂં ઘર થાળે પડે નહિ ત્યાં સુધી તમે મારી સાથે......પણ દિલગીર છું હો. મારાથી તમને કહેવાઈ ગયું. બાકી તો મારે ઘેર તમે નહિ રહી શકો. મારા ઘરમાં હું એકલો જ છું.'

'ઘેરથી દેશમાં હશે?'

'મારો દેશ જ આ. હું એકલો જ છું.'

'રહેવાની જગ્યા જો હોય તો એને થાળે પાડતાં તે શી વાર?' નિવેદિતાએ કહ્યું:' શાળામાં બીજા શિક્ષકો પણ હશે ને?'

'હું હતો ને તમે આવ્યાં. બીજું કોઈ નથી.'

નિવેદિતા ચૂપ થઈ. નિશાળના ફરતાં એક ગાઉમાં જો કોઈ બીજું મકાન જ ન હોય તો પછી તે ચતુરભાઈના ઘરમાં રહે કે પાડોશમાં રહે એ સરખું જ છે! ક્ષણભર એની હામ ડગી ગઈ. આ ગાઢ જંગલની વચમાં એક વિધૂર માણસના પાડોશમાં એને એકલા રહેવું પડશે? ક્ષણભર તો એને અહીંથી પાછા ચાલ્યા જવાની વૃત્તિ થઈ. બીજી ક્ષણે એને વિચાર આવ્યો કે એ પાછી જઈને પણ જાય કયાં?

'શાળામાં કેટલાં બાળકો હશે?' નિવેદિતાએ પૂછ્યું.

'સોએક હશે.'

'આટલામાં વસતી નથી તો એ બધાં આવે છે ક્યાંથી?'

'જંગલની જુદી જુદી કોઠીઓમાંથી. જંગલમાં જુદા જુદા વેપારીઓ, કંટ્રાકટરો વગેરેની જુદી જુદી કોઠીઓ છે. એ કોઠીઓમાંની કેટલીક તો ગુજરાતી ભાઈઓની જ છે. ને બીજીમાં પણ ગુજરાતી ભાઈઓ તો વસે છે.'

'મને પહેલાં જરાય ખ્યાલ નહિ કે આપણી શાળા આવી હશે. નહિતર મેં અહીં આવવાનું સ્વીકાર્યું યે ન હોત!'

'તમારી ઉમર નાની છે એનો જો મને ખ્યાલ હોત તો મેં તમને લખી જણાવ્યું હોત.' ચતુરભાઈએ પોતાનો બચાવ કર્યો.

'પણ મારાથી એકલાં રહી કેમ શકાશે?'

'હું પણ એજ વિચાર કરું છું. હું એકલો રહું છું. પણ મારી વાત જુદી છે.'

'હું પાછી ચાલી જઉં. પણ...પણ...'

'પણ શું?'

'પણ મારે જવાનું ક્યાંય ઠેકાણું નથી રહ્યું. મારાં બાળકોને ખાતર ને મારે ખાતર પણ મારે નોકરી કરવી જ જોઈએ.'

'બાળકોના પિતા...' ચતુરભાઈએ ઈસારો કર્યો.

'એ ઘણું દુઃખદ પ્રકરણ છે. એ હયાત છે પણ સર્વ વ્યવહાર પૂરતી તો હું જાણે વિધવા જ છું. એ કદી આવવાના નથી મારી પાસે. ને કદાચ આવે તો હું એમની સાથે રહેવાની નથી.'

ચતુરભાઈ ચૂપ રહ્યા. અજાણી સ્ત્રીના ઘરસંસારની વાતમાં એ વચ્ચે કેમ પડે? પણ નિવેદિતાને લાગ્યું કે આ વાતનો બંધ

એવી રીતે વાળવો જોઈએ કે ભવિષ્યમાં એ સવાલ જ ઉઠવાનો રહે નહિ.

'એમને દારૂ પીવાની બહુ બૂરી આદત છે. એ આદતને પોષવામાં એમણે કદીયે પાછું વાળીને મારી સામે કે મારાં બાળકો સામે જોયું નથી. બાળકોના પોતાના હિતને ખાતર એમને એમના પિતાને નજરે સરખા કરવા એ મને લાજમ લાગ્યું નથી.'

'દુનિયામાં દરેકને કાંઈ ને કાંઈ ઉપાધિ તો હોય જ છે.' ચતુરભાઈએ વાતનો બંધ વાળ્યો: 'તમારો આવો જ મનોભાવ હોય તો એ ફેરવવા જેટલી વાત હું જાણતો યે નથી ને તમારે જણાવવી નહિ હોય ત્યાં સુધી મારે જાણવી યે નથી. પણ એક વાત ચોક્કસ: બાળકોના બાપ અહીં આવીને તમારી સાથે રહેશે એ ગણતરી તો રાખવાની જ નથી. ત્યારે, એમ ન થાય કે હું કોઈક કોઠીમાં મારો સમાવેશ કરી લઉં ને તમે શાળામાં એકલાં રહો.'

'ભર જંગલમાં હું એકલી કેમ વસી શકું? તમે તો કહો છો કે શાળાની આસપાસ કોઈનો રહેણાક જ નથી.'

'તો તો તમારે માટે જ બંદોબસ્ત કરવાનો રહ્યો. પણ તો પછી તમે શાળાએ આવજાવ કેમ કરી શકો?'

'મને લાગે છે કે મારે પાછા જ જવું જોઈશે. નિવેદિતાએ થોડી વાર રહીને કહ્યું: 'મને પોતાને તો મારી જાત પૂરતો વિશ્વાસ છે. પણ...પણ બાળકો મોટાં થાય ને એમના મનમાં પોતાની માને માટે કાંઈ વિકૃત ખ્યાલ આવે એ મને શૂલ જેવું લાગે. ધણીનો ત્યાગ મેં આસાનીથી વેઠ્યો છે. મારા બાળકોનો ત્યાગ હું નહિ વેઠી શકું. એ મને જીવલેણ લાગે.'

'સંસારની લીલીસૂકી તો મેં ય બહુ જોઈ છે બહેન! માણસને કાંઈ મોત એકવાર પણ નથી આવતું. ઘણાખરા માણસો આખરી

અવસાન પામતાં પામતાં એ ત્રણ વાર મરે છે. બીજાઓ શું કહેશે ? બીજાઓ શું ધારશે ? એની ધાસ્તીમાં ઘણા માણસો આત્મહત્યા કરે છે–જીવતા મરે છે. પણ ધીમે ધીમે પણ મારી ખાતરી થઈ છે કે જનસમાજ માણસ ધારે છે એટલો અસહિષ્ણુ નથી. એટલો બેકદર પણ નથી. માણસ આત્માભિમાન ને આત્મભાન વચ્ચે ભેદની લીટી દોરતાં શીખે તો પછી એને સમાજનો ડર રાખવા જેવું નથી રહેતું.'

'એટલે કે હું શાળામાં રહું તો કાંઈ ખાસ વાંધો નહિ એમ કે ?'

'હું તો માનું છું કે હરકોઈ નારી જેટલી ગીચ વસ્તીમાં સલામત કે બીન સલામત છે, એટલી જ ગાઢ જંગલના એકાન્તમાં પણ છે. માણસ એકાન્તથી પતિત નથી થતો. પોતાનાં કાર્યકાર્યથી જ પતિત થાય છે. પણ એ મારો પોતાનો અભિપ્રાય છે.'

નિવેદિતા ચૂપ રહી.

'મને એક રસ્તો સૂઝે છે. કદાચ સોજપાળ શેઠ કાંઈક માર્ગ કરી આપશે.'

'સોજપાળ શેઠ કોણ ?'

'સોજપાળ શેઠ આ તરફના રાજા છે.' ચતુરભાઈએ હસીને કહ્યું: 'આપણી કોમના મુખી છે. આપણી શાળાના મુખ્ય વહીવટદાર છે.'

'એ શું રસ્તો કાઢે ?'

'એ તો તમને કેટલી મદદ કરવા માગે છે એના ઉપર છે. આપણે આજે ત્યાં જ સીધા જઈએ છીએ.'

'મને તો લાગે છે કે મારે પાછા જ જવું બહેતર છે.'

'કાંઈક તમને સંતોષ આપે એવો રસ્તો ન નીકળે તો ખુશીથી જાઓ.'

નિવેદિતા આવાગમનથી એકલી નિવેદિતાને આ સવાલ થયો હતો એમ ન હતું. ચતુરભાઈને પણ સવાલ થયો હતો. આ સાવ જુવાન

છોકરી શિક્ષિકા થઈ ને આવી. હવે એનું નિવાસસ્થાન ક્યાં રાખવું?

શાળાના મકાનમાં તો જોગવાઈ હતી. પણ એ જોગવાઈનો લાભ નિવેદિતા લઈ શકે એમ ન હતું. ચતુરભાઈ વિધૂર હતા. ને સર્વ વ્યવહારમાં વિધવા રૂપી નિવેદિતા ગાઢ જંગલના એકાન્તમાં એકલાં જ રહે તો ચતુરભાઈ ને નિવેદિતા માટે લોકવાયકા ફેલાયા સિવાય પણ ના રહે! તેમ લાંબો પંથ કાપીને આવેલી નિવેદિતા પાછી જાય એમાં પણ કોઈની શોભા ન હતી.

'ત્યારે કરવું શું?'

ચતુરભાઈના આ સવાલનો જવાબ ઉકેલાતો ન હતો.

આ સવાલ તો એમણે નિવેદિતાને જોઈ ત્યારથી જ એમને પણ થયો હતો. સંભવ છે કે સોજપાળ શેઠ કાંઈક વ્યવહારૂ માર્ગ બતાવે.

પણ સોજપાળ શેઠ પોતે જ પોતાનાં હજાર કામકાજમાંથી નવરાશ મેળવી શકતા ન હતા. નિશાળની એક મહેતીજીની પાછળ એ પોતાનો સમય બરબાદ કરવાને તૈયાર થાય કે?

વીનુને બેબી સૂઈ ગયાં હતાં. નિવેદિતાને પણ ઉંઘ ચડવા માંડી. વાત બંધ પડતાં ચતુરભાઈને પણ જંગલની પ્રશાંત એકલતા, હાથી ગાડીની પાણીના રેલા જેવી ગતિ વગેરેની અસર થવા માંડી હતી. પંથ હજી લાંબો હતો. ચતુરભાઈને ઝોલાં આવવાં માંડ્યાં.

એમણે પોતે નિવેદિતાને કહ્યું હતું કે એકાંત પોતે તો બૂરી ચીજ નથી...........આખી દુનિયાનો અનુભવ કહે છે કે વધારેમાં વધારે બૂરી ચીજ એકાન્ત છે...........એક માઝમ મધરાત શું યાદ રાખવા જોગ નથી?......જવા દો! જવા દો! દરેક લોકવ્યાપક માન્યતાના મૂળમાં પૂરોગામી ચેતવણીતો છે જ...

ચતુરભાઈની આંખ મળી ગઈ.

## પ્રકરણ નવમું

## એકાંત શાળા

નિવેદિતાની આંખ ફરીને ઉઘડી ત્યારે તે જંગલ વચ્ચેના એક ઉઘાડા ચોકમાં આવેલા એક નાના પણ ઘાટીલા—સળંગ લાકડાના ફાડાનાં બનાવેલાં મકાન ઉપર આથમતા સૂર્યનાં સોનેરી તેજ ઝાડોમાંથી ચળાતાં ચળાતાં પડતાં હતાં. મલબારનાં જંગલમાં લગભગ બધાં ઝાડો પાતળા થડવાળાં ને ઘણાં ઉંચાં હોય છે. એટલે લગભગ ત્રણચાર વાગે આખા જંગલમાં મોં સૂઝનો અંધકાર છવાઈ જાય છે. પછી જેમ જેમ સૂર્ય નમે તેમ તેમ સૂર્ય નારાયણનું જાણે કોઈ ચિત્રકાર ચિત્ર દોરતો હોય તેમ તેજની સળીઓ લંબાવા માંડે છે. ધીમે ધીમે આ પાતળી સળીઓ વધારે ઘન બને છે ને જાણે સફેદ ને કાળા પટ્ટાવાળી કોઈએ બિછાત બિછાવી હોય એવી જંગલની ભૂમિ બને છે. જ્યારે સૂર્ય અસ્ત થવા જાય છે ત્યારે કાળો ઘેરો રંગ પાતળો બનીને પાણી જેવો બનતો જાય છે. સફેદ રંગ સોનાની લાલપીળી રજ જેવો બને છે. જાણે આ રંગ મેળમાંથી જ સુગંધ જન્મતી હોય એમ વનની સુગંધ મહેકી ઊઠે છે. જેમ જેમ આ સુગંધ વધારે ને વધારે માદક બનતી જાય છે, તેમ તેમ કાળો ને સોનેરી રંગ ક્ષણ એક રસાતો જાય છે. સૂર્ય

આથમે છે ને સારૂંયે એ જંગલ ખુશબોદાર બને છે ને જંગલમાં પાણીના રંગ જેવું અંધારૂં છવાય છે. તમે દૂર જોઈ શકો પણ નજીક ન જોઈ શકો એવા એ અંધારામાં હાથીગાડી જાણે હવામાં તરતા વિમાન સમી લાગે છે.

'આ આપણી શાળા.' ચતુરભાઈએ નિવેદિતાને મકાન બતાવ્યું.

નિવેદિતાએ આસપાસ જોયું. ચતુરભાઈની વાત સાચી હતી. આસપાસ કોઈ બીજું મકાન ના હતું. શાળા ખરેખર એકાંતમાં હતી.

'આપણે ક્યાં જઈએ છીએ?'

'અત્યારે તો સોજપાળ શેઠને ત્યાં જઈએ.'

'શેઠ સાહેબ આવે છે.' હાથીને હાંકતા મુકાદમે કહ્યું. અંધકારમાં ચોખાના લોટ જેવા સફેદ ઉડતા ચીલા ઉપર થોડે દૂર સામેથી બે લીલી બત્તીઓ જાણે દોડતી આવતી હતી. ઝીણી ટોકરીનો રણકાર પણ સંભળાયો.

'ગાડીમાં આવે છે.' મુકાદમે ખુલાસો કર્યો.

થોડીવારમાં જ ગાડી નજીક આવી પહોંચી. ને ઊભી રહી. હાથી ગાડી પણ ઊભી રહી.

'કોણ મુકાદમ કે?' સોજપાળ શેઠનો અવાજ સંભળાયો.

'જી. હા!'

'માસ્તર સાહેબને ને મેમાનને ક્યાં ઉતાર્યાં? નિશાળે?'

'ના. અમે ગાડીમાં જ છીએ. શેઠ સાહેબ!' ચતુરભાઈએ ગાડીમાં ઊભા થઈને જવાબ દીધો. 'અમે આપને ત્યાં જ સીધા આવતા હતા.'

'વાહ, એ તો મજાનું!' સોજપાળ શેઠ હાથી ગાડીની બાજૂમાં આવ્યા: 'હું તો ઘેરથી તપાસ કરવા નીકળ્યો કે માસ્તર સાહેબ આવ્યા કે નહિ? મેમાન આવ્યા કે નહિ?'

'મેમ ન તો આવ્યા છે. અંદર જ છે. આપ ઉપર આવો તો આપના ઘર સુધી પહોંચીયે ત્યાં સુધીમાં અમારી મુશ્કેલી આપને કહી શકીએ.'

'એ આવ્યો!' સોજપાળ શેઠે પોતાના ગાડીવાળાને કહ્યું: 'રામુ! તું ઘેર જા ને મહારાજને કહેજે કે બે મેમાન લઈને શેઠ હમણા આવી પહોંચે છે.'

ગાડો પાછી ફરી ને ચાલવા માંડી. સોજપાલ શેઠ ઉપર આવ્યા: 'શી મુશ્કેલી આવી છે?' એમણે સવાલ કર્યો.

'આ!' ચતુરભાઈએ નિવેદિતા સામે આંગળી ચીંધી.

સોજપાળ શેઠે નિવેદિતા સામે જોયું. ચમકીને એ બોલ્યા: 'બાઈ! તમારી ઉમર તો ઘણી નાની કહેવાય.'

'એજ મુશ્કેલી છે.' ચતુરભાઈએ ખુલાસો કર્યો: 'શાળાના મકાનમાં હું રહું છું ને એ પણ રહે એ અજુગતું લાગે.'

'અજુગતું તો લાગે ખરું. સોજપાળ શેઠે વાત કબૂલ કરી. 'જો અજુગતું લગાડવું હોય તો.'

'એટલે?'

'કેવળ પાડોશમાં રહેવાથી જ સ્ત્રી–પુરુષ ટીકાપાત્ર બને છે એમ પણ નથી ને દૂર રહેવાથી નથી બનતાં એમ પણ નથી. અલબત્ત ઘણાં માણસો ટીકાપાત્ર વાતોને સ્થળ સાથે સાંકળે છે. ને અહીં તો આવી વાતો જોવાનીયે કોને ફુરસદ છે?'

'નિવેદિતા બહેન તો પાછાં જવાનો વિચાર કરે છે.' ચતુરભાઈએ માહિતી આપી.

'એ આવ્યાં નહોત તો ઠીક હતું. પણ આવ્યા પછી જો જાય તો આપણને માટે ઠીક ન કહેવાય. ને જો એમને આપણે જવા દઈએ તો એમને માટે ઠીક નહિ. આખરે તો, બહેન! આવડી ઉમરે

છેક આટલે દૂર નોકરી કરવા આવવાનું જે તેં સાહસ કર્યું છે તો તારી પાસેથી નૈતિક હીંમતની અમે મોટા ભાગે આશા રાખીયે—નાહીંમતની નહિ. સોજપાળ શેઠે દલીલ કરી.

'વસાહતી ગજ વતનના ગજ કરતાં ન્યારા હોય છે. એનાં માપપણ ન્યારાં ને એની કસોટી પણ ન્યારી.'

'મને મારી બીક નથી.' નિવેદિતાએ માની અવાજે કહ્યું: 'પણ લોકોની જૂઠી ટીકાની બીક છે. આ સામેની બૂરી વાત સમજ્યા વગર બધા જ વગર તપાસે માની લ્યે છે. અને સાચજૂઠના કોઈ પુરાવા તો હોઈ શકતા નથી.'

'એ બધુંજ દેશમાં. આ તો વતન નહિ, પણ ધંધાથી વસાહત. અહીં તો માણસની એની માણસાઈ પ્રમાણે કીમત આપ મેળે થઈ જાય છે. અહીં તો માણસની આબરૂ એના ખાનદાન, કે એના પૈસાથી નથી બંધાતી. એના સ્વભાવથી સમજપૂર્વક બંધાય છે. માણસ પોતાની અંગત બાબતમાં શું કરે છે એ કોઈ જોતું નથી ને જે કાંઈ કરે એનાથી એનું માપ પણ કોઈ બાંધતું નથી. અહીં તો માણસ સહકારી બાબતમાં શું કરે છે એ જોવાય છે, ને એ જે કાંઈ કરે છે એનાથી એની આબરૂયે બંધાય છે. વસાહતમાં સંતઓ ને સતવાદીઓની કોડીના એ કીંમત નથી. અહીં તો સાહસિકો ને પરમાર્થીઓની જ કીમત છે.'

સોજપાળ શેઠના મંતવ્યની સાથે પોતે અક્ષરશઃ મળતા થતા હોય એમ ચતુરભાઈએ પોતાનું માથું ધૂણાવ્યું: 'એ તો એ અહીં રહેશે ત્યારે એમને આપમેળે સમજાશે.'

'એમના મનમાં અંદેશો જ હોય તો પછી ભલે મારે ઘેર રહે. મારી ગાડી આવીને લઈ મૂકી જશે એમને.'

# પ્રકરણ દશમું

## સાચો ધર્મ

નિવેદિતા આમ સોજપાળ શેઠને ત્યાં રહી. સોજપાળ શેઠને એક પત્ની હતાં. ઈશ્વર જેમ ઘણીવાર રૂપને ખાતર રૂપ સર્જે છે, તેમ કોઈકવાર કેવળ જાડાઈ ને માટે જ જાડાપણું પણ સર્જે છે. સોજપાળ શેઠનાં પત્ની ચંચળબાઈ જાડાં હતાં. એટલું જ કહેવું બસ નથી. દુનિયાભરમાં ચંચળબાઈથી કોઈ કરતાં કોઈ માણસ દોરાવાર પણ જાડું હોઈ જ શકે નહિ, એવો ખ્યાલ તમને પહેલી એક જ નજરે પણ આપીએ એટલી એ જાડી હતી. ચંચળબાઈને એક જગ્યાએથી ઊઠીને બીજી જગ્યાએ જવું ભારે તકલીફવાળું લાગતું હતું, એટલે એમને તો વાતો કરનાર કોઈ મળે તો ગોળનું ગાડું મળ્યા જેટલો સંતોષ થતો હતો.

સોજપાળ શેઠ પૈસાદાર હતા. ચંચળબાઈ ભલી ભોળી બાઈ હતી. એટલે નિવેદિતા, વિનુ કે બચીને કોઈ વાતનો ય સંકોચ નહોતો રહેતો.

નિવેદિતા શાળાએ જતી હતી. ને ત્યાં ચતુરભાઈને મળતી

હતી. પરંતુ બન્નેની મુલાકાતમાં ધંધાદારી સિવાય બીજી બાબતોને ઘણો ઓછો અવકાશ હતો. બન્નેની વચમાં અણુનોતર્યો પરંતુ અનિવાર્ય એવો સંકોચ હતો. એ સંકોચ નિવેદિતા પોતાને માટે મુકરર થયેલા મુકામમાં રહેવાને બદલે સોજપાળ શેઠને ત્યાં રહેવા ગઈ એ બાબતનો હતો. બન્નેને એક બીજાથી સભાન રહેવાની જાણે અબોલ છતાં યે સ્પષ્ટ ચેતવણી મળી હતી.

પરંતુ નિવેદિતાને માટે સોજપાળ શેઠનો નિવાસ કે ચંચળબાઈનો સહવાસ કાયમી ન બન્યાં. ચતુરભાઈને જંગલનો તાવ ચડયો! નિવેદિતા જોવા ગઈ અને સારવાર કરવા રોકાઈ ગઈ. તાવ ઘણો જલદ હતો. દાક્તર ઘણા દૂર હતા. નિવેદિતાએ સોજપાળ શેઠને કહાવ્યું. સોજપાળ શેઠ જ્યારે ચતુરભાઈને જોવા આવ્યા ત્યારે એમને નિવેદિતાની ત્યાં રહીને ચતુરભાઈની સારવાર કરવાની દરખાસ્ત વાસ્તવિક લાગી. જ્યારે દાક્તર આવ્યા ને ચતુરભાઈને જોઈને બોલ્યા કે : ‘ચતુરભાઈને ભાનમાં આવતાં પંદર દિવસ લાગશે, તાવને હટાવતાં મહિનો લાગશે ને ખાટલા ઉપરથી બેઠા થતાં ત્રણ મહિના લાગશે.’ ત્યારે નિવેદિતાની ચતુરભાઈની સારવાર કરવાની ઈંતેજારી ઉપર જરા સરખોય અપવાદનો ઢોળ ચડાવનાર કોઈ કરતાં કોઈ નહતું. બધાને એ રુચિકર લાગ્યું ને ઘણાને એ સાહજીક લાગ્યું.

ચતુરભાઈની માંદગી દરમિયાન તો નિવેદિતાએ જે કર્યું તે હરકોઈની પાસે આફરીન પોકારાવી ઉઠયું. આસપાસની કોઠીઓમાંથી જેમ જેમ જ્યારે જ્યારે નર નાર નવરાં પડતાં જાય તેમ તેમ ત્યારે ત્યારે ચતુરભાઈ પાસે બેસવાને આવતાં બે ત્રણ સેવાભાવી જુવાનો રોજ રાતે પાંચ ગાઉ ચાલીને પણ ત્યાં સૂવા આવતા. પણ સેવા અને માવજતનો ખરો બોજ નિવેદિતા માથે હતો. દાક્તરને પણ એ માવજતથી સંતોષ થયો.

અને પછી નિવેદિતા શાળાના મકાનમાં જ રહેવા લાગી. એને સમજાયું કે જે દુનિયામાં એ આવી ચડી હતી ત્યાં નારીની ઉપયોગિતાની ઉપર સતિત્વને કોઈ મૂકતું ન હતું. જે દુનિયામાં એ આવી ચડી હતી એ દુનિયા વતનનાં જ માણુસોથી બનેલી હોવા છતાં વતનથી સદન્તર ન્યારી હતી.

એટલે નિવેદિતાને શાળાના પોતાના મકાનમાં અને એક આધેડ વિધૂરના પાડોશમાં એકલા રહેવામાં સંકોચ ના થયો.

## પ્રકરણ અગિયારમું

### ભયંકર કેદી

યશવંત જ્યારે જેલમાં ગયો ત્યારે એના હૃદયમાં એક મહા અન્યાયનો પ્રકોપ જલતો હતો. જેલના શરૂશરૂના દિવસોમાં તો ખૂબ ખૂબ ઉશ્કેરાયેલો રહતો : 'હું નિર્દોષ છું. મેં ખૂન કર્યું નથી.' એ વારંવાર બૂમો પાડતો હતો. ઘણીવાર રાતે એ જાગીને બૂમો પાડતો. આખા દિવસના થાકેલા કેદીઓ મધરાતે ચોંકી ઊઠતા. યશવંતને વિનવતા ને કોઈ કોઈ મારતા યે ખરા. પરંતુ યશવંત ઉપર એ મારની અસર નહોતી થતી.

યશવંતના દિલમાં એક બીજો ખ્યાલ હતો. જો મારી પત્નીએ કેવળ બાળકોનો ખ્યાલ રાખવાને બદલે મારો ખ્યાલ રાખીને મારા બચાવની તજવીજ કરી હોત તો એને થઈ એટલી વધારે આકરી સજા ન થાત!

અને સજા પણ કેવી! જીંદગીનાં વીસ વર્ષ આ સળિયા પાછળ કાઢવાનાં: દુનિયાની રૂખ આખીએ બદલાઈ જાય, માણસોના ચહેરા આખા બદલાઈ જાય, શહેરનાં એંધાણો ને ગામની સીમ બદલાઈ જાય ત્યાં સુધી એનું સરજત હતું આ જેલમાં સડયા રહેવાનું.

વીસ વર્ષ સુધી બીજાં કોઈ નહિ દેખાય – એકે ય શરાબનો જામ પણ પીવા નહિ મળે......

વર્ષો સુધી સેવેલા એ અગ્નિમય નશાની તરસી આંધી યશવંતના મગજમાં ચડી આવી. અને પછી તો શું થયું એનો પણ એને ખ્યાલ ન રહ્યો.

ઝાંખું ઝાંખુ એને યાદ રહ્યું કે એની બરાકમાં મારામારી થઈ. ઝાંખુ ઝાંખુ એને યાદ રહ્યું કે એકાદ માણસને ઇસ્પિતાલમાં લઈ જવો પડ્યો. ઝાંખુ ઝાંખુ એને યાદ આવ્યું કે એક લાકડાની ઘોડી સાથે બાંધીને એને ફટકા મારવામાં આવ્યા !

અને એક ભયંકર કેદી તરીકે એને એક એકાન્ત કોટડીમાં પૂરી દેવામાં આવ્યો.

યશવંતને જ્યારે ખરેખર ભાન આવ્યું – શરાબની ઘૂમ્મરી વિખરાઈ ગઈ – ત્યારે એણે એક ગાઢ અંધકારની ઓરડીમાં પોતાની જાતને પૂરાયેલી જોઈ.

એકાંતે હજાર સૂતેલાં ભૂતો જગવે–ખડભડાવે એવી એ ઓરડીમાં હતો–જ્યાં એ પોતાના હાથ પણ દેખી શકતો ન હતો ત્યાં એ શું કરે ?

અને એને સહસા ભગવાનનું નામ યાદ આવ્યું !

ભગવાન ! ભગવાન ! ભગવાન ! એના હોઠમાંથી જાપ નીકળ્યો.

બાળપણમાં સાંભળેલી–શીખેલી સર્વ પ્રાર્થનાઓ એ બોલવા માંડ્યો. ફરીને બોલવા માંડ્યો.

અને એની અંધારી કોટડીનું બારણું ખડખડ્યું ! બારણું ઉઘડ્યું. બહારથી અંદર પ્રકાશ આવ્યો. ને એ પ્રકાશમાં એણે બે ત્રણ માણસોને ઉભેલા જોયા.

'કેદી યશવંત !' એક માણસે બૂમ પાડી. યશવંતને એ અવાજ

પરિચિત હતો. જેલના વડા સત્તાધીશનો એ અવાજ હતો : ‘ અહીં આવ !’

બહારના પ્રકાશનો જ્યાં ચોરસ પડતો હતો ત્યાં યશવંત ગયો. ખોલીનાં બારણાંની બહાર બે માણસો ઉભેલા જોયા. એ બેમાંથી એક સુપરિન્ટેન્ડેન્ટ પોતે હતો. બીજો કોઈક ઊંચા અમલદાર જેવો હતો. એમની પાછળ બે ત્રણ દરોગા ને એક સુબેદાર એટલા ઉભા હતા.

‘ જજ સાહેબ ખાસ તને મળવા આવ્યા છે. ’ સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું : ‘ જેલની મુલાકાતે એ આવ્યા છે. ને અંધારી ખોલીમાં પૂરેલા ભયંકર કેદીને એ જોવા માગતા હતા. ’

‘ બંધવા !’ જજ સાહેબે કહ્યું : ‘ તને એક ભયંકર કેદી ગણવામાં આવે છે. કહે છે કે તું બીજા કેદીઓને મારે છે. રાતે બૂમો પાડે છે. તોફાન કરે છે. એક દરોગાને તારા મારથી ઇસ્પિતાલમાં જવું પડ્યું. તું કામ કરતો નથી. તું શાને માટે આટલું તોફાન કરે છે ?’

‘ હું નિર્દોષ છું. સાહેબ મેં ખૂન નથી કર્યું. મને નિર્દોષ માણસને લાવીને અહીં પૂરી દેવામાં આવ્યો છે. મારી જીંદગીમાં મેં કર્યું નહોતું એટલું સખત કામ આપવામાં આવે છે. ચોર અને ડાકુઓ સાથે મને રાખવામાં આવે છે. હું નિર્દોષ છું. મેં મુદ્દલ ખૂન નથી કર્યું અને મને અહીં પૂરવામાં આવ્યો છે, એ ક્યાંનો ન્યાય છે ? હું ફરિયાદ કરૂં છું તો મને ધમકાવવામાં આવે છે. હું મારી નિર્દોષતા જેલની દીવાલોને સંભળાવું છું તો મને મારવામાં આવે છે. હું મારો બચાવ કરૂં તો મને ફટકા મારવામાં આવે છે. અન્યાય ! અન્યાય છે એ બધો. પરંતુ સાહેબ ! એ અન્યાય કરવો હતો તો પછી અધૂરો કેમ રાખ્યો ? મને ફાંસીએ ચઢાવી દેવો હતો ને ! આવી જેલનાં આવા

વીસ વરસનાં જીવતાં મોત કરતાં ફાંસીની સજા લાખ ગણી બહેતર છે. આપ જજ છો. આપના હાથમાં માણસના જીવનમરણની દોરી છે. આપની પાસે હું માગું છું કે મને ફાંસીએ ચડાવી દો.'

'તને અન્યાય મળ્યો છે એમ તને લાગે છે કે?' જજે એક કદમ આગળ આવીને યશવંતના ખભા ઉપર હાથ મૂકયો: 'હશે! હું તારી સાથે વાદમાં નહિ ઊતરું. તને અન્યાય થયો જ છે એમ હું માની લઉં. પણ તેં કદી કોઈને અન્યાય કર્યો નથી? તારી પોતાની પાટી ચોખ્ખી છે? જરા વિચાર કર. તારી પત્ની, તારાં બાળકો......'

'મારી પત્ની! મારાં બાળકો!'

'હા. તારી પત્ની, તારાં બાળકો, અથવા તો તારા માત-પિતા અથવા તો તારા શેઠ......'

'મારા શેઠ!'

'માણસ જ્યારે કાયદાની ચુંગાલમાં આવે છે ત્યારે સામાન્ય જન સમુદાયની સામાન્ય સમજણની કસોટીએ ચડે છે. જનસમુદાયની સામાન્ય સમજણ તને નિર્દોષ કહી શકે એમ હોય તો, મને તારી દયા ન આવે. તારી અદેખાઈ થાય. ઘણા થોડા માણસો એ ઉપપત્તિમાંથી પસાર થઈ શકે. પણ જો તારી જીંદગીમાં તારા હાથે કોઈને ય ગંભીર અન્યાય થયો હોય તો તું માની લે કે ઈશ્વરનો ઈન્સાફ આડકતરી રીતે પણ તને પહોંચ્યો ગયો છે. તારા દિલને પૂછી જો અને તને લાગે કે જે આરોપ નીચે તું અહીં આવ્યો છે, એ આરોપ નીચે તું જૂઠી રીતે આવ્યો હોય તો પણ કોઈ બીજા આરોપસર તારે અહીં આવવાનું જ હતું, તો તને તારૂં જીવન બદલવાની આ તક મળી છે. એનો તું ઉપયોગ કરી લે. અહીં તને

એકાંત છે. અહીં તારો કોઈ વર્તમાન કાળ પણ નથી. તારા અંતરમાં તારો ભૂતકાળ તપાસી લે. અહીં તને ભૂરી આદતો હોય તો એ દૂર કરવાના સંયોગો મળે છે. અહીં તેં કરેલી ભૂલ કે ભૂલોની તોબાહ પોકારવાના સંયોગો મળે છે.'

'આપની વાત સાચી છે. મારા હાથે ભૂલો ઘણી થઈ ગઈ છે. મારી નિર્દોષ પત્ની ને મારાં નિર્દોષ બાલકો મારા હાથે ખૂબ જ દુઃખી થયાં છે. મારૂં સ્થાન અહીં જ છે – અહીં હોવું જોઈએ છે. જેલમાં અત્યાર સુધી મેં જે વર્તન ચલાવ્યું છે તે માટે હું સુપરિન્ટેન્ડેન્ટ સાહેબની માફી માગું છું ને એ સાહેબ જે સજા કરે એ સહન કરવા તૈયાર છું. મને જે કામ સોંપવામાં આવશે તે હવે હું કાળજી પૂર્વક કરીશ.'

'એ જ ખરી દ્રષ્ટિ છે. તમે ભણેલા લાગો છો. સમજુ લાગો છો. એટલે જીવનમાં એક સૂત્ર મનમાં રાખવાનું તો હરગિજ ન ભૂલો એમ હું માગું છું. બીજાઓને દોષ દેવા પહેલાં આપણો દોષ છે કે નહિ એ બરાબર તપાસી જોવું. જે માણસ આ સૂત્ર નજરમાં રાખે છે, એ જ સાચો પુરુષાર્થ કરી શકે છે–સાચી ઈન્સાનિય બતાવી શકે છે.' જજ સાહેબે સુપરિન્ટેન્ડેન્ટ સામે જોઈને ફરમાવ્યું : 'આ બંધવાને બહાર કાઢો. બીજા કેદીઓ સાથે રાખો. એને લાયક કામ આપો.'

યશવંતના જીવનમાં પરિવર્તનની આ ઘડી હતી. એને સમજાયું કે કાયદો કહો કે ધારો કહો જે કહો એ કાંઈ માત્ર ચોક્કસ પકડાયેલા ગુન્હાઓનો દંડ કરનારી સજા નથી. પરંતુ બીન પકડાયેલા ગુન્હાઓ ઉપર પણ એનો આડ કતરો દંડ આવી પહોંચે છે.

બાર વર્ષ યશવંતને જેલમાં કાઢવાનાં હતાં, અને એ બાર વર્ષ એણે પોતાના પલટેલા રાહને વળગી રહીને જ વિતાવ્યાં. એ બાર

બાર વર્ષમાં એણે માંદાઓની સેવા કરી. સમાજ તરફ ઝેરીલા બનેલા-ઓને સમતા આપી. થાકેલાઓના થાક ભૂલાવ્યા. અશક્તોને મદદ કરવામાં, અસાહાયોની વહાર કરવામાં, એનો બધો સમય ખરચાઈ જતો.

શરાબ જેલમાં મળે નહિ. અને શરાબની આદત એને છૂટી ગઈ, પછી એને પોતાનું પાછલું જીવન અનેક ભૂલોની ભૂલભુલામણી જેવું લાગ્યું.

સ્નેહાળ પત્નીને એ ખોઈ બેઠો હતો. પોતાનાં બાળકોને એ ગુમાવી બેઠો હતો. અને જે એક માણસે એનો હાથ પકડીને ઉંચે ચડાવ્યો હતો, એનાં જીવતા મોતનો એ જુમ્મેદાર હતો. મારવાડીનું ખૂન પોતાનાથી થયું હોય ના થયું હોય – પણ જે સજા એ ભોગવતો હતો એ સજા તો એણે ચોપાસ વેરેલી બરબાદીના હિસાબમાં નજીવી હતી!

બાર વર્ષ પૂરાં થયાં અને એક દિવસે સાંજે સુપરિન્ટેન્ડેન્ટે એને બોલાવ્યો.

'તમારી સજા પૂરી થાય છે. આવતી કાલે સવારે તમારે જવાનું છે.'

'હું ક્યાં જઉં?'

'તમારે ઘેર!'

'સાહેબ! મારે ઘર નથી. મારે ગામ નથી. જે સગાંઓ જીવતાં છે એમાંથી કોઇને ય મારૂં મોઢું બતાવવા નથી માગતો. મને આપ એટલું કરો, અહીં જ રહેવા દો.'

'તમારે પત્ની નથી?'

'મારે મન હોય તો એમાં શું? પત્નીને મન પતિ હયાત નથી.'

'એ ગાંડી વાત છે. બાર વર્ષ પછી આવેલા ધણીનો તિરસ્કાર કરે એવી પત્નીઓ તો કોઈક જ હોય.'

'ના સાહેબ! મારે એના જીવનમાં વચ્ચે આવવું નથી. પહેલાં પણ એ કહેતી કે બાળકોને મારે એનો શરાબી બાપ બતાવવો નથી અને આજે મને લાગે છે કે મારાં બાળકોને મારે એમનો ગુનેગાર બાપ બતાવવો નહિ જોઈએ!'

'હું તો કહું કે એકવાર જઈ જુઓ.'

'જી. ના. મને અહીં નહિ રાખી શકો?'

'ના. જેલ એ કાંઈ ધર્મશાળા કે અનથાશ્રમ નથી. તમે બહાર જઈને બીજે નોકરી શોધી લ્યો?'

'મને જેલનાં પંખીડાંને નોકરી પણ કયાંથી મળે?'

'મારા એક મિત્ર છે. એમના ઉપર હુ તમને ભલામણ લખી દઉં. એ કાંતો તમને નોકરીએ જાતે રાખશે. નહિતર રખાવી આપશે. જેલની અંદરની તમારી રહેણી કરણી મને એટલી નમૂનેદાર લાગી છે કે જેલની બહાર તમે એક શરીફ માણસ તરીકે વર્તશો એવો મને વિશ્વાસ પડે છે.'

'આપ મને જો ભલામણ આપો તો કૃપા કરીને મારું નામ વનમાલી લખજો. યશવંત જે દિવસે જેલમાં ગયો તે દિવસે એના સંબંધીને મન મરી ગયો છે. કૃપા કરીને મસાણમાંથી એનું મડદું ન જગવશો.'

## પ્રકરણ બારમું

## બાર વર્ષનાં વહાણાં

નિવેદિતાને મલબારના જંગલની શાળામાં શિક્ષિકા તરીકે રહ્યે બાર વર્ષ વહી ગયાં છે. આપણે એને બાર વર્ષ પછી જોઈએ છીએ.

એ બાર વર્ષમાં એનાં બાળકો મોટાં થયાં છે. પરંતુ બાળકો તરફની માતાની નજરમાં હજી સુધી કોઈ ફરક પડ્યો નથી. મૂંઝાઈ ગયેલી આશાએ, રૂંધાઈ ગયેલા જીવને, એને કડક અને આગ્રહી બનાવી છે. એણે પતિનો પ્રેમ જોઈ લીધો. પિતાનો પ્રેમ જોયો અને પ્રેમને એ માનસિક નબળાઈના ચિન્હ સમી માનતી થઈ છે. એનામાં શ્રદ્ધા નથી, પણ આત્મશ્રદ્ધા ઘણી છે. એનામાં માતાનો પ્રેમ છે પણ માતૃત્વનો આવિષ્કાર નથી. એનામાં તાકાત છે, પણ ખમીર નથી. એનામાં નીતિ ને હીંમત છે પણ નૈતિક હામ નથી. જેનું સમસ્ત જીવન કોઈની યે માયા સિવાયનું વીત્યું હોય, જેની ભરયુવાની કોઈની યે મહોબ્બત સિવાય વહી ગઈ હોય એવી પુરાણકાળના દુર્વાસા મુનિ સમી એ બની ચૂકી હતી. બાર વર્ષ પછી, પોતાની આત્મશ્રદ્ધાનું અભિમાન ધરતી, પોતાની પવિત્રતાની મગરૂરી ધરતી જેને આપણે જોઈએ છીએ એવી એ નિવેદિતા હતી.

ચતુરભાઈ એને બહેન કહેતા અને બાર વર્ષ સુધી એની બહેન બનીને એ રહી હતી. પ્રારંભના વર્ષોમાં લોકાપવાદ કાંઈક ઈસારા કરતો થયો હતો. પરંતુ નિવેદિતાએ એ તરફ એવી તો જાડી ચામડીની સદંતર બેપરવાઈ બતાવી હતી કે લોક નિન્દાને પણ એક રસહીન પાત્ર તરીકે એને તજી દેવી પડી હતી.

એક વાર સોજપાળ શેઠે મુરબ્બી વટ ભરી રીતે ઈસારત કરવા ચાહ્યું હતું. પણ નિવેદિતાએ જવાબ આપ્યો : 'મને સતિ થવાનો પગાર નથી આપતા. છોકરાં ભણાવવા પગાર આપો છો.' નફ્ટ માનવો હોય તો નફ્ટ અને નિર્ભય માનવો હોય તો નિર્ભય માની-શકાય એવા આ જવાબ પછી કોઈની યે હીંમત નહોતી રહી નિવેદિતાને એક અક્ષર પણ કહેવાની. ને નિન્દિત પાત્રને જરા સરખી યે આત્મવિડંબનામાંથી જન્મતી કોઈએ લાગણી ન થાય તો પછી નિન્દામાં યે રસ નથી રહેતો. સ્ટેશને પગ મૂક્યા પછી હાથી ગાડામાંથી પાછી ફરી જવા માગતી નિવેદિતા અને આ નિવેદિતામાં આસ્માન જમીનનો તફાવત છે. એ એની બાર વર્ષની કારકિર્દીનો પરિપાક હતો.

એ બાર વર્ષ દરમિયાન ન તો ચતુરભાઈ ઉપર કોઈનો યે પત્ર આવ્યો હતો. ન તો નિવેદિતા ઉપર કોઈનો પત્ર આવ્યો હતો. ન તો એક બીજાની ખાનગી વાતો એક બીજાએ જાણી હતી. જંગલમાં બે તપસ્વીઓ જાણે ભૂતપૂર્વ સાંસારિક વાતો પરત્વેનો વિતરાગ સેવતા પાડોશમાં એક બીજાને જરૂર પૂરતી મદદ કરતા રહેતા હોય એમ એ બે રહ્યાં હતાં.

ચતુરભાઈના ઘર ઉપર એની દેખરેખ રહેતી. ચતુરભાઈના ભોજનનો પ્રબંધ એ કરતી. પરંતુ વાત એનાથી હરગિજ આગળ વધી ન હતી.

એમને એમ બાર વર્ષ વહી ગયાં હતાં.

એક દિવસે ચતુરભાઈનું માથું ઘણું સખત દુખતું હતું. શરીરે સામાન્યતઃ તંદુરસ્ત એવા આ માણસને માથાની ભારે ઉપાધિ હતી. ચતુર ભાઈને જ્યારે માથું દુઃખતું ત્યારે ત્રણ–ચાર–પાંચ દિવસ એને માટે મહાન આપત્તિના હતા. ખાટલાની ઈસ ઉપર પોતાનું માથું રાખીને એ માથે ગાંદલાં નાંખીને એ આખો દિવસ પડ્યા રહેતા.

નિવેદિતાને એવું જ કષ્ટ વાયુના ગોળાનું હતું. એને જ્યારે દર્દ ઉપડતું ત્યારે દિવસોના દિવસો સુધી એને ન સહેવાય એવી પીડા થતી.

બન્નેએ ઔષધિઓ બહુ અજમાવી હતી. બધી કામ વગરની નીવડી હતી. બન્ને જણાં દરદ ઉપડે ત્યારે એને જારવી લેતાં. ને એક બીજાને આશ્વાસન આપવાનો નિવારી ન શકાય એવો, અને જેનું કાંઈ પરિણામ આવવાનું નથી એવો ધર્મ સમજતાં.

એક દિવસે ચતુરભાઈનું માથું દુઃખતું હતું.

## પ્રકરણ તેરમું

## હૃદયનો દાહ

'કેમ માસ્તર સાહેબ!' સોજપાળ શેઠ અંદર આવ્યા. અંદર ખાટલાની ઈસ ઉપર માથું નાંખીને માથાં ઉપર એક માદલું નાંખીને ચતુરભાઈ એક ચટાઈ ઉપર બેઠા હતા. નિવેદિતા રસોડામાં ચતુરભાઈ માટે ચાહ બનાવતી હતી. સોજપાળ શેઠે ચતુરભાઈને જોઈને કહ્યું : 'પાછું માથું દુઃખવા આવ્યું કે ?'

'હા.' ચતુરભાઈએ જવાબ આપ્યો.

'તમે કોઈક સારા દાક્તરની દવા કરાવો. હું તો કહી કહીને થાક્યો. હવે તો તમે નીલુ બહેન! એમને કહો.' સોજપાળ શેઠે કહ્યું.

'દવા તો ઘણા તબીબોની ઘણી કરી એમણે. પણ કોઈ દવા કામ આવતી નથી.'

'નારગોળનાં પાન બાંધોને માથે.'

'બહાર નારગોળનો છોડ ખાસ રોપ્યો છે. આજ સાત વરસથી.'

'ત્યારે તો......' સોજપાળ શેઠ બીજી કાંઈ દવા બતાવવા જતા હતા ત્યાં નિવેદિતાએ હાથ ઊંચા કરી સોજપાળ શેઠને વાર્યા :

'દવા માત્ર ઉપર એમને હવે એવી તો ચીડ ચડે છે કે કોઈ દવા બતાવે છે ને એમને માથું વધારે દુઃખે છે.'

સોજપાળ શેઠ હસ્યા : 'મને પગે ખરજવું થયું હતું, ત્યારે એમ જ થતું. હજાર રૂપિયા ખર્ચ થયા તો ય નહોતું મટયું. ને મટયું ત્યારે બે પૈસાની દવાથી આરામ થયો.'

'મારી તો દવા મસાણમાં છે.' ચતુરભાઈએ પોતાના દરદની દવા બતાવી.

'રોગ થાય ત્યારે સહુને એમ લાગે ને રોગ જાય ત્યારે એમ થાય કે તે દિવસ માથું દુઃખતું હતું ત્યારે મજા આવતી હતી. જૂનો રોગ તો ઘરની બરી જેવો છે. પાસે હોય ત્યારે એમ થાય કે આ જાય તો ઠીક, ને દૂર જાય ત્યારે એમ થાય કે હવે આવે તો ઠીક. બાકી મારું માનો તો તમને માથું દુખવા માંડે કે ચાલવા માંડો ને અમારા તરફ આવો ને ત્યાં બેસીને આડી અવળી વાતો કરો તો માથું એકદમ ઉતરી જાય.'

'એ ઉપાય અજમાવવો બાકી છે એક.'

'તો અજમાવજો.' સોજપાળ શેઠે કહ્યું : 'પણ તમે સ્વસ્થ હો તો એક વાત કરું. નહિતર પછી વ.ત.'

'ના. કહો ને.'

'મેં વિચાર કર્યો છે કે તમને બન્નેને ઉપયોગી થઈ પડે, કામ કાજમાં કામ આવે, એવો એક નોકર આપવો.'

'નોકર !' ચતુરભાઈએ કહ્યું : 'નોકરને અમારે શું કરવો છે ?'

'સવાલ તો નોકરનું મારે શું કરવું એ છે.'

'એમ કેમ ?'

'મારા એક જૂના રિસ્તેદાર છે. એમની ભલામણ ચિઠ્ઠી લઈને એક માણસ આવ્યો છે. મારે એ ચિઠ્ઠીનું માન રાખવું જોઈએ.'

'પણ અહીં એનું શું કામ છે?'

'માણસ છે તો વૃદ્ધ. પણ ભલો લાગે છે. મારા મિત્ર લખે છે કે એ માણસને મારાં બૈરાં છોકરાં ભળાવું એટલો અશરાફ છે. મને થયું કે તમારી પાસે અહીં એક માણસ હોય તો તમને ય રાહત રહે. પરચુરણ કામકાજ ને આવજાવમાં મદદગાર બને.'

'અમારે માણસની જરૂર તો નથી.'

'આવા એકાન્તવાસમાં એકાદ માણસ વધારે હોય તો સારું.'

'ભલે. તમારી મરજી. અમને તો એક માણસ મળે છે ને ખરચ તમારે કરવાનું છે. પછી શું?'

'તો એને હું બોલાવું છું, અંદર.'

સોજપાળ શેઠ બહાર ગયા. બહાર એક માણસ ઉભો હતો. સોજપાળ શેઠ એની પાસે ગયા: 'વનમાળી!'

'જી!'

'બે માણસો માટે મને માન છે. એવાં બે માણસોની સાથે હું તમને મૂકું છું. મારી વાત સમજી લ્યો. મેં એમને કહ્યું નથી કે તમે જેલમાંથી છૂટેલા કેદી છો. પરંતુ મારે કોઈ દિવસ તમને કે કોઈને ય એ વાત કહેવી નહિ પડે એવી મને આશા છે. હું તમને આ સ્થાને મૂકું છું એનું એક જ કારણ છે. પારકી પંચાતમાં જરા પણ ઉતરે નહિ, જૂનાં પોપડાંને ઉખેડવાની રજ સરખી યે વૃત્તિ ન રાખે એવાં મારી પિછાનનાં કોઈ માણસો હોય તો આ બે માણસો છે. જો તમે અહીં સ્થિર ને સ્વસ્થ નહિ થઈ શકો તો આ ધરતીપટ ઉપર ક્યાંય પણ સ્થિર થઈ શકશો નહિ. સમજ્યા કે?'

'જી. હા. જો હું અહીં ના રહી શકું તો જેલ સિવાય બીજે ક્યાં ય નહિ રહી શકું—એવું આ સ્થળ છે ને એવા સ્થળના વાસી છે.'

'ચાલો અંદર.'

સોજપાળ શેઠ વનમાળીને લઈને અંદર આવ્યા.

ચતુરભાઈ ખાટલા પાસે બેઠા હતા. ખાટલા ઉપર એક પગ ટેકવીને નિવેદિતા ઊભી હતી. સોજપાળ શેઠ ચતુરભાઈ પાસે બેઠા.

'આ વનમાળી! ને આ ચતુરભાઈ ને આ નીલુ બહેન!' સોજપાળ શેઠે હાથ લાંબા કરીને પરસ્પર પરિચય – વિધિ કરી. આ વિધિ પતાવીને શેઠ ચાલ્યા ગયા.

વનમાળીનું હૈયું જાણે ધબકતું બંધ પડી ગયું! જગતભરની હજારો સ્ત્રીઓમાંથી નિવેદિતા અહીં? ને જગતભરના હજારો – લાખો પુરુષોમાંથી આ પુરુષ અહીં? ને શું નામ કહ્યું એ પુરુષનું સોજપાળ શેઠે? ચતુરભાઈ!

ઓહ! એ ચહેરાની એક એક રેખા એ જાણતો હતો! જેલમાં એને નિવેદિતાની તેમ જ આ માણસની રેખાઓ જ સૂતાં ને જાગતાં દેખાતી હતી! એ પુરુષને એ બીજે નામે ઓળખતો હતો! ચતુરભાઈ નહિ! પુરુષને એ જાણતો હતો. બાર વર્ષમાં રોજ રાત્રે એને એણે જોયો હતો – સ્વપ્નમાં, વિચારમાં, સૂતાં અને જાગતાં! એ – એ જ... એ જ સોહનલાલ હતો! જેની જીંદગી એણે બરબાદ કરી હતી!

નિવેદિતા! જેને એણે કદિયે નજરે જોવાની કલ્પના સરખી પણ નહોતી કરી. એ નિવેદિતા અહીં? અહીં શું કરે છે એ સોહનલાલ સાથે?

અહીં નથી રહેવું. બિલકુલ રહેવું નથી. શે રહેવાય અહીં? નિવેદિતા અને સોહનલાલની સાથે શી રીતે રહેવાય?

'સારું વનમાળી!' નિવેદિતાએ વનમાળીની સામે જોઈ ને કહ્યું:

'સોજપાળ શેઠે કહ્યું છે ને અમને વાંધો નથી. ઝાઝા હાથ રળિયામણા ગણાય. તમે અહીં રહો.'

'મારી એક ખાનગી વાત મારે આપને જણાવવી જોઈએ–સોજપાળ શેઠની ના ઇચ્છા છતાં જણાવી દઉં–હું છૂટેલો કેદી છું.'

'છૂટેલા કેદી છો?'

'જી. હા. મારે આ વાત નહિ છૂપાવવી જોઈએ.' વનમાળીને આશા હતી કે પોતે છૂટેલો કેદી છે એમ સાંભળ્યા પછી એને અહીં રહેવા–રાખવાનો કોઈ સવાલ નહિ ઉઠાવે. એ એક રીતે જ એ બાર વર્ષની આકરી જેલ કરતાં યે બદતર ઉપપત્તિમાંથી ઉગરી શકશે. આવા વનવગડાના એકાન્તવાસમાં છૂટેલા કેદીને સંઘરવાનું કોણ જોખમ લ્યે? શા માટે લ્યે?

એની ગણતરી સાચી નીકળતી દેખાઈ.

'તમે છૂટેલા કેદી છો? તો તમારો વિશ્વાસ કોણ કરે? અને આવા સ્થાનમાં તમને રાખવાનું જોખમ પણ કોણ વહોરે? સારાં માણસને મોઢું બતાવતાં તમને શરમ આવે ન આવે એ તો તમારી અંગત વાત છે. પણ સારાં માણસને તમારાં ઉપર વિશ્વાસ મૂકતાં આંચકો આવે એટલું યે તમે જો ન સમજતા હો તો તમે તમારા આ ધોળા વાળમાં, તમારાં પચાસ પંચાવન વર્ષમાં ધૂળ નાંખી છે એમ જ કહેવું જોઈએ છે.'

વનમાળી નિવેદિતાના કરડા ચહેરા, રુદ્રતા વરસાવતી આંખો, ને કઠોર વાક્યો સામે ચૂપ રહ્યો! જીતવા! થોડી જ વાર છે. ધીરજને બેહાથથી પકડી રાખ! પછી તો તારે કદી યે એની સામે જોવાનું નથી–એનું સાંભળવાનું નથી.

'નિવેદિતા બહેન!' ચતુરભાઈનો અવાજ ઊઠ્યો. એનું શિરોદર્દ જાણે એકદમ ઉડી ગયું હોય એવો એનો અવાજ સ્વસ્થ હતો!

'નિવેદિતા ! જરા શાંતિથી વિચાર કરો. વનમાળી છૂટેલો કેદી હોય, કે છૂટેલો ખૂની હોય, કે મોટો ડાકુ હોય તોય આપણને શું કરી શકવાનો છે ?'

'શું કરી શકવાનો છે એટલે ?'

'માણસ માણસને ઇજા ક્યારે કરી શકે ? જે માણસમાં માનુષી વાસના હોય. માનુષી અભિલાષા હોય. માનુષી વૃત્તિ હોય. જે માણસ વર્તમાનના વિશ્વાસમાં ને ભવિષ્યની આશામાં વસતો હોય એવા માણસને ઇજા કરી શકાય. એવા માણસને સતાવી શકાય. પણ સર્વ પ્રકારની માનુષી વૃત્તિઓને વિસારી બેઠેલાં આપણા જેવાં જીવતાં મૂર્દાને તે કોણ સતાવી શકવાનું છે ? ને સતાવીને શો સ્વાર્થ સાધી શકવાનું છે ? એક અપાત્ર માણસને અનધિકારી સ્થાન મેં આપ્યું હતું ભૂતકાળમાં : એક ઘરરખ્ખુ બૈરીનો દ્રોહ કર્યો હતો મેં ભૂતકાળમાં : એક મહાન મહત્ત્વાકાંક્ષાને દગલબાજ નીવડ્યો હતો હું ભૂતકાળમાં – પછી હું અહીં આવી રહ્યો છું. નિવેદિતા ! બાર વર્ષ તમે મારા પાડોશમાં રહ્યાં અને તમે પણ કોઈ ખ્યાલને ઝીલી શક્યાં ન હો, જીવનનાં કોઈ જંગને જીરવી શક્યાં ન હો, એવું તમારો એક એક બોલ એક એક વર્તન આજ કહી રહ્યું છે. શરીરનો કોઈ ભય નથી રહ્યો. જીવનમાં કોઈ વાસના કોઈ સુખ દુઃખનો ખેદ નથી રહ્યો. આપણી પાસે પૈસા નથી, ને થવાના યે નથી, જગતમાં કંગાલમાં કંગાલ માણસો આપણે છીએ, કેમ કે આપણે ગેર આબરૂ, અને ગેરનસીબ માનવીઓ છીએ. આપણી પાસેથી કોઈ લઈ શું જવાનો છે, આપણા ઉપર કોઈ શું લાદવાનો છે ? જીવતાં મૂર્દાઓનો શ્મશાનની વાટ પહેલાંનો આ વિસામો છે. બે માણસો છે. એમાં ત્રીજો ભળતો હોય તો એમાં ખોટ શી છે ? ભય શો છે ? અને સંભવ છે કે સંસારથી હારેલાં આપણે સંસારથી હારેલા કો ત્રીજાને કાંઈક આશા, કાંઈક શ્રદ્ધા, કાંઈક આસ્થા આપવામાં કારણભૂત થઈએ. !'

'હું મારી કે તમારી વાત નથી કરતી. પણ મારાં બે બાળકો......'

'બાળકોને શી ખરાબ અસર થવાની છે? બાળકો ઉપર જો કોઈની યે છાપ પડતી હોય તો એમના માબાપોની જ પડે છે. બીજા કોઈ નહિ!'

વનમાલી શું બોલે? પોતાના હાથે બરબાદ થયેલાં આ બેમાંથી કોઈ એને પિછાની શકયાં નહતાં? એને અહીં રહેવું ન હતું. નિવેદિતાની પાસે રહેવું ન હતું. સોહનલાલ સામે રહેવું ન હતું. હરઘડીએ એને પોતાની ભૂલો યાદ આવ્યા સિવાય ના રહે! ગત ભૂલોની ખાંભીઓની ભૂલભુલામણીમાં એને વસવું ન હતું! અને સોહનલાલ નિવેદિતાને સમજાવતો હતો: 'બાળકો ઉપર છાપ પડે તો કેવળ એના માબાપોની જ પડે!'

પરંતુ અહીં ન રહેવા માટેનું કાંઈક બહાનું એ શોધી કાઢે એ પહેલાં તો એનું ભાવી નક્કી થઈ ગયું હતું!

એક ઓરડીમાં એ રહે. નિશાળ વાળે, નિશાળની આગળ પાછળ બાગ રોપે, શિક્ષક અને શિક્ષિકાનું કામ કરે......વનમાલીને પોતાની વિચાર મૂઢતામાંથી બહાર આવે એ પહેલાં તો એણે ચતુરભાઈએ એનો હાથ પકડી લીધો: 'ચાલો, તમારી ઓરડી તમને બતાવું.'

વનમાલીને લાગ્યું દૂર દૂર દૂર ભૂતકાળના અંધકારમાંથી બોલતો કોઈ ગયબી અવાજ એને જીંદગીભરની આકરી જેલની સજા ફરમાવતો હતો!

## પ્રકરણ ચઉદમું

## સર્પદંશ

એને જે ઓરડી બતાવવામાં આવી તે શાળાના મકાન અને શિક્ષક શિક્ષિકાનાં મકાનોથી આસરે બસોએક વાર જેટલી દૂર હતી. જંગલની વચમાં શાળાનું મકાન બાંધવાને જે મોટો ગોળ ચોક કરવામાં આવ્યો હતો, એ ચોકમાંથી જે રસ્તો સ્ટેશન તરફ જતો હતો એના નાકા ઉપર હતી. મૂળમાં તો એ કોટડી કોઈ ચોકીદાર માટે બનાવાઈ હશે, પણ અત્યારે ખાલી હતી ને શાળાની ઈમારતના જ ભાગ તરીકે લેખાતી હતી.

ચતુરભાઈ ગયા પછી વનમાલી થોડીવાર તો કોટડીના બારણાં બહાર જ ઊભો રહ્યો. કોઈએ એને માથામાં ફટકો માર્યો હોય અને એની કળ વળી હોય એમ ક્ષણભર તો મૂઢ જેવો બની રહ્યો. વિચાર-હીન બનેલા ઉજ્જડ એના મગજમાં માત્ર એક જ ખ્યાલ રહ્યો કે એ એક ભારે સંકડામણમાં આવી પડ્યો છે.

એની આંખો આસપાસ ફરી રહી હતી. એના કાનો સરવા બન્યા હતા. શા માટે? એ કાનો શું સાંભળવા માગતા હતા? કોણ જાણે. પણ એના કાનમાં જરા સરખોયે અવાજ ન આવ્યો. આસપાસ સુની શાંતિ છાઈ રહી હતી.

એની આંખોએ વિશાળ એકાંત જંગલ જોયું. આભને થોભ દેવા ઊંચા થાંભલા ખડક્યા હોય એવા દેખાતાં દેવદાર, તાડ ને તાડીનાં ઝાડો ચોપાસ નજરે પડતાં હતાં. હરિયાળી જમીનમાં લીલી સાડીના ભૂખરા દોરા જેવો રસ્તો થોડે સુધી દેખાતો હતો. પહેલી નજરે ચમકાવી નાંખે, બીજી નજરે અકુદરતી લાગે એવી નીરવ શાંતિ ચોપાસ ખૂણેખૂણાને ભરી દેતી હતી.

ને એ લીલા જંગલમાં એની એકાંત કોટડી એને એની સુરંગની અંધારી કોટડીની યાદ આપતી હતી.

એકાએક એની વિચાર વિવશતા ખંખેરાઈ ગઈ: 'અહીં શે રહી શકાય? નાસી જઉં. ગમે ત્યાં જઉં. પણ અહીં તો નહિ, ઓ ભગવાન!'

થોડીવાર એ આ નવા વિચારને પચાવતો રહ્યો: હા. આજ માર્ગ ઉત્તમ છે. ભાગી જવું. ખોવાઈ જવું. ફરીને જેલમાં જવું. પણ અહીં તો નહિ.

સામાનની તો એક નાની શી પોટલી હતી. બીજી કોઈ જંજાળ એને ના હતી. પોટલી હાથમાં લઈને એણે ચાલવા જ માંડયું.

જવું છે! ચાલી નીકળવું છે! દૂર, દૂર ઘણે દૂર. એક મહા પરિતાપ એના ચિત્તમાં જલતો હતો. એ પરિતાપને માટે પ્રાયશ્ચિતનો અવકાશ ન હતો! આવા અગોચર જંગલમાં બાર બાર વર્ષનો વનવાસ ભોગવતા ચતુરભાઈને જઈને કહેવું કે: 'મને ક્ષમા કરો.' એ સોહનલાલનાં, યશવંતનાં ભૂતો જગાવવા જેવી વાત હતી. એ તો ભયાનક મશ્કરી હતી સોહનલાલની. આજ પંદર સત્તર વર્ષનાં થયેલાં બાળકોની સામે જઈને ઊભીને કહેવું: 'છોકરાઓ! હરઘડી, હરપળ મેં તમારો વિચાર કર્યો છે, તમારી જ કલ્પના – મૂર્તિ ઘડી

છે, તમારાં જ ઉજળાં ભાવીનાં દીવાસ્વપ્નો જોયાં છે. મને આવીને ભેટો. મારી જ્વાળામુખી જેવી ધીકતી છાતીને શાંત કરો. કેમ કે હું તમારો બાપ છું. ખૂનના વાંકે જેલની ભારે લાંબી અપમાનભરી સજા ભોગવીને હું આવ્યો છું.' એ બાળકોની ક્રૂર મશ્કરી હતી. અને નિવેદિતા...

વનમાલીને એક ધ્રૂસકું આવી ગયું. એને હોઠ પીસીને એણે છાતીમાં દબાવ્યું : ' મારે શું? યશવંત મરી ગયો છે. ફરીને એ કદી જીવતો નથી થવાનો. મારે અહીં નથી રહેવું.'

વનમાલીના પગ દોડવા લાગ્યા : ' ગાડીમાં બેસી જઉં. ક્યાંક દૂર...દૂર...દૂર...સેંકડો જોજન દૂર... અહીં નથી રહેવું. મારે અહીં નથી રહેવું.'

જંગલ સૂનું હતું. પરંતુ નિઃશબ્દ હતું. ઉંચા ઉંચા પાતળા થડોની વચમાંથી અથડાઈ અફળાઈને પવન આવતો હતો ને ઘેરા મરફાના તાલમાં બાજતો હતો. વનપંખીઓનો ચિત્રવિચિત્ર કોલાહલ આસપાસથી સ્વચ્છંદ ઉઠતો હતો. અને કો ભડકેલો બળદ ભાગતો હોય એમ વનમાળી દેવદારના જંગલ વચ્ચેની પગદંડી ઉપરથી દોડ્યો જતો હતો!

એકાએક એના કાનમાં એક તીણી ચીસ આવી : ' ઓ મારે!'

ચીસ આવી હતી આગળથી જ. ને વનમાલી એ ચીસ ઉપર દોડ્યો.

થોડે દૂર એ ગયો ત્યારે એણે પગદંડીની વચમાં પંદરેક વર્ષની બાળાને જમીન ઉપર પડેલી જોઈ. ને એ બાળાની બાજૂમાં કાદિ-યાણીના ચોટલા સમા દેખાતા એક કાળોતરા નાગને ઉંઘો પડેલો જોયો.

'શું થયું?' વનમાલીએ છોકરી પાસે બેસીને સવાલ પૂછ્યો.

'નાગ કરડ્યો! આ રહ્યો! અહીં!' છોકરીએ પગનો અંગૂઠો બતાવીને કંપતા સ્વરે જવાબ દીધો.

'કેટલીવાર થઈ નાગ કરડ્યા ને?' વનમાલીએ પોતાની લાકડીના એક ફટકાથી સાપની કરોડ ભાંગી નાંખી.

'હમણાં! મારો પગ પડી ગયો ને એ મને ડંસી ગયો!'

'ફીકર ના કર!' વનમાલી નીચો નમ્યો. ગજવામાંથી ચપ્પુ કાઢીને એણે ડંખનો ભાગ ખોતરીને પોલો કર્યો ને પછી પોતાના મોઢાની શી દશા છે એનો ખ્યાલ કર્યા સિવાય એણે અંગૂઠો ચૂસવા માંડ્યો–અને ઝેર થૂંકવા માંડ્યો.

થોડીવાર એણે એમને એમ શોષીને પછી ગોઠણ ઉપરના ભાગમાં તસતસતો પાટો બાંધ્યો.

'હવે ભગવાન કરે તો ચિન્તા જેવું નથી. તું આ તરફ ક્યાં રહે છે બહેન!'

'નિશાળના મકાનમાં.'

'નિશાળના મકાનમાં? કોને ત્યાં?'

'નિવેદિતા બહેન છે ને મહેતીજી. એ મારી મા થાય.'

વનમાલી થંભી ગયો. આ છોકરી તો એની પોતાની જ પુત્રી હતી! પંદર વર્ષ પહેલાંની એની બેબી!

'તારું નામ શું?'

'બેબી!'

'હજી બેબી કહીને બોલાવે છે તને?'

'હા કેમ?'

'ના સહેજ.'

આ છોકરીને આમ મૂકીને કેમ ચાલ્યું જવાય ? કોઈની છોકરીને મૂકીને ન જવાય, તો આ છોકરીને – બેબીને કેમ મૂકાય ? કદાચ ઝેર પૂરું શોષાયું ન હોય તો ? કદાચ ઝેર ચડે તો ?

વનમાળીએ બેબીને બે હાથમાં ઉપાડી. ઉપાડીને એ પાછો ફર્યો. એના સમાનનું પોટલું ત્યાં પડ્યું રહ્યું. ખીલાથી જડ્યો હોય એના કરતાં પણ વધારે ચોકસાઈપૂર્વક ભાંગેલા કેડના મંકોડાએ ભોંય સાથે જડેલો નાગ પણ નિષ્ફળ રોષ બતાવતો ફેણ પછાડતો ત્યાં પડ્યો રહ્યો અને વનમાળી બેબીને લઈને નિવેદિતાના મકાન–નિશાળ તરફ ચાલ્યો.

અખૂટ વર્ષો પછી પહેલીવાર નિવેદિતા સામે એ ઊભો રહ્યો ! એ બેની વચમાં બેબી હતી ! એક ક્ષણ બહાવરી બનેલી ભયછળેલી પત્નીને જોઈને, વનમાળીને પોતાની પિછાન આપીને નિવેદિતાને બાથમાં લીડી લેવાનું મન થયું. બીજી ક્ષણે એ માથું નીચું રાખીને બોલ્યો :

' બાઈ ! બેબી બહેનને સાપ કરડ્યો છે ! '

' સાપ ! મારી દીકરીને ? ' નિવેદિતાનો અવાજ ચીસ જેવો બન્યો.

' ક્યાં છે સાપ ? ' સાપ શબ્દ સાંભળીને પોતાના બાજૂના મકાનમાંથી ચતુરભાઈએ બૂમ નાંખી. હાથમાં પાતળી નેતરની સોટી પકડીને એ દોડતા ઘરમાં આવ્યા: ' ક્યાં છે સાપ ? બહેન ! '

' ઘરમાં નથી. પણ બેબીને બહારથી કરડ્યો. '

' કરડ્યો ? તમારી બેબીને ? ઝેરી હતો ? '

નિવેદિતાએ ભયાતૂર ચહેરાએ વનમાળી સામે જોયું.

' ઝેરી તો હશે જ. કેમ કે કરડીને ઉંધો પડ્યો હતો. પણ બેબી બહેનની ચીસ સાંભળીને હું દોડી ગયો. '

' એમણે ઝેર ચૂસી લીધું બધું. '

નિવેદિતાએ વનમાળી સામે આભાર ભરી નજરે જોયું. ચતુરભાઈ બોલ્યા: 'સાપ ઝેરી હોય તો ઉપચાર કરવા જોઈએ.'

ચતુરભાઈ ગયા ને થોડીવારમાં એક મોટી કાચની પ્રવાહી દવા ભરેલી નળી ને ઈન્જેક્શનની સોય સાથેનો સામાન લાવ્યા.

' નિવેદિતા બહેન ! બીજી બધી વાત પછી : પહેલાં બેબીને ઈન્જેક્શન દઈ દેવા દો.'

'ને આ ભાઈને ય.'

'હા, હા, બેયને. એમણે જો સમય સૂચકતા વાપરી ન હોત તો ઈન્જેક્શન દેવા જેટલોય સમય રહેત કે નહિ એ કોણ જાણે? તમે સ્ટવ ઉપર ગરમ પાણી મૂકો ત્યાં હું દવા તૈયાર કરું છું.'

## પ્રકરણ પંદરમું

### મમતા

વનમાલીને માટે રહેવું મુશ્કેલ હતું. જવાનું એથીયે વધારે મુશ્કેલ બન્યું. બેબીનો બાળક આત્મા એને મૂક સાદ દઈ રહ્યો હતો. સદાયે એ એને પુકારતો હતો. એક અદૃષ્ટ બંધને એ એના પગને જાણે જકડી રહ્યો હતો.

બેબીનું પોણા ભાગનું આવરદા આ જંગલનાં એકાંતમાં વીત્યું હતું. વિશાળ વૃક્ષો વચ્ચે એનું શરીર વિકાસ પામ્યું હતું. જંગલનું એકાંત, જંગલની હરિયાળી વિશાળતા, જંગલનો સ્વૈરવિહાર, જંગલની સદાયે સાથ અને સહારો શોધતી શાંતિ એના સ્વભાવમાં ઉતરી હતી.

જંગલના આ વાતાવરણની વચમાં છોટા જંગલ સમું જ ઘરનું વાતાવરણ હતું. પ્રયાસે નાથેલા યૌવનનો ઉકળાટ, પ્રયાસે જીરવેલા તાપની ગરમી, જેના મગજના તંતુએ તંતુમાં વણાઈ ચૂકી હતી એવી મા એને હતી. નિવેદિતાએ પોતે જે સંસાર જોયો હતો તેમાં એને એક માત્ર બોધપાઠ લેવા જેવો લાગ્યો હતો. મહોબ્બત જૂઠી છે. માયા જૂઠી છે. કોમળતા જૂઠી છે. નરમાશ જૂઠી છે. જગતમાં તમારે જીવવું હોય તો રુક્ષ થવું જોઈએ. ઇન્દ્રિયોના ખોટા શોખ બધાએ

કચરી નાંખવા જોઈએ. માણસ જેટલો રૂક્ષ એટલો વધારે કૃત્તહમંદ. નિવેદિતા નરમાશમાં માનતી ન હતી. મોહમાં એને શ્રદ્ધા ન હતી. શબ્દોમાં એને યકીન ન હતું. જરા પણ નબળાઈ તરફ એ અસહિષ્ણુ હતી. કેમકે એને ભય હતો કે જરા સરખીએ નબળાઈ અનેક સૂતેલી કોમળતાઓને જગવીને અનેક ભારે આપત્તિઓનું દાહન બની શકે. ભયાનક ઓથાર જેવાં એનાં પસાર થયેલાં પ્રારંભના વર્ષોએ એને ભવિષ્યમાં કોઈનીયે ઓથે રહેવા સામે મક્કમ બનાવી હતી. જરા સરખાયે પરાવલંબન કે આત્મ વિસ્મરણ સામે પ્રકોપવંતી બનાવી હતી.

ને એવી માતાના પડોશમાં જે પુરુષ રહેતો હતો એ સ્વભાવે તામસી તો ન હતો, પરંતુ નિરાશાભરી તટસ્થતા એની બની હતી. બાર વર્ષના એકાંતવાસે, બાર વર્ષના વનવાસે એને નવી ઉપપત્તિઓથી ડરતો બનાવ્યો હતો. એકાંત જંગલમાંયે એ ફરવા નીકળતો નહિ એટલો એકલવાયો બન્યો હતો.

આ બધી આબોહવાએ બેબીના મનનો વિકાસ સાધ્યો ન હતો. પરિણામે બેબીના મુગ્ધાના શરીરમાં એક બાલિકાનો જ આત્મા વસતો હતો.

એ બેફામીમાં ને ઉંઘમાં, જાગતાં ને સૂતાં કો ભયાનક સાપનાંજ સ્વપ્ન જોતી હતી. ને વારંવાર ચીસ પાડી ઉઠતી. જ્યારે એ આવી ચીસ પાડી ઉઠતી ત્યારે વનમાલી સિવાય કોઇ એને છાનું રાખી શકતું નહિ. વનમાલીને જંગલમાં બેબીની પાસે રહેવું જ પડયું. એને જવું હોય તો એ જઈ શકતો હતો. માત્ર એના ગયા પછી બેબી કો અદૃષ્ટની બીકમાં ને બીકમાં મરી જવાની કે પાગલ થઈ જવાની પૂરી સંભાવના હતી. વનમાલી જઈ ના શક્યો.

એ રહ્યો. ને રોજરોજ એને નિવેદિતા ને ચતુરભાઈને જોવા પડતા. લાંબા વરસની જેલની સજા એ ભોગવી આવ્યો હતો. એમ એણે

ફટકા ખાતા હતા ને ચિત્ત છળી જાય એવો એકાંતવાસ પણ સેવ્યો હતો. એમાં એણે ભારે મજૂરી કરી હતી. એ સજા સહન કરવી સહેલી નહતી. પરંતુ અત્યારે એને જે સજા સહન કરવી પડતી હતી એ એનાથીયે વધારે આકરી હતી. નિવેદિતાને રોજ જોવી, વિનુને રોજ જોવો, બેબીને રોજ જોવી—અને છતાં વનમાલી ઉપરથી કાચળી ઉતારી શકાય નહિ. કદિયે-કદિયે યશવંતનાં પળ માત્ર પણ દર્શન કરી શકાયા નહિ! પોતે જાતે પ્રકાશમાં આવી શકતો ન હતો એ તો એક ભૂરા શાપ સમી વેદના હતી. પણ એથીયે વધારે વેદના તો એ હતી કે વનમાળી યશવંત હોવાનો એક પળ પૂરતો પણ ખ્યાલ નહોતો ઉપજતો, નિવેદિતાને કે નહોતો આવતો ચતુરભાઈ ને. યશવંત તો સદંતર ભૂલાઈ જ ગયો હતો! માનવોને માટે મૃત્યુથીયે જો અધિક વેદનાનું કોઈ કારણ હોય તો તે જીવતાં જીવતાં પણ સદંતર વિસરાઈ જવાનું છે. મરી ગયેલાં માણસ તો કોઈક દિવસે ય યાદ આવે!

બાર વર્ષનો એકાંતવાસ! બાર વર્ષમાં અન્ય કોઈની સાથે જરા સરખોયે સંસર્ગ ન હોય, ત્યારે એક પુરુષ અને એક સ્ત્રી વચ્ચેનો સંન્નિધિવાસ.........

જવા દે એ વિચાર વનમાલી! યશવંત અવસાન પામ્યો છે! એના શબને ચિતા ઉપર પ્રજાળી દીધું હોય એનાં કરતાં પણ વધારે સચોટતાથી એનું અવસાન થયું છે! હવે યશવંતને છાજે એવી કોઈ શંકા નથી–હવે યશવંત ભોગવે એવો કોઈ અધિકાર નથી. વનમાલીને હવે કોઈ બીજા જોડામાં પગ નાંખવાનો હક્ક નથી–ધર્મ નથી.

'કાકા!' બહારથી અવાજ આવ્યો: 'શું કરો છો?'

'આવો બેબી બહેન!'

'ઓહો ને કાકા! નવ વાગ્યા ને તમે હજી કાંઈ રસોઈ પણ કરી નથી. આજ તો હું બનાવી દઉં.'

'ના. આજ તો મને ભૂખ નથી.' વનમાલીએ જવાબ આપ્યો.

'ભૂખ કેમ નથી? કાલ રાતે તો કાંઈ ખાધું નથી. કાકા તમને કાંઈ થયું છે? હું તો એક ટંક ન ખાઉં તો મારી બા મને કડવી કડવી દવા પાય છે. તમારે માટે દવા લાવું કાકા? મારી બા દવાની શીશી ક્યાં રાખે છે એ મને ખબર છે.'

'મારે માટે કોઈ દવા નથી.'

'મારી બા કહે છે-જે રોગનો દવાથી આરામ ન થાય, એ રોગ નથી-પણ પાપ છે.'

'તમારી બાની વાત સાચી છે.'

'તમે પાપ કર્યું છે કાકા?'

'હા!'

'પાપ એટલે શું?

વનમાલી મ્લાન હસ્યો: 'તમારી બા શું કહે છે?'

'બા તો કહે છે કે જે કરવાથી મા ઘરમાંથી કાઢી મૂકે એનું નામ પાપ! પણ શું કરવાથી મા ઘરમાંથી કાઢી મૂકે એ મને કોઈ નથી કહેતું.'

'જે કરવાથી બીજાં હેરાન થાય એ પાપ: જે કરવાથી માણસની ભૂખ ઉડી જાય, નીંદ ઉડી જાય, ચેન ઉડી જાય ......'

'મારી બા તો ઘણીવાર ખાતી નથી. ઘણીવાર મધરાતે જાગી ઊઠે છે. પથારીમાં બેસે છે. એની આંખો ફાટી જાય છે. એના હાથની મૂઠી વળે છે ત્યારે એનો ચહેરો એટલો તો બિહામણો બની જાય છે કે જાણે મારી બા જ નહિ. મારી બાએ પણ કાંઈ પાપ કર્યું હશેને?'

વનમાલીએ બેબીને પોતાની પાસે ખેંચીને એના માથા ઉપર હાથ ફેરવતાં કહ્યું: 'આવું ન બોલીયે હો બહેન!'

'તમને કહું એમાં શું?'

'મનેય નહિ – કોઈનેય નહિ. બહેન! પાપીનો પનારો પાપ જેટલો જ ખતરનાક છે.'

'હા. મારા બાપ બહુ.........' એમી બોલતાં બોલતાં ચૂપ રહી ગઈ.

વનમાલી જરા હાંફતા અવાજે બોલ્યો: 'હં. તમારા બાપ બહુ શું હતા?'

'કાંઈ નહિ. બાપ વિષે એક અક્ષર સરખોયે બોલવાની મારી બાએ અમને ના પાડી છે!'

વનમાળી ચૂપ રહ્યો. જે નિવેદિતાને એ પાછલા વરસોમાં જાણતો હતો એમાં જરા સરખોયે ફેર પડ્યો લાગતો ન હતો. થોડીવાર ત્યાં મૌન છાયું.

'એમી બહેન!' વનમાલીએ વાત ફેરવી: 'તમે આમ સ્ટેશન તરફ ક્યાં જતાં હતાં?'

'અમે અહીં આવ્યા ત્યારે ગાડી બહુ દૂર દૂર હતી. અને હમણાં નવું સ્ટેશન અને નવી ગાડી આવી છે, એ...' એમી જવાબ દેતાં જરા અચકાઈ: '...એ તરફ ખાલી ફરવા જતી હતી.'

એમીનો ચહેરો કહેતો હતો કે એણે આપેલો જવાબ કંઈક અંશે સાચો ન હતો.

વનમાળી કાંઈક બોલવા જતો હતો ત્યાં બહારથી અવાજ આવ્યો: 'એમી! એમી!'

અવાજની પાછળ વીનુ આવ્યો. હવે તો એ સત્તર અઢાર વર્ષનો જુવાન થઈ ગયો હતો. એ સોહામણો ઝૂલ્ફાંવાળો જવાન એનો પુત્ર હતો! પણ વનમાલીને તો જોઈને જ માત્ર તૃપ્ત રહેવાનું હતું. પુત્રને પુત્ર કહીને બોલાવાય એમ તો હતું જ નહિ!

બેબી સામે જોઈને એ બોલ્યો: 'તું અહીં બેઠી છો ને બા તારી શોધ કરે છે?'

'મારી શોધ? શું કરવા?'

'બા રસોઈમાં બેસે છે ત્યારે તારે પણ એની સામે બેસવું પડે છે એ ભૂલી ગઈ કે?'

'આજ તો હું એકલી રસોઇ કરવાની છું.'

'કયાં?'

'અહીં. વનમાલી કાકાને ત્યાં.'

'એમ કે? ત્યારે તો આપણે પણ આજ અહીં ખાશું.'

'તારા માટે રસોઇ ને સાટે તો આ લે.' બેબીએ અંગૂઠો બતાવ્યો.

'એમ કે! ત્યારે તો આજ તારી જ રસોઈ મારે ખાવી. તને મારી મારીને પણ બનાવરાવવી પડે તોય.'

'માર તો ખરો. જોઉં તો ખરી.'

'હમણાં કયાં વાત છે? એ તો તું વનમાલીકાકાને માટે રસોઈ બનાવે ને મારે માટે ન બનાવે તો છે ને?'

'બેબી!' બહારથી સત્તાવાહી અવાજ આવ્યો.

'બા!' બેબી ધીમે સાદે બોલી.

વનમાલીએ કહ્યું: 'બહેન હમણાં તમે જાઓ.' ત્યાં નિવેદિતા અંદર આવી. 'બેબી! નવ વાગે નાહી-ધોઈ ને તારે મારી પાસે આવવાનું છે એ કેમ ભૂલી ગઈ?'

'હું વનમાલીકાકાની પાસે બેઠી હતી.'

નિવેદિતાએ વનમાલી સામે જોયું: 'મારાં છોકરાંને એમ બેદરકાર બનાવશો એ મારે નહિ ચાલે. તમારે સવારના સમયમાં વીનુ કે બેબી બેમાંથી કોઈનેય તમારે ત્યાં નહિ આવવા દેવા.'

વનમાલી નીચું જોઈને સાંભળી રહ્યો.

'સાંજના સમયમાં છોકરાં તમારે ત્યાં રમવા આવે એ તો ઠીક. હું ચલાવી લઉં. પણ મારાં બાળકો તમારી જેમ રઝળુ થાય એ મને ન પાલવે, સમજ્યા ? તમે તો હવે બૂઢ્ઢા થયા, પણ બાળકોની સામે તો દુનિયા પડી છે. એ દુનિયામાં ઉપયોગી થઈને એ રહે એ ખાતર તમારે મારાં છોકરાંને ફૂછંદે ચડતાં અટકાવવાં જોઈએ. તમને અહીં પગાર મળે છે એ મારાં છોકરાંને રખડુ–વાતોડિયા બનાવવા માટે નહિ. ચાલ બેબી !'

નિવેદિતા ગઈ. અન્ને બાળકોને લેતી ગઈ. વનમાળી ક્યાંય સુધી પગ વચ્ચે માથું દબાવીને પડ્યો રહ્યો !

## પ્રકરણ સોળમું

## સંપત્તિની ટોચે

પોતાની સંપત્તિની ટોચ ઉપર હસીના બેઠી હતી. આજે તો એની ઉમર હશે ચાલીસ પીસ્તાલીસ ઉપરની, પણ વયમાં હજી પચીસ ત્રીસ વર્ષની લાગતી. એ હસીનાની પાછળ મુંબઈ દીવાનું હતું !

આજે એની મહેરબાની મેળવવાને મોટા શેઠિયાઓ ને રાજા મહારાજાઓ કંઈ કંઈ પ્રપંચો કરતા. એની નિગેહબાની મેળવવાને માટે કંઈ કંઈ લોકો એના બંગલાને દરવાજે આંટા મારતા હતા. ભારેમાં ભારે મૂલ મૂલાવનાર સિવાય બીજા કોઇને ય માટે એના બંગલાના દરવાજા ખૂલતા ન હતા.

એ ફરવા જતી તો પચીસ માણુસ એની પાછળ ફરવા જતું. એ સિનેમા જોવા જતી તો પચીસ માણુસ એની પાછળ સિનેમા જોવા જતું. એની આંખે આંખો મિલાવવા માટે હજારો ઓળઘોળ કરવાને કંઈક શેઠ તૈયાર રહેતા. એના દેહને સ્પર્શ માત્ર કરવા માટે હજારો ફના થવા તૈયાર હતા.

અને પહેલી નજરે દિલ જકડી લ્યે એવી એ સોહામણી નારી હતી. સુખ, સંપત્તિ, અને સતત્ શરીર સાચવી રાખવાની એની સમજણ પૂર્વક કાળજી એ ત્રણે થકી એનું શરીર ચંપાના છોડ જેવું

રહ્યું હતું. એ સોહામણા દેહની અંદર મનુષ્યની સર્વ પ્રકારની સુષુપ્ત વાસનાઓ જગવે એવો જાણે ધૂપ પ્રજ્વલતો હતો. એની આંખો જાણે કતલ કરવાને તૈયાર હતી. કામદેવની રતિએ મનુષ્યાવતાર જાણે ધર્યો હોય એવી હસીના હતી ! હસીના પાસે પૈસાની હવે કમીના ન હતી.

પચીસી વટાવી ગયેલી એ નારીએ હમામખાના આગળ બેસીને કરેલાં રુદન ઉપર આજે તો પંદર વર્ષનાં વહાણાં વાઈ ગયાં હતાં. એ પંદર વર્ષ દરમિયાન તો એની દુનિયા આખીયે પલટાઈ ગઈ હતી. આજે એને દાસદાસીઓ હતાં. બંગલા હતા. મોટર હતી. એની અભિનય કલા, એના કમનીય રૂપ અને એના સૌષ્ટવભર્યા દેહનાં મૂલ મૂલવનાર પણ હતા. મોગલ જનાનખાનામાં પણ કોઈ બેગમ હસીના જેટલા અયશ આરામમાં રહેતી ન હતી. એવી એ હસીના હતી. ને લગભગ પીસ્તાલીસ વર્ષની વયે પણ ભર જોબનમાં–થનગનતી–તણાતી દેખાતી હતી.

રૂપ બજારના આ મુસાફરખાનામાં આજ કાલ એક નવાબ સાહેબ વિરાજતા હતા. નવાબ સાહેબને એમની રાજધાનીમાં ચાર બેગમો હતી. પરંતુ જ્યાં ગેર આબરૂદાર સંબંધોને અનિવાર્ય ઉપપત્તિ તરીકે સ્વીકારવામાં આવે છે ત્યાં આબરૂદાર સંબંધો કેવળ આપત્તિ સમ મનાય છે–ને નીવડે છે. એટલે જેમનાં બાળકો પાછળ વારસદાર બનવાનાં હતાં એ માતાઓ રોતી હતી, ત્યારે જેનાં બાળકો કેવળ માતાનાં ગેરનસીબ ને ગેરઆબરૂનું કલંક વહોરવાનાં હતાં એ નારી નવાબને ટચલી આંગળીને ટેરવે રમાડી શકતી હતી નચાવી શકતી હતી–શેહ પાડી શકતી હતી.

વહેલી સવાર હતી. નવાબ સાહેબ હજી પલંગ ઉપર બેઠા હતા. અને એમના ખોળામાં હસીના માથું મૂકીને સૂતી હતી. નવાબ સાહેબનો એક હાથ હસીનાનાં વસ્ત્રો અંદરના એના દેહની સાથે રમત કરી રહ્યો હતો. બીજો હાથ હસીનાનાં માથા ઉપર ફરતો હતો.

ઉર્દૂમાં એક શેર છે: નવાબ સાહેબ બોલ્યાં: 'અગર જો પૃથ્વી ઉપર ક્યાંય બેહિસ્ત હોય તો તે અહીં છે, અહીં છે, અહીં છે!'

હસીનાના ચહેરા ઉપર સંતોષ ને સુખની ઝલક છાઈ: માણસ પોતાની જાતને સંતોષી કદાચિત જ માને છે, પણ હસીનાને આજ પોતાને સંતોષી માનવાનો હક્ક હતો. 'તમે સ્નાન કરી લો. હું કપડાં પહેરી લઉં.'

એક કાળ એવો હતો, જ્યારે એ એક ટુકડા માટે અહીં તહીં રઝળતી હતી અને કોઈ એને પોતાને આંગણે ઉભવા દેતું ન હતું. એ જ્યાં જતી હતી ત્યાં નિરૂપયોગી મનાતી હતી. લોકોનાં દિલ બહેલાવવાના ધંધાદારીઓને એની ઉપયોગિતા ખતમ થઈ દેખાતી હતી. એના ચહેરા ઉપર અકાળ આયુની રેખાઓ પણ ખેંચાઈ ચૂકી હતી. અને હવે કોઈ રંગરોગાન એ કરચલીઓને, ચહેરા ઉપરથી ઉડી ગયેલા ગુલાબને ઢાંકી શકે એમ નહતું.

ને એકદા આ કથીરને અચાનક પારસનો સ્પર્શ થયો. એ કંચન બની ગઈ. કંચનનો ઉપયોગ કેમ કરવો એ તો કોઈએ એને શીખવ્યું ન હતું, પણ દુનિયા ફરીને એના કદમમાં શીર ઝૂકાવતી બની હતી. એના પગ એના કદમમાં ફરીને આળોટતા થયેલાઓ ઉપર હતા. એનું માથું છેક આસમાનમાં હતું.

અને એકાદ વરસ પહેલાં એક સંગીતના જલસામાં મુસ્તફાબાદના નવાબ સાહેબ ખાનશ્રી શર બુલંદ મુસ્તફાખાને એને જોઈ. મૂળ તો ગામનું નામ હતું કૂકડ. અને દરબાર હતા રાજ્યના ભાયાત. એમના બાપદાદાઓ તો બસો વર્ષથી કૂકડના ભાયાત તરીકે ઓળખાતા આવ્યા હતા. પણ જ્યારથી મુસ્તફાખાન રાજકુમાર કોલેજમાં ભણવા ગયા હતા ત્યારથી એમને કૂકડ ગામ ને ભાયાતી દરજ્જા બળ ઉપર પાકી ચીડ ચડી હતી. કોલેજમાંથી એ જ્યારે પાછા આવ્યા ત્યારે એમના

બાપ મરી ગયા હતા ને મુસ્તફાખાન પોતે ભાયાતી ગરાસના માલિક થયા. માલિક બન્યા પછી એમણે ત્રણ કામ કર્યાં: પહેલું કામ કર્યું ફૂકડ ગામનું નામ બદલી મુસ્તફાબાદ રાખવાનું. બીજું કામ કર્યું પોતાનો દરજ્જો નવાબશ્રી તરીકે જાહેર કરવાનું ને ત્રીજું જાગીરની તિજોરીમાં જે કાંઈ પૈસા હતા તે લઈને મુંબઈ આવવાનું.

મુંબઈમાં એમણે સંગીતનો શોખ પૂરો કરવાને જાત ભાતની ગાયિકાઓ બોલાવી ને એમાં હસીનાનો પણ સમાવેશ હતો. નવાબ સાહેબના મનમાં પાકી છાપ પડી ગઈ કે હસીના ગાય છે બહુ સારું. ને જ્યારે એ ગાય છે ત્યારે એના રૂપરંગ ઓર તરેહથી ખીલી ઉઠતાં—એ ઘણી ખૂબસુરત લાગે છે. બસ પછી તો મુસ્તફાબાદની રાજલક્ષ્મી હસીનાના મકાનમાં નૃત્ય કરવા લાગી.

નવાબ સાહેબ ઉઠીને સ્નાનગૃહમાં ગયા. હસીના પણ અંદર ગઈ. થોડીવાર હસીનાનો શણગારેલો સુશોભિત દીવાનખંડ સૂનો પડ્યો.

એ સૂના આવાસમાં એક બાઈ દાખલ થઈ. દેખીતી રીતે એ હિન્દુ બાઈ લાગતી હતી. દેખીતી રીતે એ ગરીબ લાગતી હતી. એનાં કપડાંને સ્વચ્છ રાખવાની એ બાઈની કાળજી જોતાં એ કોઈ ખાનદાન બાઈ દેખાતી હતી. એના બાલ સફેદ થયા હતા. એના ચહેરા ઉપર કરચલીઓ પડી ગઈ હતી. સારાએ એ બાઈના વદન ઉપર એક એવી ગહરી છાપ—શ્યામલ ઝાંય પડી હતી કે એને જોતાં જ એ કોઈ દુ:ખી બાઈ હોય એમ દેખાઈ આવતું હતું.

એક નિશ્વાસ મૂકીને બાઈ ઊભી રહી. એણે ચોપાસ નજર કરી. મુલાયમ કોચ, મુલાયમ ખુરસીઓ, રોનકદાર કબાટો, રંગબેરંગી તરેહ તરેહનાં ફ્લાવર–વાઝો, ઉપરથી જાણે મૂંગા સવાલો પૂછીને એની નજર પાછી વળી. અનેક ખુરશીઓ હતી. જાતભાતનાં આસનો હતાં. પણ બાઈ ક્યાંય ન બેઠી—ઊભી જ રહી. જમીનની સામે

જોઈને ઊભી રહી. એના હાથ સહેજ કંપતા હતા. આંખો જમીન સામે જોડાયેલી પાંપણોથી ઢંકાયેલી હતી.

અરધીએક કલાકે હસીના આવી. સવારના પહોરમાં નહાઈ ધોઈ નવાબ સાહેબ સાથે લાંબી મોટર મુસાફરીએ જવાનો નિત્યક્રમ હતો. એ મુજબ બહાર જવાનાં કપડાં પહેરીને એ આવી. ને એણે આગંતુક બાઈને જોઈ.

'કોણ છો બાઈ તમે? તમારે શું કામ છે?' હસીનાએ પૂછ્યું. પૂર્વાભિમુખ બારીમાંથી આવતાં સૂર્યનાં કીરણોમાં બાઈનાં હીરા જડિત દાગીનાં ને ઝીક–સતારાભરી કીનાર ઝગઝગારા મારી રહ્યાં. હસીનાની આસપાસ સપ્તરંગી કમાનો ખેંચી રહ્યાં.

'તમે...તમે જ હસીના બાનું?' આવનાર બાઈએ પૂછ્યું: બાઈના અવાજમાં જરાક કડવાશ હતી. હસીનાને એ ન સમજાઈ. ને જે વાત ન સમજાય એ સમજવાની હસીના કદી કોશિષ નહોતી કરતી. હસીને એણે કહ્યું: 'હા. કોનું મારું કામ છે?'

'હા. હું આવી છું તમારી પાસે આજે ઘણાં વર્ષો સુધી ધીરજ ધર્યા પછી આજ.'

'ઘણા વર્ષો સુધી ધીરજ ધરીને? શું તમે વરસોથી મને પિછાનો છો?'

હસીના આ વાકય બોલતી બાઈ તરફ આગળ વધી. બાઈ હસીનાનો સવાલ સાંભળી એના તરફ આગળ વધી. બન્ને દીવાનખાનાની મધ્યમાં મળ્યાં.

'હા. પંદર વર્ષની એક ઘડી એવી નથી કે જેમાં આ રૂપ, આ જવાહિર અને કપડાં ઉપર મેં રોજ રોજ કદુવા પુકારી ન હોય.'

'કદુવા? પંદર વર્ષથી?'

'હા. પંદર વર્ષથી કદુવા. પણ...પણ આજ આજ મારા દિલમાં બીજું કંઈ નથી. આજ હું આવી છું તમારી પાસે

ભિક્ષા માગવા. મને આપો – મારા સૌભાગ્યનો નાથ, મારા બાળકોનો પિતા મને પાછો આપો !'

'બાઈ! તમે શું કહો છો એ મને સમજાવશો ?'

'સમજાવું ? મારા દિલમાં તો હું આવી હતી ત્યારે તમને પગે પડવાને તૈયાર હતી. તમારા હાથની ભિક્ષા માગવાને તૈયાર હતી. પણ તમને જોઉં છું ને મારા હૈયામાં કાળજાળ લાગે છે. મારાથી બીજા કોઈ શબ્દો નથી નીકળતા. મારું માથું ભમી જાય છે ને તને ગરદન ભીંસીને મારી નાંખવાની મને વૃત્તિ થાય છે. લાવ! લાવ! પત્નીઓના પતિઓની ચોર! બાળકોનાં માબાપની ચોર! લાવ મારો ધણી ક્યાં છે ?'

'હોશમાં છો કે બેહોશમાં ?'

'બેહોશ ? હું બેહોશ છું અને તું મને કહે છે ! પંદર પંદર વર્ષથી મારું સૌભાગ્ય પોકારે છે. પંદર પંદર વર્ષથી મારાં બાળકો પોકારે છે એમના બાપને. પંદર વર્ષથી મારાં બાળકો ભૂખે ટળવળે છે. પંદર વર્ષથી મારાં બાળકો ન ધણિયાતાં રઝળે છે. અને હું બેહોશ કેમ ન થઉં ? જેનો ધણી વેશ્યાને ઘેર હોય, મુલાયમ કોચ ઉપર લેટતો હોય. પંદર વર્ષથી. એના ખાનદાન, એના કર્તવ્ય, એના ધર્મ તમામને એ વીસરી ગયો હોય, પંદર વર્ષથી કાંડા કાપીને માએ બાળકોને એના બાપના પગના ભણકારાની પળપળે રાહ જોતાં ઉછેર્યાં હોય–એ બાળકો આજ ભૂખે મરતાં હોય, એ બાળકો આજ-આજ... પણ તને મારી વાત નહિ સમજાય. વેશ્યાને સોહાગણના સંતાપની શી ખબર હોય ? કંઈ નહિ બહેન ! મને મારો ધણી પાછો આપ !'

'તમારો ધણી ? પણ મારે ત્યાં તો નથી. તમારા ધણીનું નામ શું ?'

'સોહનલાલ !' બાઈએ કહ્યું : 'હું સોહનલાલની પત્ની ! એક

વાર મારા એ સિંહ જેવા સ્વામીનું નામ સાંભળતાં મારૂં હૈયું ગજગજ ઉછળતું ને દુશ્મનોની છાતી છળી જતી. એક વાર એ નામ હજાર હજાર સંતપ્ત નારીઓના આશિષ પામતું ને મારી પૂજા માગતું. એકવાર એકવાર એ નામ કાયરોને પુરુષો બનાવતું, ને પુરુષોને વીર બનાવતું. એકવાર એ નામ મૂંગાને વાચા, બહેરાને કાન, ને લૂલાંને દોડ આપતું. એકવાર એ નામ હતું, ત્યાં સુધી લોકોને ભગવાનનું નામ પણ નહોતું સૂઝતું. એકવાર એ નામની પાછળ મારા કાન, મારૂં અંતર દોડતું હતું એ નામ તેં ધૂળમાં રગદોળ્યું. તેં હજારોની આશાઓ ઉપર પાણી ફેરવ્યું. તેં હજારોની આકાંક્ષાઓ જમીનદોસ્ત કરી. હજારોની મુક્તિ, હજારોનાં બંધવિમોચન તેં સદાને–સર્વદા માટે ફના કર્યાં. ભલે કર્યાં. અહીં ભલે કોઈ તારો જવાબ ન માગે, પણ ભગવાન તો માંગશે. તું જાણ ને તારૂં પાપ જાણે. હજારોનાં નસીબ રૂઠ્યાં ને મારા યે રૂઠ્યાં. તું જાણ. તારો ભગવાન જાણે. પણ મારાં બાળકોનાં નસીબ તું શા માટે ફોડે છે?'

નવાબ સાહેબ વસ્ત્રો સજીને અંદર આવ્યા ને આ બાઈને જોઈને બોલ્યા: 'કોણ છે? ચાલ હસીના, સમય થઈ ગયો છે!'

બાઈએ હસીનાનો પાલવ પકડ્યો:

'હું એક ધણીની વહુ તરીકે નથી આવી. પણ પાંચ પાંચ બાળકોની મા તરીકે તારી પાસે આવી છું. ખાનદાન કુટુંબની હું બાઈ! આજ તારી પાસે ભિક્ષા માગું છું!'

'મુંબઈના ભિખારીઓથી પણ તોબાહ!' નવાબ સાહેબ બોલ્યા: 'રસ્તામાં તો પજવે પણ માળા સવારના પહોરમાં ઘરમાં પણ ઘૂસી આવે! ચાલ! હસીના ચાલ!' નવાબ સાહેબે હસીનાનો હાથ પકડ્યો.

'આપ જરા બાજૂના રૂમમાં બેસો! મારે આ બહેન સાથે જરૂરની વાત કરવી છે!'

નવાબ સાહેબ કાંઈક બોલવા જતા હતા, પણ હસીનાનો ઉગ્ર ચહેરો જોઈ એમણે બોલવાનું માંડી વાળ્યું. સવારની લાપરવાહી એ ચહેરામાંથી ઊડી ગઈ હતી. વિલાસનો શોખ એ આંખમાંથી ઊડી ગયો હતો. એ હોઠો ઉપરથી સ્મિતની છાયા ઉડી ગઈ હતી.

નવાબ સાહેબ બીજા કમરામાં ગયા. એટલે હસીનાએ એ બાઈને કહ્યું:

'બહેન! જરા નીચે બેસો! હું સાચું કહું છું, સોહનલાલને મેં પંદર વર્ષથી નજરે જોયા નથી. આકાશમાંથી ધૂમકેતુ આવે એમ એ એક રાતે મારે ત્યાં આવ્યા. સવારે ચાલ્યા ગયા. અમારા જેવાને ત્યાં એકાદ રાત ભટકી જનાર માણસોની યાદગીરી નથી જળવાતી. પણ સોહનલાલ એમની પાછળ મારે માટે એટલું બધું મૂકતા ગયા છે કે મારાથી એમનું નામ કદી નહિ વિસરાય.'

'જીંદગીમાં કદી નહિ ને એ એક અઘોર રાતે એમને શું સૂઝયું? એમણે એમની જીંદગી ધૂળમાં મેળવી. તમે કહો છો તેમ એ તમારે માટે પોતાની પાછળ એટલું મૂકતા ગયા—એક રાતના સહવાસમાં—કે તમે આજ પંદર વર્ષે પછી એમનું નામ ભૂલ્યા નથી. અને મેં અભાગણીએ જીવનભર એનો સહવાસ કર્યો: જુવાની, તંદુરસ્તી, કાયા તમામ એમની પાછળ ઘસવી નાંખી તો ય—તો ય આજ મારાં બાળકો ભૂખે મરે છે. ઘરમાં એમને માટે અન્ન નથી, ઘરમાં એમને માટે કપડાં નથી, નાત જાતમાં એમને માટે કોઈ દરજ્જો નથી. એ બધું યે ઠીક. ધણીને નજરે જોવાની—પાછા ઘેર લઈ જવાની ઉમેદ હતી. બાળોતિયાંની બળેલનું જીવન પણ આખું બળેલું જાય. ખેર! મારો ધક્કો નકામો ગયો! તમે તમારે ફરવા જાઓ. હું પણ જાઉં છું.'

'ઊભા રહો!' હસીના અંદર ગઈ. થોડી વારમાં એ નોટોનું બંડલ લઈને પાછી આવી: 'આ લેતાં જાઓ!'

'તમારા પૈસા હું લઉં? તમારા પૈસાથી મારાં બાળકો ને હું......... ના.'

'એ મારા નથી, તમારા જ છે. તમારા પતિના છે. તમારો પતિ તો હું નથી આપી શકતી. કેમ કે એ ક્યાં છે એ હું નથી જાણતી. પણ એમના પૈસા તો તમને આપી દઉં. મારા કરતાં એના ઉપર તમારો હક્ક વધારે છે.' હસીનાએ સ્તબ્ધ બનતી જતી બાઈના ખોળામાં નોટો મૂકતાં કહ્યું: 'અને બહેન! બહેન...હું માર્ગ ભૂલી વારાંગના સમી ભલે હું. પણ...પણ...કાંઈ નહિ. તમે જાઓ. કોક દિવસ તમારાં બાળકોને બધી વાત કરો તો કહેજો હું પતિતા હતી. પણ પાપી ન હતી.'

'મારા ધણીની તમને કાંઈ જ ખબર નથી?'

'મને ખબર હોત તો આ ઘડીએ જ હું ત્યાં દોડી જઉં ને એમને મનાવીને, બળ જોર વાપરીને પણ દોરીને તમારે ત્યાં મૂકી જઉં. પણ હું હવે એમની તપાસ કરાવીશ અને તમારે ત્યાં એમને પહોંચડાવીશ. જો એમનો પત્તો મળશે તો.'

બાઈના ગયા પછી હસીના એકલી એ ખંડમાં ઊભી રહી. થોડીવાર એ એમને એમ મૂક અને મૂઢ સમી ઊભી રહી. ત્યાંથી એ જરા ખસીને અરીસા પાસે ઊભી: 'આ રૂપ, આ શણગાર, આ જીવન એ સર્વનું બીજ પંદર વર્ષ પહેલાંનો એ સહવાસ: દશ હજાર રૂપિયાની રકમ આપી, પણ એટલાથી યે એનું મૂલ કેમ મૂલવાય. એનાં બાળકો અને પત્નીનું જે સર્વસ્વ લૂંટાઈ ગયું એ મને મળ્યું!'

નવાબ સાહેબ અંદર આવ્યા ત્યારે એમણે હસીનાને દીવાન-ખંડમાં એકલી અને આયના સાથે વાત કરતી જોઈ.

'અરે તું શું દીવાની થઈ ગઈ છે?'

હસીનાએ આયનામાંથી નજર ફેરવીને નવાબ સાહેબ સામે જોયું: 'ના. પણ મારા મનમાં એક જબરી શંકા જાગી છે!'

'શું?'

'કોઈનું લૂંટીને, કોઈનું બરબાદ કરીને, આપણે કાંઈક ભોગવતા હોઈએ – મોજશોખ, એશઆરામ, ધન, દૌલત, રૂપ, જવાની – તો એ કોઈક દિવસ રોમ રોમમાંથી ફૂટી નહિ નીકળતું હોય?'

નવાબ સાહેબ ખડખડાટ હસ્યા: 'અરે ગાંડી! અરે તારે વળી આવા વિચાર – વાયુ શાના? પંદરેક વર્ષ પહેલાં અમારા તરફ સોહનલાલ નામનો એક છાપા વાળો થઈ ગયો, એ કહેતો હતો કે રાજાઓ એમના ખેડૂતોને લૂંટીને, બરબાદ કરીને, ધન-દૌલત-રૂપ જવાની ભોગવે છે, તે એકદા એમને ફૂટી નીકળવાના છે. સોહનલાલ તો કહેતો રહ્યો. અમે સૂનતા રહ્યા. કાંઇ ફૂટી ન નીકળ્યું. અરે પાગલ! પૈસા જો એમ ફૂટી નીકળતા હોત તો તો દુનિયામાં કોઈ રાજા કે શ્રીમંત હોત જ નહિ.'

'હું!'

'લે હવે ચાલો. મોડું થાય છે હવે!'

'આજ મારે નથી આવવું. તમે એકલા જાઓ!'

'પણ તું એકલી ઘરમાં શું કરીશ?'

'એકલી નહિ. હું એકાદ સારા વકીલ-સોલિસિટરને ફોન કરી બોલાવું છું.'

'કેમ?'

'એક ખોવાઈ ગયેલા માણસની તપાસ કરવાની છે.'

'કોણ આવી હતી? એ બાઈનું કોઈક માણસ ખોવાયું છે?

છોકરી કે છોકરો! છોકરી ખોવાઈ ગઈ હોય તો નહાઈ નાંખ ને છોકરો ખોવાયો હશે તો રખડી રઝળીને પાછો ઘેર આવશે.'

'છોકરી પણ નથી. છોકરો પણ નથી. એનો પતિ છે:'

'તારા સગામાં છે?'

'હા.'

'સગાંને કાંઈ ધંધો જ ન મળે. આપણી સ્થિતિ મોળી હોય ત્યાં સુધી સામે પણ ના જુએ, ને સ્થિતિ જરાક સારી થઈ કે બસ ઉંબર જ ન ચૂકે.'

પરંતુ નવાબ સાહેબના દિલની કડવાશ સાંભળવા કે જોવાને હસીના ત્યાં ન હતી. નવાબ સાહેબે જ્યારે પીઠ ફેરવીને જોયું ત્યારે એ ત્યાંથી ચાલી ગઈ હતી.

નવાબ સાહેબ હજી હસીનાને સાદ પાડવાનો વિચાર કરતા હતા, ત્યાં તો બહારથી રવાના થતી મોટરનો અવાજ એમને સંભળાયો.

'સારી સવાર ખરાબ કરી નાંખી!' નવાબ સાહેબ બડબડ્યા

## પ્રકરણ સતરમું

## તારો બાપ કોણ?

શાળાના વિદ્યાર્થીઓ છૂટયા હતા. શાળાની બહાર ટોળે વળ્યા હતા. ધીમે ધીમે ઘેર જતા હતા.

વીનુ પણ આવી રીતે વિદ્યાર્થીઓ છૂટે ત્યારે પોતાના દોસ્તોની સાથે નીકળી પડતો. કેટલેક સુધી એ એના દોસ્તો સાથે જતો. એને કસરત મળે ફરવાનું મળે એ કારણે નિવેદિતા એને જવા દેતી. પરંતુ એક કલાકમાં વીનુને પાછા આવી જવું પડતું. ને માની ધાક વીનુ ઉપર એટલી તો હતી કે વીનુ કદી આ કલાકની મર્યાદા ઉલ્લંઘતો ન હતો.

'બહુ દૂર જઈશ નહિ.' નિવેદિતાનો આ રોજનો આદેશ હતો. 'ગામમાં તો દારૂડિયાઓ વસે છે. કોઠીમાં પણ દારૂડિયા છે ને એને દારૂ મળે છે. યાદ રાખજે છોકરા કદિયે તેં કોઈ દારૂડિયા સાથે વાત સરખી યે કરી છે, કદિયે દારૂનું નામ સરખું યે લીધું છે તો જીવતી ખાલ ઉતારીશ.'

શરાબ, ને શરાબી બેય ઉપર નિવેદિતાની નફરત એટલી તો જાણતી હતી કે જ્યાં જ્યાં આ વનશાળાના ઓછાયા પડતા હતા ત્યાં

ત્યાં એ એક કહેવત જેટલી પ્રચાર પામી હતી. એક દિવસ એક વિદ્યાર્થીનો શરાબી બાપ શરાબ પીને શાળામાં આવ્યો હતો, અને નિવેદિતાએ એને તમાચો મારીને બહાર કાઢ્યો હતો.

ત્યારથી બધા વિદ્યાર્થીઓને પાકી ખાતરી થઈ ચૂકી હતી કે શરાબ એ નિવેદિતાની નજરમાં કદિયે દરગુજર ન થઈ શકે એવી ચીજ છે અને શરાબનો ખ્યાલ સરખો યે કરવો અધર્મ છે.

અને ત્યારથી એ દારૂડિયા પિતાના વિદ્યાર્થી પુત્ર ઉપર પણ આપત્તિ આવી પડી હતી. વિદ્યાર્થીઓને મન એ છોકરો બહારનો અને વર્જ્ય બન્યો હતો. ચીડવવાને, ખીજવવાને માટેનું સકારણ વાહન બન્યો હતો.

અને આજે પણ આ વિદ્યાર્થીને બીજા વિદ્યાર્થીઓએ ચીડવવાને હાથ ઉપર લીધો હતો. કેમકે ગઈ કાલે જ એના બાપે દારૂ પીને નશામાં તોફાન કર્યું હતું. માર પણ ખૂબ ખાધો હતો અને અત્યારે એ ખાટલા વશ હતો.

'મોટી બહેન કહે છે કે: જે માણસ શરાબ પીએ છે એ એની વહુ બેટીનાં ખૂન પીયે છે.' એક છોકરાએ પત્થર દડબડાવ્યો.

'હેં નથુ! તારા બાપા કદી તારી માનું લોહી પણ પીએ છે કે માત્ર શરાબથી જ ચલાવી લ્યે છે?' વીનુએ નથુ – શરાબ શોખીન પિતાના પુત્ર – ને સીધો સવાલ કર્યો.

નથુ નીચું જોઈ ને ઝપાટાબંધ ચાલવા માંડ્યો: 'તું તારું સંભાળને?' એણે વીનુને જવાબ આપ્યો.

'સાંભળ્યું છે કે ગઈ કાલે રાતે પીઠામાં એક માણસે ભારે જબરું તોફાન કર્યું હતું.' ત્રીજા વિદ્યાર્થીએ તીરકસ આંખથી નથુ સામે જોઈને માહિતી આપતો હોય એવા સૂરે કહ્યું: 'કહે છે કે એને પ્રિંસિપતાલે લઈ ગયા છે: સાંભળ્યું છે: સાચું ખોટું રામ જાણે.'

નથુ કાનમાં આંગળીઓ નાંખીને દોડવા લાગ્યો. ને એની પાછળ છોકરાં પણ દોડ્યાં.

'તારો બાપ દારૂ પીએ છે ને તું કેમ કાંઈ સમજાવતો નથી ?' મંડળીમાંથી એક વિદ્યાર્થીએ સલાહસૂચક પ્રશ્ન મૂક્યો.

'નથુ! તું કેમ દોડે છે? હજી પીઠું બંધ થવાને તો વાર છે!' વીનુએ પણ ચાલતી ગાડીમાં બેસવાનું ઠીક માન્યું.

નથુ દોડતો ઊભો રહ્યો. ચોમેર કૂતરાઓની વચમાં ફસાયેલી બિલાડીની જેમ મોઢું ફેરવીને ઝેરીલી આંખે સામનો કરે એમ નથુ પાછો ફર્યો. પહોળા કરેલી આંખે, ખૂણા ખેંચાયેલા મુખે પણ તીખા અવાજે એ બોલ્યો : 'બીજા બધાનું તો ઠીક. પણ તું તો ચૂપ રહે.'

નથુ દોડતો થંભીને પાછો ફર્યો, એટલે ઘણા છોકરા એને વીટળાઈ વળ્યા. નથુના રૂપરંગ ફરી ગયાં હતાં. અને પોતે એકલો હોત તો વીનુને નથુનો ભય પણ લાગત. પણ આટલા બધા એકરાગી છોકરાઓની વચમાં વીનુને ટોળાંવાદી વીરતા આવી : 'અમે તને શું ખોટું પૂછીએ છીએ કે આટલો બધો ખિજાય છે? પૂછીયે છીએ તો તારા બાપની તબિયતના ખબરને ?'

'મારે તો દારૂડિયો પણ બાપ છે. પણ તું આટલી બધી સફાઈ હાંકે છે તે બતાવને તારો બાપ કોણ ?'

'મારો બાપ? સાલા કમજાત! જીભ ખેંચી કાઢીશ.'

'હવે ખેંચ્યો! ખેંચ્યો!' બીજા તમામ છોકરાઓ નથુના સવાલથી એટલા તો સ્તબ્ધ બન્યા હતા કે પોતે પેદા કરેલા મૂઢ મૌનથી નથુને ઉત્તેજના મળી : 'પારકાના બાપની ખણખોદ કરે છે તે પહેલાં ઘરનું તો સંભાળ. મારી મા તો મારા બાપને આંગળી ચીંધીને બતાવી શકે છે કે આ નથુનો બાપ. તું જાને તારી મા

પાસે. જઈને કહે કે તને તારો બાપ બતાવે. મારા બાપ કહેતા હતા કે માસ્તરાણી માથાં ફરેલી છે. વંઠેલી છે. ને એને ને મોટા મહેતાજીને મીઠો સંબંધ છે ને એનાં છોકરાં કોણ જાણે કોનાં પેટનાં...ઓય...ઓય રે...છોડ મને...'

'છોડું તને? સાલા! મારી માએ તારા બાપને માર્યો હતો. હું તો તારો જીવ જ લઈશ.' વીનુ નથુ ઉપર કૂદ્યો હતો. શિકારી કૂતરો જાણે વગડામાં નાર ઉપર ફાળે થયો.

પચીસ છોકરાઓની વચમાં વીનુ અને નથુ વચ્ચે લડાઈ મચી – ન મચી ત્યાં તો ઝાડીમાંથી દોડતો બહાર નીકળ્યો – વનમાલી. વનમાલી દોડચો. એણે વીનુને પકડી લીધો.

'ભાઈ! આ સારૂં કહેવાય? તમારી બા જાણે તો?'

'તો શું? છોડ મને? આ સાલો મને કહે છે કે તારો બાપ કોણ તે તો બતાવ. હું એને હમણાં બતાવી દઉં.'

વીનુના હુમલાથી નથુ દબાઈ ગયો હતો. પણ અચાનક વીનુને પકડી રાખનાર, લડાઈમાં પડતાં વારનારને આવેલો જોઈને એને શૂર ચડયું.

'તે એમાં ખિજાય છે શું કામ? સાચી વાત કહીએ છીએ તેમાં. આખો મુલક જાણે છે કે તારી મા ને મહેતાજી બેય...'

'છોડ મને ડોસા! મારી માને આ દારૂડિયાનો દીકરો ગાળો ભાંડે, ત્યારે મને વારનાર તું કોણ? છોડ!' વીનુને વનમાળીના તંગ બનેલા ચહેરા સામે જોવાની અત્યારે ફુરસદ ન હતી. એણે વનમાળીના જે કાંડાએ એનો હાથ પકડયો હતો એને બચકું ભર્યું. વનમાળીનું કાંડું છટકયું.

અને વીનુ નથુ ઉપર તૂટી પડયો.

'માર! માર!' નથુનું બળ જેમ ચાલતું બંધ થયું તેમ જીભ ચાલવા લાગી : 'હજી માર. પણ તારે બાપ નથી. તારી માને જઈને પૂછ કે તારો બાપ તને બતાવે. તારી બા તો રાત દિવસ માસ્તરને ત્યાં પડી રહે છે ને દીકરો સત્તા થાય છે.'

'શરાબી!' વીનુ હોઠ પીસીને બોલ્યો.

'હા. શરાબી લે. અમે ભલે શરાબી રહ્યા. તું એય નથી.'

વીનુ નથુને મારવો મૂકીને જરા વેગળો ઉભો...એના હૈયામાં અત્યારે કાળઝાળ લાગી હતી. એણે બીજા છોકરાઓ તરફ જોયું ને સહુના વદન ઉપર એણે કૌતૂક થીજેલું જોયું : 'તને જીવથી ન મારી નાંખું તો મારૂં નામ વીનુ નહિ.'

'હવે જોયા તારા જેવા મારવાવાળા. જેને જીવથી માર મારવા જેવું છે એને કાંઈ બોલતો નથી, ને મારા જેવા તારાથી નબળા છોકરા ઉપર શૂરાતન બતાવવા આવે છે.'

વનમાલી આગળ વધ્યો. અને વનમાલીનો ચહેરો ખેંચાઈને તંગ બન્યો હતો, ને એની આંખમાં કારમી રૂદ્રતાની ઝાંય હતી.

નથુ સામે ઉભીને એ બોલ્યો : 'યાદ રાખજે છોકરા! એક શબ્દ પણ વધારે બોલ્યો છે તો વીનુ તો ખૂન કરતો રહેશે, પણ હું તારૂં ખૂન કરીશ.' પછી તે વીનુ તરફ ફર્યો.

'વીનુભાઈ! તમે ઘેર જાઓ. હું આ કમજાત છોકરા સાથે જવાનો છું.'

વીનુ વનમાલી સામે જોઈને સૂસવાતા અવાજે બોલ્યો : 'હું ઘેર જઉં? ડોસા! તું મને શું સમજે છે? મારા કજિયા હું પારકા પાસે લડાવું?'

વીનુ, નથુ ઉપર તૂટી પડવા જતો હતો ત્યાં વનમાલીએ એનો

હાથ ઝાલ્યો : ' ભાઈ ! તમે ઘેર જાઓ ! આ કજિયો તમારો એકનો નથી, ને એનો નિકાલ તમે કરી શકવાના નથી. '

' તું મને કહેવાવાળો કોણ ?' વીનુએ બૂમ જેવા–ચીસ જેવા અવાજે કહ્યું : ' તારે ને મારે શું ? તારે ને મારા કુટુંબને શું ?'

' શું તોફાન માંડ્યું છે આ ?' પાછળથી એક અવાજ સંભળાયો. કોઈનેય ખ્યાલ રહ્યો ન હતો. પણ મોટો શોર બકોર સાંભળીને ચતુરભાઈ પાછળ આવીને ઊભા હતા. એની પાછળ નિવેદિતા ઊભી હતી.

' વનમાલી !' ચતુરભાઈએ વનમાલીને કહ્યું : ' છોકરા છોકરાઓ વચ્ચેની લડાઈમાં તમારે તે વચ્ચે પડીને એમને વારવા જોઈએ કે ઉત્તેજવા જોઈએ ?'

વનમાલી આ આક્ષેપ સામે ચૂપ ઊભો રહ્યો.

વનમાલીની નજર નિવેદિતા ઉપર હતી. શું એ એમાંથી કોઈએ તકરારના મૂળમાં રહેલી વાત સાંભળી છે ?

નિવેદિતાએ વનમાલી સામે જોઈને કહ્યું : ' હું તો પહેલેથી જ કહેતી હતી, ચતુરભાઈ ! કે આ ડોસો એની પાછળના ભૂતકાળ સાથે આપણી વચમાં આવ્યો છે એ ખરાબ આબોહવા લાવશે. થોડા દિવસ પહેલાં બેબીને માટે મારે એને ઠપકો દેવો પડ્યો હતો. આજે એ વીનુને અવળે રસ્તે ચડાવે છે. '

વનમાલીની વાત ઉપર પછી વિચાર કરશું. ચતુરભાઈએ જવાબ આપ્યો : ' પહેલાં તો અત્યારે આ તકરાર શા માટે થઈ એ મારે જાણવું છે ? વીનુ ! શું વાત છે ? '

વીનુ ચૂપ રહ્યો.

' વનમાલી ? ' ચતુરભાઈએ વનમાલીને સવાલ કર્યો.

વનમાલી પણ ચૂપ રહ્યો.

'નથુ !'

નથુ પણ ચૂપ રહ્યો. નથુને બોલવું તો હતું, પણ બોલવાની એની બિલકુલ હીંમત ન ચાલી.

'શું કોઈ મને આ તકરારનું કારણ કહેવા નથી માગતા ?'

એક મોટો છોકરો આગળ આવ્યો: 'સાહેબ ! એ તો જરા વીનુ ને નથુને તકરાર થઈ હતી. વનમાલી બેયને છૂટા પાડતા હતા.'

'વીનુ અને નથુ ! બન્ને આમ આવો.'

બન્ને આગળ આવ્યા. બન્નેની આંખમાંથી સામસામું ઝેરી ખૂન હજી ઓછું નહોતું થયું.

'તમે બન્ને ગુનેગાર છો. આ બધા છોકરાઓ પણ જાણે છે, પણ કહેવા નથી માગતા. એ બધા પણ ગુનેગાર છે. વનમાલી પણ જાણે છે, પણ એ પણ નથી કહેવા માગતો. એ પણ ગુનેગાર છે. જો મને સાચી વાત જણાવવામાં આવી હોત તો હું કાંઈક પણ સાચો રાહ બતાવતા. તમે મને સાચી વાત જણાવવા નથી માગતા. એટલે જેટલું મને સૂઝે છે એટલા ઉપરથી મારે નિર્ણય કરવાનો રહ્યો. વનમાલીને રુખસદ આપવામાં આવે છે. અને તમામ છોકરાઓને અત્યારે ને અત્યારે પાછા શાળામાં જઈને બેસી જવાનું ફરમાવવામાં આવે છે.'

આ સખત પગલાંની વીનુ ઉપર ઘણી મોટી સીધી અસર થઈ. હોઠ પીસીને એ પોતાની માતા પાસે ગયો. માતાની સામે ઊભો રહ્યો.

'મા !' એણે કહ્યું: 'મારા કારણે આ બધાને સજા થઈ છે. હું તારા માટે ઝઘડ્યો હતો. આ નથુ વિચિત્ર વાતો કરતો હતો – કહે છે કે બધે આવી વાતો થઈ રહી છે. બીજા છોકરાઓ

એ વાત ઉપર હસતા હતા. મા! બતાવ. મારો બાપ બતાવ. એ ક્યાં છે? એ કોણ છે?'

આ અણધાર્યા સવાલની અસર નિવેદિતા ઉપર અણધાર્યા વછૂટેલા બોંબ જેવી થઈ: 'હું!'

પોતાની માનો ચહેરો એકદમ મ્લાન અને ભૂખરો રાખ જેવો થઈ ગયો છે, એ જોવાની વીનુને પરવા ન હતી. એના હૃદયની અંદર જે ક્રોધ જલતો હતો એથી એના હાથ કંપતા હતા. અવાજ કંપતો હતો. માતાની ધાક એમાં ખાક થઈ ગઈ હતી.

'મારો બાપ! કોણ છે એ બતાવ. એ જ અમારા ઝઘડાનું મૂળ છે. નથુ કહે છે કે તારો બાપ...તારો બાપ તો આ...' વીનુએ ચતુરભાઈ સામે આંગળી ચીંધી ને આગળ બોલવા ચાહ્યું, પણ ચતુરભાઈએ વીનુને કરડો અવાજ દીધો: 'વીનુ! તુ શું બોલે છે એનું તને ભાન છે?'

વીનુએ જવાબ ન દીધો. પણ નથુ તરફ આંગળીનો ઈસારો કરીને સૂચવ્યું કે આવી વાત એ કરતો નહોતો પણ નથુ કરતો હતો.

નથુ ચીસ જેવા અવાજે બોલ્યો: 'હું નથી કહેતો. મારા બાપ કહે છે. કોઠીઓમાં વાતો થાય છે. એણે મારા બાપને દારૂડિયો કહ્યો. એ મને રોજ રોજ ચીડવે છે.'

'કોણ વીનુ?' ચતુરભાઈએ સવાલ કર્યો.

'હા. રોજ ખીજવે છે. હું એને કદી નથી સતાવતો, પણ એ મને રોજ સતાવે છે. કહે છે કે તારો બાપ દારૂડિયો છે, શરાબી છે, નશાબાજ છે: એટલે મેં આજ કહ્યું: કે જેવો હોય તેવો પણ મારો બાપ તો છે ને બધા જુએ ને જાણે એમ. તારો બાપ બતાવ!'

'બતાવી દે મા! આ તમામની સામે મને કહે. એ નથુનું મોં બંધ કર મા!'

નિવેદિતા કાંઈ સાંભળતી ન હોય, કાંઈ જોતી ન હોય, એમ ધીમે પગલે નથુ પાસે આવી. નિવેદિતાનો ઉજ્જડ ચહેરો અને ભાવહીન બનેલી આંખો જોઈ નથુ છળી ઊઠયો : 'મને...મને...મારશો નહિ. હવે નહિ કહું.'

'હું તને નથી મારતી. નથી મારવાની. તું એના બાપ વિષે પૂછે છે ? હું તને કહું છું : એનો બાપ પણ તારા બાપ જેવો દારૂડિયો હતો. તારી માને જઈને કહેજે એટલે એ તને સમજાવશે કે હું વિધવા છું અને વિધવા છું એ જ સારી છું.'

માથે મોટી શિલા પડી હોય એટલી મૂંગળામણ ભરી વેદના વનમાળીને થઈ. ચતુરભાઈ સ્તબ્ધ બન્યા. આટલા વરસના સહવાસ પછી પણ નિવેદિતાએ એની સામે પોતાના ભૂતકાળનાં પાનાં ઉઘાડાં કર્યાં નહોતાં. એ આજ અચાનક ઉઘડી ગયાં.

નથુ તો મોં ફાડીને નિવેદિતા સામે જોઈ રહ્યો. બીજા છોકરાંઓ પણ વિસ્ફારિત નયને નિવેદિતાની વાત સાંભળી રહ્યા. પરંતુ કોઈની સામે એક નજર સરખી પણ કર્યા સિવાય નિવેદિતા ત્યાંથી નિશાળના મકાન તરફ ચાલી ગઈ.

ચતુરભાઈ એની પાછળ ચાલ્યા. ને ધીમે ધીમે બધા છોકરાઓ પણ વિખરાયા. ચતુરભાઈએ છોકરાઓને ફરમાવેલી સજા જાણે કે કોઈને ય યાદ ન રહી.

## પ્રકરણ અઢારમું

## પિતા-પુત્ર

જ્યાં કોલાહલ થતો હતો, જ્યાં એક ઝનૂની તકરાર થવાનો જોગ દેખાતો હતો ત્યાં સૂની શાંતિ છાઈ ગઈ. એ સ્થળે રહ્યા માત્ર બે જણ. એક વીનુ અને બીજો વનમાળી!

સત્તર અઢાર વર્ષના એ કુમારના દિલમાં અત્યારે જાણે એકાદ ધરતીકંપ થયો હતો. જંગલના એકાંતમાં એની તમામ સમજણની વય વટી હતી. ત્યાર પહેલાના કાળના એને ક્યાંક ક્યાંક-કોઈક કોઈક ચમકારા માત્ર હતા. પરંતુ એને જે કાંઈ જેવું તેવું યાદ હતું, તેમાં સાતત્ય હતું એક વાતનું. માનું. કોઈકવાર એને કોઈક મોટા શહેરની કોઈ જૂદા જ પ્રકારના જીવનની ઝાંખી થઈ જતી. તેમાં પણ મા હતી. કોઈકવાર એને પથારીમાં એકલો રડતાં કોઈ વૃદ્ધજન યાદ આવતો. ત્યાંયે એની મા હતી. મા એના જીવનમાં અવિચળ ખડક સમી હતી. ને એની ઓથમાં એ મોટો થયો હતો.

મા કરડી હતી. મા સખત હતી. મા કદી છૂટ દેતી નહિ. બીજાને જેવા બાપ હોય છે એવી એને મા હતી.

કોઈ કરતાં કોઈ દિવસ એણે એના બાપને જોયો ન હતો. ઘરમાં એ સમજણો થયો ત્યારથી ત્રણ જણ હતા. મા બહેન ને પોતે.

એમાં કદી કોઈ ચોથો જણ આવ્યો ન હતો. ને વીનુને કદી કોઈ ચોથા જણની ખોટ પણ ન હોતી લાગી.

પોતાના બાપ સંબંધી એ કાંઈ જાણતો ન હતો. જાણવાની એને કોશિષ પણ ન હોતી કરી. એમાં કાંઈ જાણવાજોગ હશે તો મા જાણતી હશે. એવો એને અટલ વિશ્વાસ હતો.

બાપની એને કદી ભીડ પડી ન હતી. ને બાપ હોય તો શું ફેર પડે એ જાણતો ન હતો.

પણ નથુના શબ્દોએ એક નવી જ વિચાર દિશા ઉઘાડી હતી. દરેક છોકરાને ખરાબમાં ખરાબ પણ બાપ તો હોવો જ જોઈએ. બાપ બતાવી શકાવો જોઈએ. સહુ કોઈને એ ઓળખાવો જોઈએ. બાપ ન હોય એ ખરાબ હતું. પણ બાપ ન બતાવી શકાય એ વધારે ખરાબ હતું. બધા સારા છોકરાની જમાતમાંથી એ બહાર નીકળી જવા જોગ હતું.

હવે એ નીકળી જશે! નથુ કરતાં પણ અધમ રીતે. નથુ કરતાં પણ ખરાબ રીતે. એને એની મા ઉપર કંટાળો આવ્યો! બધા છોકરામાં એ માએ એને નીચું જોવરાવ્યું હતું.

'વીનુભાઈ!' વનમાલીએ વીનુના ખભા ઉપર હાથ મૂક્યો. વનમાલીનો ચહેરો નૂર વિહોણો બની ગયો હતો. એની આંખમાં ન સમજાય એવી વ્યથા હતી. પરંતુ પોતાની મનોવેદનાનું વિષપાન કરી રહેલા વીનુને એ જોવાની ફુરસદ ન હતી. જોયું હોત તો સમજવા જેટલો એનામાં વિવેક ન હતો.

'મને શું કામ સતાવો છો?' વીનુના અવાજમાં ભારે ચીડ હતી. રોષ હતો. શોક હતો.

'હું તમને સતાવું છું?' અંતરની આશંકાનો બહાર પડઘો સાંભળતાં માણસના અવાજમાં જે જાતની ધ્રૂજારી આવે છે એવી ધ્રૂજારી વનમાલીના અવાજમાં હતી.

'હા. તમે મને એ વખતે ના રોકયો હોત તો નથુને વિશેષ બોલવાની તક પણ ન મળત. પણ તમને મારી અંતર વેદનાની શી સમજણ પડે ?'

'વીનુભાઈ !' વનમાલીએ વીનુને પોતાની પાસે બેસાર્યો: 'મારે પણ તમારા જેવડો એક છોકરો હોત. બેબી જેવડી દીકરી હોત. આજે જો મારૂં કાંઈ આ દુનિયામાં હોત તો હૂબહુ તમારા જેવું હોત. એટલે જાણે તમે મારા પોતાના દીકરા હો એમ તમને વાત કહું તો સાંભળશો ?'

'તમારો દીકરો ! હું કોનો દીકરો છું એ તો હું યે નથી જાણતો. મારી માએ નથી જાણતી. પણ એક વાત હું જાણું છું કે હું તમારો તો દીકરો નથી જ.'

'મારા સવાલનો જવાબ તમે ન આપ્યો.' વનમાલીએ જવાબ આપ્યો.

'કયો સવાલ ?'

'કેમ હમણાં તમને મેં તાજો જ પ્રશ્ન પૂછ્યો હતો કે મારી વાત સાંભળશો ?'

'હા. બોલો ઝટ કરો !'

'તમને બાપની ખોટ લાગી છે ?'

'ના !'

'તમને તમારા બાપ કદી યાદ આવે છે ?'

'ના !'

'તમારે બાપ વિના ચાલે એમ નથી ?'

'હા !'

'બાપ હોય તો કાંઈ વિશેષ નથી. ન હોય તો કાંઈ ગુમાવવાનું નથી. ખરૂને ?'

'હા.'

'તો પછી તમારે કોઈ બાપની જરૂર શી છે?'

'મારે જરૂર નથી. બીજાઓને જરૂર છે.'

'એટલે?'

'મારે બધા છોકરામાં નીચા જોવા જેવું થયું એ મને સાલે છે. હું બીજા છોકરાઓ જેવો બાપવાળો નથી એમ મને લાગે છે!'

'વીનુભાઈ! આ જે છોકરાઓ અહીં આવે છે એ બધા જેવા તમે ન હો, ને જુદા હો તો સારૂં કે ખરાબ?'

'સારૂં. તમે કહો છો કે મારી મા મને મારો બાપ બતાવી ન શકે એ સારૂં છે?'

'હા! કોઈ માણસ કારણ વગર કાર્ય કરતું નથી. કોઈ પરિણામ હેતુ વગર આવતું નથી. તમારી માને સંગીન કારણ હશે.'

'બીજા કોઈની માને તો કાંઈ કારણ નથી હોતું.'

'સોળ સત્તર વર્ષના છોકરાએ આટલી બધી કડવાશ રાખવી કોઈ રીતે લાજમ નથી. બીજાઓની માને કાંઈ કારણ નથી એમ તમે કહો છો, પણ બીજાઓની મા જેવી તમારી મા નથી એ તમે સદંતર વીસરી જાઓ છો. તમારી માએ તમને જે સંયોગોમાં ઉછેર્યા છે એ સંયોગોમાં બીજી માતાઓના છોકરાં તો ક્યારનાયે મરી ગયાં હોત. ભૂતકાળની કોઈ વાતોની તમને કદી ઝાંખી થાય છે? તમે હવે નાના નથી. તમારે તમારી માતાને સતાવવા નહિ જોઈએ—દુભવવા નહિ જોઈએ.'

'પણ બીજા છોકરાઓની વચમાં હું મોઢું શું બતાવું?'

'બીજાઓ જ્યારે પોતાના બાપની વાત કરે ત્યારે તમે તમારી વાત કરો. બીજાઓ પોતાના બાપની બહાદરીનાં વખાણ કરે ત્યારે તમે તમારી માતાની બહાદરીનાં વખાણ કરો. બીજાઓ જ્યારે પોતાના

પિતાની બડાઈ કરે ત્યારે તમે તમારી માતાની વડાઈ કરો. કહો બધાને, કહો સારી દુનિયાને કે કાળી ગરીબીમાં, ભીષણ વિષમતામાં, ભયંકર એકલતામાં, ઉજ્જડ જંગલમાં, લોકની અકારણ નિંદામાં રહીને પણ નાલાયક પતિ, નિર્બળ પિતા અને દોષપાત્ર વાતાવરની વચમાં પણ નિર્ભીક રહીને કોઈ માતાએ પોતાનાં સંતાનોને ઉછેર્યાં હોય તો મારી માતાએ.'

'તમે અમારી વાત આટલી બધી જાણો છો, ક્યાંથી?'

'હું થોડું જોઉં છું. ને બધું સમજી શકું છું.'

'પણ મારો બાપ કોણ હતો એ અમને ને બધાને કહેવામાં મારી માને હરકત શું?'

'તમને શું ખબર પડે? એમ ન બને કે તમારો બાપ કોણ છે એ ન જાણવાથી તમારે જેટલું નીચું જોવું પડયું છે, એના કરતાં પણ એ કોણ હતો એ જાણ્યાથી તમારે વધારે નીચું જોવું પડે!'

વીનુને માટે આ વિચાર તદ્દન નવો હતો: 'એટલે?'

'ધારો કે તમારી માએ જેમ કહ્યું તેમ તમારો બાપ શરાબી હોય, ધારો કે એ શરાબી કરતાં પણ વધારે અધમ હોય, ધારો કે એણે શરાબનો શોખ પૂરો કરવાને માટે પાયમાલી કરી હોય—પોતાની ને બધાની. ધારો કે એણે તમારી માને સતાવી હોય, ધારો કે પોતાનાં એ બાળકો પ્રત્યે માતાને અનહદ પ્રેમ છે એમ જાણીને એ બાળકોને આગળ ધરીને એણે તમારી માતાને હરઘડી સતાવી હોય, ધારો કે એ માણસે પોતાનાં બાળકોનો વેપાર કર્યો હોય, પોતાના માલિકનો વેપાર કર્યો હોય, તમારી માતાની આશા ને હજારોની આશા એ શરાબમાં પી ગયો હોય...અરે ધારો કે એણે ખૂન કર્યું હોય તો શું તમારી માતા એનું નામ સરખું પણ ભૂલી જવાની કોશિષ ના કરે?'

'એમ હોય તો...તો...' વીનુએ વનમાળીની દલીલોની વાસ્તવિકતા સ્વીકારી.

'તમે આ બધું ક્યાંથી જાણો છો ?' પાછળથી એક અવાજ આવ્યો. વનમાલીએ ચમકીને જોયું. પાછળ નિવેદિતા ઊભી હતી.

'હું આ બધું ક્યાંથી જાણું ? હું તો કાંઈ જાણતો જ નથી.'

'ત્યારે વીનુ સમક્ષ આટલું બધું પારાયણ કયા આધારે કરો છો ?'

'મેં જેલ ભોગવી છે. માણસનું પતન ક્યાંથી થાય છે, કેમ થાય છે અને એને કારણે એનાં સ્ત્રી-બાળકોની કેવી હાલત થાય છે એ સમજવા માટે જેલ જેવી બીજી કઈ શાળા છે ?'

નિવેદિતા થોડીવાર ચૂપ રહી: 'તમને મેં ક્યાંક જોયા હોય એમ લાગે છે !'

'મને ! એ કેમ બને ! મેં તો તમને પહેલી જ વાર અહીં જોયા.'

'કોણ જાણે પણ કોઈકવાર કાંઈ ન સમજાય એવો પરિચિતતાનો ભણકાર ઊઠે છે.'

'ખાલી ભ્રમ !'

'એમ જ હશે. વીનુ ઘર તરફ ચાલ.'

વીનુ ગૂપચૂપ આગળ ચાલ્યો. પાછળ નિવેદિતા હતી.

વીનુ ન સાંભળે એમ વનમાલીએ જરા આગળ આવીને ધીમેથી નિવેદિતાના કાનમાં કહ્યું: 'વીનુ ભાઈનું હમણાં જરા ધ્યાન રાખજો. હું પણ રાખીશ.'

# પ્રકરણ ઓગણીસમું

## ભૂતકાળની કબર

વીનુને પોતાની સાથે લઈ ને મલબારમાં જે નિવેદિતા આવી, તે કાંઈ પહેલાંના જેવી સ્વસ્થ અને આત્મલક્ષી નિવેદિતા ન હતી. જીવનનું સમસ્ત અમી ખર્ચી નાંખીને એણે પોતાના કલેશકર ભૂતકાળને જીવતો ને જીવતો દફનાવી દીધો હતો. એને પોતાની જાતમાં અને પોતાની રહેણીકરણીમાં એટલો તો ઈતબાર હતો કે એકવાર દાટેલો એ ભૂતકાળ ગૂંગળાઈ ને મરી જવાનો છે, એવી એને શ્રદ્ધા હતી. ભૂતકાળને ગૂંગળાવી નાંખવાના એના એવા જાગતા પ્રયાસમાં એ પોતે સદંતર ગૂંગળાઈ ગઈ હતી, એનો એને ખ્યાલ ન હતો. ખ્યાલ હોય તો પરવા ન હોતી. શિકારી પશુ જેટલી સચોટતાથી શિકાર ઉપર જાય એટલી સચોટતાથી એ પોતાના ધ્યેય તરફ આગળ વધી રહી હતી. એ ધ્યેય હતું – પોતાના બાળકોને સ્થાપત્ત કરવાનું, સ્વમાની કરવાનું, બાપના શાપિત વારસાથી સદા દૂર રાખવાનું. એ કેવલ મા બની રહી હતી. અને એકલક્ષી માતૃત્વની એની સાધનાએ એની પાસે સ્ત્રીત્વ માત્રનો ભોગ લીધો હતો. હોડપીસોને હૃદયની કામનાઓ નીચોવીને એણે એ ભોગ આપ્યા હતા. એ ભોગનાં એંધાણ એના ચહેરા ઉપર અંકિત થઈ ચૂક્યાં હતાં. એનો ચહેરો કરડો, અને સૂકો હતો. જીવનમાં અન્ય તમામ ક્ષેત્રમાં એ કેવળ યંત્રવત્ બની રહી હતી.

એવી એ નિવેદિતાના કાનમાં ભૂતકાળની કબર જાણે એકાએક ફાટી. નિવેદિતાને ભાન આવ્યું કે ભૂતકાળ દટાય છે પણ કદી મરતો નથી. અણગમતા ભૂતકાળને તમે વીસરવા કે વીસરાવવા મથો તો અણગમતા સ્થિતિ સંયોગમાં તમારી સામે આવીને ઊભા રહેવાની એને આદત છે.

પચાસ છોકરાઓની વચમાં જ્યારે વીનુએ પોતાની માતાને સીધો સવાલ પૂછ્યો : 'ક્યાં છે મારો બાપ! મને બતાવો ને?' ત્યારે એ સવાલથી કેવળ માતા અને પુત્ર વચ્ચેની આમન્યા માત્ર નહોતી તૂટી, એનાથી ઘણું વધારે તૂટ્યું હતું! બિચારા વીનુને તો ખ્યાલ પણ ન હતો કે એના એક માત્ર એ પ્રશ્ને કાળાં પાટિયાં ઉપરથી ચાકના અક્ષરો જેમ ભૂંસાઈ જાય એમ નિવેદિતાનાં પુરુષાર્થનાં તમામ વરસો નિવેદિતાના અંતરથી ધોવાઈ ગયાં હતાં.

જીવનમાં પહેલી વાર નિવેદિતાને પોતાના પુત્રનો સંકોચ લાગ્યો. પહેલી જ વાર ચતુરભાઈ સાથે એના દિલમાં ચોરી જાગી. નાનામોટા હરકોઈ પ્રસંગે ચતુરભાઈની સલાહ માગતી નિવેદિતા આજે સીધી પોતાના ઘરમાં દાખલ થઈ ગઈ.

વીનુ એક ખૂણામાં જઈ ને બેઠો. એ એક અક્ષર પણ ન બોલ્યો. ન એને નિવેદિતાએ ન બોલાવ્યો. વીનુના નાનકડા મગજમાં નાના પણ ગંભીર સવાલો અટવાતા હતા.

હવે નિશાળના છોકરાઓ એને ચીડવશે. હવે બધા છોકરાઓ એની સામે એનો તિરસ્કાર કરશે ને એની પીઠ પાછળ એની મશ્કરી કરશે! હવે એ કોઈની રમતગમતમાં સામેલ નહિ થઈ શકે. હવે એ કોઈની સોબતમાં હરીફરી શકશે નહિ. હવે તો એ રમતગમતોથી, સોબતીઓથી દૂર ભાગશે. મિત્રોમાં માનની, સોબતીઓમાં સંગાથીની અને સહાધ્યાયીઓમાં આગેવાનની જીંદગી હવે એને માટે પૂરી થઈ!

હવે તો એ બીજો નથુ જેવો લેખાશે ને નથુની જેમ માનભંગ ભર્યું-ઉપહાસ ભર્યું-જીવન જીવશે.

જીરવી ન જીરવાય એવી કારમી કડવાશ વીનુના અંતરમાં ઉભરાઈ. એની દુનિયા બરબાદ કરવાની જવાબદારી કોની? એની માની? નથુની કે નથુના બાપની?

નિવેદિતાના મનમાં અત્યારે વીનુ જેટલી જ કડવાશ સારી દુનિયા સામે ઉભરાઈ હતી. આટલી મહેનત કરી, આટલી જહેમત ઉઠાવીને એણે બાળકો ઉછેર્યાં હતાં. એણે બાળકોને પોતાના જીવનનાં મધ્યબિન્દુ બનાવ્યાં હતાં. બાળકોને ખાતર એણે ધણીનો ત્યાગ કર્યો હતો. બાળકોને ખાતર એણે પતિના નામ સુદ્ધાંને હૃદયમાંથી ઉખેડીને ફેંકી દીધું હતું! ધણી તો ગયો. ને એની એણે કોઈ પરવા યે ન કરી. ને પુત્ર પણ ગયો! આજની ઘડીથી એ વીનુને કાંઈ કહી શકશે નહિ. ને કહેશે તો વીનુ ઉપર એની છાપ પણ પડશે નહિ. આજ...... આજ......એક દારૂડિયાના છોકરાના મુખે એને સજા મળી હતી! આજ એને સાચાં વૈધવ્યનું શૂળ થતું હતું.

શરાબ! એના જીવનને ચારે કોરથી બરબાદ કરનાર શરાબ! કેવો સ્નેહાળ ને ભોળો એનો ભરથાર હતો! ને શરાબે એ હરી લીધો. કેવો મજાનો એનો પુત્ર હતો! શરાબે એ હરી લીધો! ઓહ! એના હાથમાં જો હિન્દુસ્થાનનું રાજ હોય – કેવળ એક દિવસ!

ચતુરભાઈ અંદર આવ્યા! 'કેમ છો?'

નિવેદિતા ઊભી થઈ ગઈ. પહેલી જ વાર એણે માથાનો છેડો ખેંચીને સરખો કર્યો: પહેલી જ વાર નિવેદિતાને ચતુરભાઈ પરપુરુષ તરીકે દેખાયા.

'હું દિલગીર છું.' ચતુરભાઈએ કહ્યું: 'નાની વાતે મોટું રૂપ પકડયું!'

નિવેદિતાએ જવાબ ન આપ્યો. ચતુરભાઈ જે કહેતા હતા તે અગટ સત્ય હતું. એના ઉપર ચર્ચા કરવામાં શો સાર હતો?

'મેં વિચાર કર્યો છે,' ચતુરભાઈએ કહ્યું : 'ને હું તમને કહેવા આવ્યો છું.'

'શો?'

'વીનુને બાપ હોવો જોઈએ ને દુનિયા સ્વીકારે એવો બાપ હોવો જોઈએ.'

'એટલે?'

'મારી વાત ઉપર પૂરો વિચાર કરજો. પંદર પંદર વર્ષના સહવાસે તમે મને જાણો છો. એટલે મારી વાતનો ઉતાવળે વિચાર કરવાને બદલે એક પલ્લામાં એ સહવાસને મૂકજો. મારા, તમારા ને બાળકો – સહુના હિતની એ વાત છે.'

'શી વાત છે?'

'તમે મારી સાથે લગ્ન કરો.'

'મને અપમાનો છો?'

'ના. પરંતુ એક મુશ્કેલ સંયોગમાં હું તમારી સાથે સમાન જવાબદારી લેવા માગું છું. તમારા પુત્રને અને અન્ય કોઈને ય કાંઈ કહેવા જોગ–વિચારવા જોગ ન રહે એવો બાપ એને મળે છે. તમારા નિન્દકોની જબાન બંધ કરવાનો મને અધિકાર મળે છે.'

'તમારી સાથે આજ હું લગ્ન કરીને મારાં છેલ્લાં પંદર વર્ષની કારકિર્દી મારે હાથે ભૂંસી નાખું!'

'એ કારકિર્દીનો સાક્ષી હું છું ને મારી સમક્ષ સર્વદા એ યશોજ્જવલ માતૃત્વના આદર્શ તરીકે રહેવાની છે. બીજાઓને મન એની કીંમત નથી.'

'અને મારા પુત્રની સામે હું શબ્દોથી નહિ તો કાર્યથી કબૂલ કરું કે પંદર વર્ષ સુધી હું વેશ્યા બની તે આજ લોકલાજે સધવા બની. મારા પુત્રના મોઢામાં–દિલમાં મારી સામે જે આક્ષેપ છે એ આક્ષેપ સાચો છે એમ હું કરી બતાવું?'

'તમે કહો છો એ રીતે મેં આ સવાલ વિચાર્યો તો નથી. પણ વિચાર્યો હોય કે ન વિચાર્યો હોય તો યે તમને તમારી શંકાનું સમાધાન મને સૂઝે એવું આપું. તમારા પુત્રના મનમાં આક્ષેપ અત્યાર સુધી તો છે નહિ. માત્ર હવે આવશે. હવે એ તમને અને મને બેયને શંકાથી જોશે. હવે એ નિર્દોષ પાડોશ – વ્યવહારમાં પણ સર્વદા અનિચ્છનીય વસ્તુ વાંચશે. હવે એ પોતાની શંકાથી ને ઉતાવળા ઉર્મીલ સ્વભાવથી તમારી પુત્રીને પણ શંકાશીલ બનાવશે. ભર્યા શહેરમાં, ભર્યા કુટુંબમાં અને ભર્યા સમાજમાં પણ સ્ત્રી પોતાની કાયાની જેટલી જાળવણી ન કરી શકે એટલી જાળવણી તમે આ જંગલમાં, આ એકાંતમાં રાખી શકયાં છો. સ્ત્રીનાં અન્ય સર્વ લક્ષણોને પગ તળે કચરીને તમે કેવળ માતા તરીકે રહ્યાં. હું એનો સાક્ષી છું. અને સાક્ષી છું માટે જ આ દરખાસ્ત લાવ્યો છું. હું પોતે કાંઈ અંતીમ લાભલોભે આ વાત તમને નથી કરતો. એથી કરીને આપણી રહેણીકરણીમાં પણ કશો ફરજિયાત ફરક નથી પડવાનો. તમને મળે છે એક નામનું છત્ર. મને મળે છે બે બાળકો.'

'મારી નજરે તમારી દરખાસ્ત તો મારા વર્તન વ્યવહાર ઉપર ઠપકા સમી છે.'

'અને વીનુની નજરે? બેબીની નજરે? એમને હવે તો બાપ જોઈશે જ. બાપ બતાવવો જ પડશે.'

'પણ...' નિવેદિતાએ જવાબ આપ્યો: 'મારો ધણી નામે યશવંત ખૂનના આરોપસર જેલમાં ગયેલો તે અત્યારે કદાચ હૈયાત હોય તો?'

'તો પણ એ તમને કનડગત ના કરી શકે.' ચતુરભાઈ બોલ્યા: 'કાયદાની સલામતીની બાજૂ હું સંભાળી લઈશ. નૈતિક સારાસારનો તમને જો પ્રશ્ન ઉઠે તો એનો નિર્ણય તો તમે જાતે જ કરી શકો.'

'મને પોતાને લગ્નમાં કોઈ શ્રદ્ધા નથી રહી. અને હવે આ ઉમરે મારી આ મનોદશામાં નવી શ્રદ્ધા જાગે એ કોઈ પણ કાળે બને નહિ એવી વાત છે. એટલે મારા પૂરતું તો મારે વિચારવાનું નથી રહેતું. વીનુ પૂરતી આ વાત વિચારૂં. વીનુના મનમાં જે સવાલ જાગ્યો છે એની ભીતરમાં શું છે? એ સવાલની પાછળની એની સમજણ શી છે? એ મારો પુત્ર છે. કાયા ઘસાવી, કાંડા કાપીને મેં એને ઉછેર્યો છે. છતાં આજ મને નથી સમજાતું કે એ છોકરો આવી બાબતોમાં કેવું અને કેટલું સમજે છે? તમારી દરખાસ્ત એને માના એણે ગુપ્ત માનેલા પાપના એકરાર સમી લાગશે કે એની જીંદગીમાં એક જે ઉણપ એને દેખાઈ એને પૂરી કરવાના માના એક છેલ્લા પગથિયાના પ્રયાસ સમી લાગશે? શું લાગશે એને? ઓહ! હરઘડી, હરપળ એ છોકરાને મેં મારી આંખથી દૂર નથી થવા દીધો. આજ મને ખબર નથી પડતી કે એ છોકરો મારાથી આટલો બધો દૂર કેમ થઈ ગયો? હું એમાંથી જે કરૂં તે ગેરવાજબી કરીશ, જે નહિ કરૂં તેમાં ગફલત કરીશ, એમ મને લાગે છે!'

'વડીલોના કાર્યોનો—એ કાર્યના પરિણામો ઉપરથી જ છોકરાઓ વિચાર કરે ને તોલ બાંધે. એમ કરવામાં એઓ ખોટા પણ નથી. પણ કોઈક વાર એવું બને છે કે વડીલોના કાર્યની પાછળ ભાવના ઉપરથી જ વડીલોના કાર્યોનો તોલ છોકરાઓએ કરવો જોઈએ છે. અત્યારની પરિસ્થિતિ એવી છે. તમે જે કાંઈ કરશો એ કેવળ વીનુના હિતાર્થે કરશો. એ પછી હું તમને કહું છું—આપણા પક્ષની વાત. મારા ને તમારા બન્નેના પક્ષની વાતો પણ વિચારવી જોઈએ છે. આ દુનિયામાં જો કોઈને ય સુખ ભોગવવાનો અધિકાર હોય તો એ અધિકાર મને

અને તમને મળે છે. બાળકોને ખાતર તમે સર્વ કાંઈ દાટી દીધું. આજે એ બાળકો મોટાં થયાં છે. સારા સાર ન સમજી શકે તો પણ જાત સંભાળી શકે એવાં થઈ ગયાં છે. હવે જીંદગીમાં બાળકોને આ દશાએ પહોંચાડવા માટે જીંદગીમાં જે જે વાતોનો તમે ત્યાગ કર્યો છે એ વાતોને અપનાવવામાં તમે શું અજુગતું કરશો? મેં પણ એકાંત વાસ ભોગવ્યો છે. પંદર વર્ષની કાળા પાણીથી યે ભયંકર એવી એકલતાની મેં મારી જાતને કરેલી સજા મેં અમલમાં મૂકી છે. તમે આશા તજી, અભિલાષા તજી, વાસના તજી, કેવળ મા બનીને રહ્યાં. મેં પ્રતિષ્ટા છોડી, કુટુંબ છોડ્યું, બૈરાં–છોકરાં તજ્યાં કેવળ માસ્તર બનીને રહ્યો,

'મને સૂઝતું નથી. મારે શું નિર્ણય કરવો?'

'મારી ઉમર એવી નથી કે આજ હું તમને ઉમળકાથી એમ કહી શકું કે: હું તમને ચાહું છું. તમારા વગર મારૂં જીવન નિસ્તેજ ને નિઃસત્ત્વ બનશે. આંધળા પ્રેમ, આંધળી કામના અને બેપરવા રિસ્તેદારીનો એક પણ ખ્યાલ આજ મારા ને તમારામાં હરગિજ શક્ય નથી. માત્ર આપણે બે દુઃખિયારાં માણસો છીએ. થાકેલાં છીએ. હવે લાંબી જીંદગી આપણી સન્મુખ રહી નથી. શેષ આયુ એકબીજાને હૂંફ આપવામાં આપણે ગાળીયે તોયે ઘણું છે.'

'મને બે દિવસ આપો! બે દિવસ પછી હું વિચાર કરીને તમને જવાબ આપીશ.'

'અહીં વીનુભાઈ છે?' વનમાલીનો અવાજ એટલો તો અણુ-ધાર્યો આવ્યો કે બન્ને જણા સભાનતાથી ચમક્યાં.

'તમે અહીં ક્યારના આવ્યા છો?'

'હું – હમણાં......કેમ?' વનમાલીએ સામો સવાલ પૂછ્યો. એ સવાલનો જવાબ બેમાંથી કોઈએ ન દીધો.

'વીનુ અહીં તો નથી '

'ત્યારે આટલામાં બીજે ક્યાંય નથી. ક્યાં હશે?'

'નથી!......નથી!' નિવેદિતાએ ચીસ પાડી: 'એ છોકરાએ નક્કી કાંઈક......કાંઈક...ઓહ, હું એને ક્યાં શોધું?'

'હું એને શોધી લાવું છું.' કહીને વનમાલી બહાર નીકળી ગયો!

'એણે આપણી વાત જરૂર સાંભળી હોવી જોઈએ.' નિવેદિતાએ કહ્યું: 'તમે જોયું, એને કેટલો આઘાત લાગ્યો હતો! ભૂત જોયું હોય એવો એનો ચહેરો થઈ ગયો હતો!'

'ના રે ના! એ તો સાવ ભોળિયો-ભલો માણસ છે! એને તો વીનુની ચિન્તા લાગી હશે! ચિન્તા તો મનેય થાય છે. એ ગયો હશે ક્યાં?' ચતુરભાઈએ નિવેદિતાની શંકા ઉપર આછું હાસ્ય કર્યું.

## પ્રકરણ વીસમું

### વાનર કૂદકો

નિવેદિતાની શંકા સાચી હતી. વનમાળીએ એમની બધી જ વાત સાંભળી હતી! હજાર સોયો વાટે એના અંગ ઉપર હજાર હજાર ટીપાં કાલકૂટના સિંચાતા હોય એમ એણે ચતુરભાઈ ને નિવેદિતાનો વાર્તાલાપ સાંભળ્યો હતો!

એક ક્ષણ એને ચતુરભાઈનું ખૂન કરવાની તાલાવેલી થઈ આવી હતી! એકક્ષણ પોતાની જાત ખૂલ્લી કરી દઈને એ બે વચ્ચેની વાતનો પાયો જ જમીન દોસ્ત કરવાનો ખતરનાક ખ્યાલ એના દિલમાં થઈ આવ્યો હતો. પણ એ પળ ગઈ! કેમ ગઈ એનો તો વનમાળીને પોતાને ખ્યાલ પણ ન હતો.

પોતે અહીં ગોપવાસ કરતો હતો! દૂરથી એ જોતો હતો! બાળકો સાથે ખેલીને દિવસ કાપતો હતો! પોતાની ભૂલનું પ્રાયશ્ચિત કરતો હતો.

પણ...પણ.. પોતે પોતાની પત્નીને બોલાવી ના શકે એ શું પૂરતું પ્રાયશ્ચિત ન હતું? પોતે પોતાનાં બાળકોને હાથ દૂર છતાં એમનો બાપ ન બતાવે એ શું પૂરતું પ્રાયશ્ચિત ન હતું? ઓ ભગવાન! હવે તો માફ કર! હવે તો દયા કર! હજીયે શું પ્રાયશ્ચિત પૂરું નહોતું થયું!

હજી શું નિવેદિતાનાં બીજાં લગ્ન એને જોવાં પડશે! હજી શું પોતાનાં બાળકો બીજાને બાપ કહેશે એ એણે સાંભળવું પડશે!

ચાહન થવામાં જોખમ શું? શા માટે એ જઈને નિવેદિતાને એમ ન કહે કે: 'જે યશવંત એક વાર તારો પતિ હતો એ આજ વનમાળી બનીને તારી સામે ઊભો છે. શા માટે એ વીનુને એમ ન કહે કે: જે બાપને તું પોકારે છે એ બાપ અહીં તારી સામે ઊભો છે. એ બાપ દારૂડિયો હતો! ખૂની હતો! ફાંસીના માંચડા ઉપર ચડેલો ઉતરીને જેલમાં એ વર્ષો સુધી હતો! એ બધું હતો—એવો હતો કે જેની સામે સામાન્ય જનસમાજ કેવળ નફરતથી જ જુએ છે. પણ એમ છતાંયે એ તારો બાપ તો હતો! શા માટે એ વીનુને છાતીએ ન વળગાડે અને કહે કે: તું મારો પુત્ર છો. મારા ખૂનનું ખૂન, મારા અંશનો અંશ, મારા શરીરનું શરીર છો. સારાએ જગતની સામે તું ઊભો રહેજે અને આંગળી ચીંધીને મને બતાવીને......'

ના. જીતના ના! મૂકી દે આ વાનર કૂદકા! તને જોઈને સારૂં જગત વીનુને શું કહેશે? ખડખડાટ તિરસ્કારનું હાસ્ય કરીને દુનિયા કહેશે: આ મનુષ્ય જંતુ એ તારો બાપ? ભલા છોકરા! આવા બાપ વગરનો તું ખોટો શું હતો? આ પામર માણસ! એને વિદ્યા મળી એ એ ન ઉજાળી શક્યો! એને સંસ્કાર મળ્યા એ એ ન જાળવી શક્યો! એને પત્ની મળી એને એ ન નિભાવી શક્યો! એને બાળકો મળ્યાં એનું એ જતન ન કરી શક્યો! સેંકડોમાં કોઈકને મળે છે એવી નોકરી એને મળી એ એ ન દીપાવી શક્યો! હજારોમાં કોઈકને સાંપડે છે એવો શેઠ એને મળ્યો, ને એને એ વફાદાર ના રહી શક્યો! જે પોતાનું ઘર ભાંગે છે એ કંગાલ છે! જે પારકાનું ઘર ભાંગે છે એ અધમ છે! જેણે આ બેય એક સાથે કર્યાં એ પશુ છે! એવા બાપને જોઈને તું આટલો બધો મલકાય છે શાને? ને શી શોભાએ જગતને બતાવવા નીકળ્યો છે!

મોકલી દે એને મોકલી દે! પાછો જેલમાં મોકલી દે! પંદર વર્ષ એણે જેલમાં વિતાવ્યાં છે! બાકીનાં પણ ત્યાં પૂરાં કરવા દે!

ક્ષણભર જાણે કોઈ ખરેખાત એને સામે આવું તહોમતનામું ફરમાવતું હોય એમ વનમાલી સ્તબ્ધ-ત્રસ્ત નજરે ચોપાસ જોઈ રહ્યો! પોતે એકલો જ છે અને કોઈ બીજું કોઈ બોલ્યું નથી એવી એને ખાતરી થઈ એટલે એના ચહેરા ઉપર એક ઓશિયાળું હાસ્ય છવાયું! પોતે પણ કેવો ઘેલા જેવો છે! જેલ જીવનના વર્ષો સુધીના એકાંતવાસની અસર હજી પણ એનામાંથી ગઈ નથી!

બીજી પળે એની આંખમાં આંસુ આવ્યાં.

યશવંતને માટે હવે ક્યાંઈ સ્થાન જ ન હતું! પત્નીના જીવતા જાગતા તિરસ્કારમાં રહ્યું હતું તેય ભૂંસાતું હતું! નિવેદિતા સોહનલાલ સાથે પુનઃલગ્ન કરવા માગતી હતી!

સોહનલાલ! વનમાલીના અંતરતમ અંતરમાંથી કડવાશ ઉભરાઈ! ફરીને એ માણસનો પડછાયો એના ઉપર પડતો હતો! એક વાર એ માણસે એનું ઘર ભાંગ્યું હતું! આજ એ એના બાળકોને લૂંટવા બેઠો હતો! એ માણસ નકલી નામ ધારીને અહીં છૂપાઈ રહ્યો છે. એની પાછળ કાંઈક પણ તરકટી ભેદ હોવો જોઈએ છે! હમણાં જઈને એને કહું: તું ચતુરભાઈ નથી, સોહનલાલ છો! હમણાં જઈને સારી દુનિયાને કહું: આ ચતુરભાઈ નથી પણ સોહનલાલ છે. હું એનો નકાબપોશ ખેંચી કાઢું. એની બાજી બધી વિખી નાખું. નહિ હરગિજ એ નિવેદિતાને......

પણ...પણ... નિવેદિતા શું ધારશે? પરિણામ શું આવશે? પોતાની સ્થિતિ કાંઈ બહેતર થશે? એનાં બાળકોનું શું થશે? બાપના હક માટેનો આ ઝઘડો બાળકોના દિલ ઉપર કેવી છાપ પાડશે? બાળકોના ભાવી ઉપર શી અસર કરશે?

ના! થાય છે એજ થવા દેવું! એના હાથે દુભાયેલાંઓ આજ એક બીજાની ઓથે રહીને સ્વસ્થ થતા હોય તો ભલે થાય! નિવેદિતા સુખી થતી હોય તો ભલે થાય! સોહનલાલ સ્વસ્થ થતાં હોય તો ભલે થાય! બાળકોને કહેવાનો બાપ મળતો હોય તો ભલે મળે!

એને પોતાને લાગે વળગે છે ત્યાં સુધી તો એ હયાત જ ન હતો! બધાં સ્વસ્થ થતાં હોય, ઠેકાણે પડતાં હોય તો ભલે પડો!

પણ સોહનલાલ!......

નિવેદિતા......

ઓહ્! જે શાપિત દિવસે એણે શરાબ પીધો એ દિવસ પર હજાર લ્યાનત હોજો! હજાર લ્યાનત હોજો એ યશવંતને કે જેણે વનમાલીને આજે આ બતાવ્યું!

સહેલો નહોતો! ભગવાન જાણે છે કે નિર્ણય કરવો સહેલો નથી! હજુયે નથી! ઓહ્! બીજું તો ઠીક પણ એક વાર – બસ એક વાર નિવેદિતા મારા અંતરને ચીરીને અંદર નજર કરી શકે, સોહનલાલ એની છાતી ચીરી અંદરના દિલને તપાસી શકે!...

ઓ ભગવાન! જરા તો આવીને મને કાનમાં કહે! દુભાયેલું કોણ છે? દુભવનાર કોણ છે? જે મેં કર્યું નથી, જે મારી વિદ્યા, સંસ્કાર અને વિવેકે મારી પાસે હરગિજ કરાવ્યું ન હોત, માત્ર જે શરાબની નશાબાજીએ કર્યું, એ બદલ મને આટલો ઉગ્ર દંડ શા માટે?

અને વીનુ!

પણ...વીનુ... વીનુ! વીનુ તો ખોવાઈ ગયો છે! એ ક્યાં ખોવાઈ ગયો છે! એ ક્યાં ગયો હશે? એ છોકરો ઉતાવળો છે. કાંઈક ન કરવાનું કરી બેસે નહિ! એ તો એના બાપને જાણતો નથી ને જાણશેયે નહિ. હું તો મારા પુત્રને ઓળખું છું ને?

બીજા વિચારો દૂર કરો! પહેલાં વીનુનો તાકીદે પત્તો મેળવવો જોઈએ છે!

## પ્રકરણ એકવીસમું

## શરાબનું પીઠું

જંગલની વચમાં કોઠીઓ હતી. ને કોઠીઓની વચમાં એક શરાબનું પીઠું હતું.

મજૂરી કરતા મજૂરો માટે રહેવાનાં ઘરો એ જરૂરત મનાતી નથી. ચોખ્ખા અનાજની દુકાનોની પણ જરૂરત મનાતી નથી. શાળા કે ઇસ્પિતાલ પણ જરૂરત મનાતાં નથી. ચોખ્ખા દૂધનો પ્રબંધ પણ જરૂરનો મનાતો નથી. પણ શરાબનું પીઠું તો જરૂરત મનાઈ છે. જ્યાં થોડા ઘણા પણ મજૂરોનું જૂથ કામ કરે છે, ત્યાં શરાબનું પીઠું તો હોવું જ જોઈએ. એ અનિવાર્ય મનાયું છે. એ મુજબ આવા જંગલની વચમાં પણ એક પીઠું હતું! પીઠાનું મકાન ઘણું ખરૂં કોઈ હડહડતા શરાબ વિરોધી એવા અગ્રગણ્ય શહેરીનું જ હોય છે. અહીં એ મકાન સોજપાળ શેઠનું પોતાનું હતું.

એ પીઠું ચલાવતો હતો એક પારસી! એ પણ દારૂ પીતો ન હતો! દારૂ પીવાથી ઘરનાં મકાન જાય છે. પાવાથી ઘરનાં મકાન થાય છે. એ સૂત્ર આ પારસી બરાબર સમજતો હતો.

પીઠામાં સાંજ પડે ત્યારે માણસો આવતા હતા. ઘણા તો ઉઘાડે છોગ આવતાં, બહારના ચોકમાં બેસતા. ગાંઠિયા–ભજીયાં ખાતા.

બીડીઓ પીતા, ને ગપાટા મારતા ને ઝઘડી પડતા. થોડાક છાના આવતા. પીઠાની અંદરના ખાસ અલાહેદા ઓરડામાં એકાદ બે જામ પી જતા.

પીઠામાં નથુનો બાપ આવતો જતો. એ લગભગ ત્યાં જ હોય. એને શરાબનું બંધાણુ જબરૂં. હાથે કામ હવે થઈ શકે એવું રહ્યું ન હતું. પૈસા તો એની પાસે હતા નહિ. માગી–ભાખી–કરગરી ગમે તેમ કરીને પણ શરાબ પીવો એ એની રહેણીકરણી થઈ પડી હતી.

આજે તો પીઠામાં એક બે ખાસ મહેમાનો આવ્યા હતા! જંગલમાંથી એ પસાર થતા હતા, ને માર્ગમાં અહીં રોકાયા હતા.

'આ જંગલમાં તમને ઘરાકી તો શું મળે?' એક મહેમાને પીઠાવાળાને કહ્યું.

'પરવરદિગાર નિભાવે છે.'

'એ તો છે જ ને! ત્યારે તો એણે દારૂ બનાવ્યો!' પહેલા મહેમાને ટકોર કરી. જવાબમાં ખાસ મહેમાનો માટે અલાહેદું રાખેલું એવું સ્મિત પીઠા વાળાએ કર્યું. ઘરાકી જેવા નાજુક, અંગત, વેપારી બાબતમાં એ અજાણ્યા સાથે ચર્ચામાં ઉતરવાનું જાણે પસંદ કરતો જ હતો.

'અહીં તે દારૂ કોણ પીતું હશે!' એક મહેમાને જ પોતાનો અભિપ્રાય આપ્યો. બીજા મહેમાને જવાબ દીધો: 'ગામ હોય ત્યાં ઢેડવાડો પણ હોય. જંગલ હોય ત્યાં શિયાળવાં પણ હોય. પીઠાવાળાની આંગળી ઉપર વીંટી છે એ સાચા હીરાની છે એ તો જુઓ!'

પીઠાવાળો હસ્યો: 'તમારી યે વાત સાચી ને આ ભાઈની યે વાત સાવ સાચી છે. તમારે ખરેખરો શરાબી જોવો છે?' પીઠાવાળા પારસીએ વાત ફેરવી.

'શરાબી તો બહુ જોયા છે.'

'પણ ખરેખર. હાડેહાડ શરાબી!'

'બતાવો તો ખબર પડે!'

પીઠાવાળો બારી પાસે ગયો. બારીમાંથી પીઠાના બારણાં આગળ ઉભેલો નથુનો બાપ સાફ દેખાતો હતો.

'અહીં આવ!' પીઠાવાળાએ આંગળીનો ઇસારો કર્યો.

નથુનો બાપ અંદર આવ્યો. એટલે પીઠાવાળાએ કહ્યું: 'તું તારા માથા ઉપર ચાલે તો આ મહેમાનો તને શરાબનો અર્ધો ગ્લાસ આપે!'

મહેમાનોની સંમતિની રાહ જોયા સિવાય જ નથુનો બાપ ઉંધે માથે ચાલવાની કોશિશ કરવા લાગ્યો. એ પછડાયો. એને થોડીક ઇજા પણ થઇ. પણ એના પ્રયાસના વૈચિત્ર્ય ઉપર પ્રેક્ષકો હસવામાં એટલા તો જોરશોરથી રોકાઇ ગયા કે નથુના બાપને શું ઇજા થઇ એ જોવાની કોઇને પરવા નહોતી!

એક મહેમાન નથુના બાપને અર્ધો ગ્લાસ શરાબનો આપવા જતો હતો. એને પીઠાવાળાએ રોકયો.

'ઉંધે માથે ચાલી કયાં શકયો? ચાલ હજી આ ગ્લાસ જોઇતો હોય તો વાંદરાનો નાચ કર.'

અને સાઠ વરસનો ડોસો અરધા ગ્લાસ શરાબને માટે વાંદરાના ચાળા પાડવા લાગ્યો.

એ દેખાવ જોઇને બીજાઓ તો હસી પડ્યા, પણ નવા આવેલા મહેમાનોને તો તેથી ત્રાસ ઉપજ્યો. પીઠાવાળો હજી કાંઇ નવા ચેનચાળા સૂચવવા જતો હતો ત્યાં એક મહેમાને કહ્યું: 'બસ! બસ! શરાબ પીવાની આદત પડ્યા પછી માણસની માણસાઇનું કેટલું પતન થાય છે એ જોયા પછી પણ અમે દારૂ પીતાં ને તમે

દારૂ વેચતાં લાજતા નથી : એટલે મને તો આપણે આ કમબખ્ત ડોસાથી પણ બદતર દેખાઇએ છીએ. એને અરધો નહિ પણ આખો ગ્લાસ આપી દ્યો.'

પીઠાવાળાને મહેમાનોને રાજી કરવાની પોતાની મહેનત ફોક ગયેલી દેખાઈ. મહેમાનો એને અનડા લાગ્યા. પોતાની પણ નાલેશી થઈ લાગી. એ તમામ ચીડ એણે નથુના બાપ ઉપર કાઢી.

'લે. બહાર જઇને ઢીંચ!'

કોઇનેય ખબર ન પડે એવી રીતે વીનુ પીઠામાં આવી ઉભો હતો. એણે નથુના બાપને એના ચેનચાળામાં જોયો! એને હસવું આવ્યું. ત્રાસ થયો. તિરસ્કાર પણ થયો. પોતે આવા માણસ માટે અહીં આવ્યો હતો!

'ઉભો રહે!' નથુના બાપનો વીનુએ હાથ પકડ્યો: 'તું...તું... મારા બાપ વિષે બોલતો હતો કે?'

'તું કોણ છે? મેં તો કોઈનાયે બાપ વિષે કાંઈ કહ્યું નથી. ગરીબ માણસને નકામો ગળે શાને પડે છે?'

'હું વીનુ! નિશાળની શિક્ષિકાનો પુત્ર! અને ખુદ તારો દીકરો નથુ મને કહેતો હતો.'

દારૂનો ગ્લાસ નીચે મૂકીને નથુનો બાપ ધીમે પગલે વીનુ પાસે ગયો. એની આંખનો કોડી જેવો રંગ પલટાતાં પલટાતાં લીલા કાચ જેવો બન્યો: 'તું નિશાળની મહેતીજીનો દીકરો! તેં જ આજે મારા છોકરાને માર્યો હતો ને? રંડીપૂતર શાહજાદાની જેમ આટલી આથામાં રાઇ લઇને ફરે છે તે તારે છે શું?'

વીનુ હોઠ પીસીને બોલ્યો: 'મારે જોઈએ છે એક વાત કે જો તું કદીયે મારી મા માટે બોલ્યો હો તો જૂઠું બોલ્યો છે, એમ તને કહેવું.'

'જૂઠું! હું શા માટે જૂઠું બોલું?'

'તારે સાચું બોલવાનું કાંઈ કારણ છે?'

નથુનો બાપ હસ્યો. ત્રાસ ઉપજાવે એવા એના હાસ્યના પડઘા શમ્યા પછી એ બોલ્યો: ને એ બોલ્યો ત્યારે એનો અવાજ સાપ જેવો સૂસવતો હતો! 'અને તારી માને સાચું બોલવાનું કાંઈ કારણ છે?' નથુ પીઠાના લોક તરફ ફરીને બધાને સવાલ પૂછી રહ્યો: 'સાચું કહેજો ભાઈઓ! બાળવિધવાને એના છોકરાના બાપ વિષે કાંઈ સાચું કહેવાનું કારણ છે?'

જવાબમાં બધાના ચહેરા ઉપર આછું સ્મિત પથરાયું. એ જોઈને વીનુનું ક્યારનુંયે ઉકળેલું માથું ભમી ગયું: 'કમબખ્ત!' વીનુએ નથુના બાપનો ગ્લાસ લઈને એના અંગ ઉપર એનો છૂટો ઘા કર્યો. બધા તમાસો જોવા ઊભા થઈ ગયા.

નથુનો બાપ તો વીનુના આક્રમણને સ્તબ્ધ ત્રાસથી જોઈ રહ્યો: 'એણે મારો ગ્લાસ ઢોળી નાંખ્યો! મને પીવા ન દીધો. ઢોળી નાંખ્યો.'

અને ટળવળી રહેલા વ્યસનીનો ખૂની કિન્નો એની આંખમાં આવ્યો: 'ઉભો રહે! તને બતાવું છું. હરામજાદા!'

નથુનો બાપ ઝનૂનથી દોડચો. એને દોડતો આવતો જોઈ ને વીનુએ આંધળા રોષથી એના મોઢા ઉપર મૂકો માર્યો. એની દોડ થંભી ગઈ.

અને પછી માથું જરા ધૂણાવતો, ભયાનક અને ખૂની ચહેરા સાથે હત્યારાના સ્મિતને હોઠ ઉપર ચોડીને નથુનો બાપ ધીમે પગલે વીનુ તરફ આગળ વધ્યો. જોનાર બધાને લાગ્યું કે હવે નક્કી કાંઈ ભયાનક બનાવ બનશે, પણ આખોયે કજિયો એટલી તો ઝડપથી

છેલ્લે પાટલે પહોંચી ગયો હતો કે સહુના પગ કિંકર્તવ્યમૂઢતાથી જમીન સાથે જાણે જડાઈ ગયા.

નજીક...અને વધારે નજીક...હજી નજીક...દશ પગલાં...પાંચ પગલાં નથુનો બાપ વીનુ તરફ આગળ વધ્યો. નથુના બાપના ફાટી ગયેલા દિદારથી વીનુ જાણે મૂઢ ને મૂક જેવો બન્યો. હારેલો શિકાર શિકારીના આખરી તીરની રાહ જુએ એમ વીનુ નથુના બાપને જોઈ રહ્યો.

'તમે...તમે...' વીનુની જીભ જાણે તાળવે ચોટી ગઈ. જવાબમાં નથુનો બાપ માત્ર હસ્યો. પણ કેવું એ બિભીષણ હાસ્ય!

નજીક...વધારે નજીક...તદ્દન સામે નથુનો બાપ આવ્યો. કોઈ શિકારી પંખીના પગના આંગળા જેવા એના હાથો વીનુની ગરદન આસપાસ વિંટાયા. પોતે જમવેલું તોફાન ધાર્યા કરતાં ઘણું વધારે પડતું નીકળ્યું હોય એવો ભય વીનુના ચહેરા ઉપર ચિતરાયો.

'તેં મને જૂઠો કહ્યો એનું મને દુઃખ નથી. તેં મને નાલાયક ગણાવ્યો એનું પણ મને કાંઈ નથી. પણ તેં મારો શરાબનો જામ ઢોળી નાંખ્યો. શરાબનાં એક એક ટીપાં બદલ તારા લોહીનું એક એક ટપકું હું ચૂસીશ, ત્યારે જ મને ટાઢક વળશે.'

કોઈ જોરાવર હાથનો તમાચો નથુના બાપને પડ્યો! એના કાનમાં એ તમાચાનો ઘેરો ગણગણાટ થઈ રહ્યો.

'ખબરદાર!' 'આગેસે લાલ ઓર પીછું સે વાત'ના ન્યાય મુજબ નથુના બાપને ભોંય ભેગો કરનાર તમાચાવાળાને જોવાને બધાએ આંખ માંડી.

એવી રીતે આવનાર વનમાળી હતો!

વનમાળીએ નથુના બાપનો કાન પકડ્યો. નથુનો બાપ અર્ધો

કરગરતા ને અરધા ચીસ ભર્યા અવાજે બોલ્યો : 'તમે કોણ છો? મારો કાન મૂકી દો. કાન તૂટી જશે!'

'કાન તૂટવાનો જ છે. ને હું કોણ છું? હું નિશાળનો નોકર છું ને તારી વાત સાંભળી ત્યારથી તારી શોધમાં છું. હવે કહેતો હતો એ મને કહે.'

'તારે ક્યાં બાપની જરૂર છે તે તને કહું? તારે બાપ થવું હોય તો આ રહ્યો છોકરો, ને એને ઘેર એની મા છે! હું દેખું એવું કહું છું તેમાં તને શું દાઝે છે? તું એનો બાપ છે?'

સાંભળનારાના ચહેરા ઉપર રમૂજનું હાસ્ય છવાવા માંડ્યું – પણ પૂરું ન છવાયું. નથુના બાપના ચાર દાંત એક સખત તમાચાથી બહાર નીકળી પડ્યા હતા. નથુનો બાપ લોહી ઓકતો હતો.

પોતાનું લોહી વહેતું જોઈને નથુનો બાપ ભયભીત તાજુબીથી ચીસ પાડી ઊઠ્યોઃ 'જુઓ ભાઈઓ! સાક્ષી રહેજો હો! આણે મને માર્યો છે. હું હમણાં જ થાણે જઉં છું.'

વનમાલીએ હોઠ પીસીને કહ્યુંઃ 'થાણે? તું જઈશ? તું ક્યાં જવાનો છે એ તું જાણે છે?'

'થાણે! હમણાં જ!'

'હમણાં જ જઈશ. પણ થાણે નહિ, મસાણે!'

અને બીજા તમાચાથી નથુનો બાપ પોતાનું સમતોલપણું ગુમાવીને એક મેજ સાથે અથડાઈને નીચે પડ્યો.

'ઉઠ! કુત્તા!' વનમાલીએ નથુના બાપની પાછળ તરાપ મારીને એનો કાન પકડ્યો!

'મને મારી નાંખશે! જરૂર મને એ મારી નાંખશે! એની આંખમાં હું ખૂન જોઉં છું.' નથુનો બાપ ચીસ પાડી પોકારી ઉઠ્યો. એ ચીસની ભીતરમાં રહેલા ભયે બધા થરથરી ઉઠ્યા.

મારું તો જે થવાનું હોય તે થાય. તારું તો ખૂન થવાનું છે આજ! શરમ નથી આવતી એક બાઈની ઈજ્જત ઉપર હાથ નાંખતાં? શરમ નથી આવતી એક કુટુંબને ભાંગતાં? બોલ! શું બગાડ્યું છે એ બાઈએ કે તું દારૂડિયો ઉઠીને દારૂના પ્યાલા ઉપર એની ગમે તેવી વાતો કરવા લાગ્યો!'

'નહિ કરૂં. હવે કોઈ દિવસ નહિ કરૂં.'

'પણ કરે કેમ? ઉઠ!'

નથુનો બાપ આનાકાનીથી ઉઠ્યો અને ઉઠતાં વેંત ફરીને ભોંય ઉપર પડ્યો—વનમાલીના મુક્કાથી.

દારૂના પીઠામાં કોલાહલ થાય એમાં નો કોઈને અચરજ ન થાય, પણ આ કોલાહલ કાંઈક જબરી લડાઈનો હોવાનું માનીને બહાર રસ્તા ઉપરથી પસાર થતા સોજપાળ શેઠ અંદર આવ્યા.

અને એમણે એક માણસને બીજા માણસની છાતી ઉપર ચઢીને એને મારતાં જોયો.

એમણે પ્રેક્ષકોને સ્તબ્ધ અને ત્રસ્ત બનેલા જોયા. સોજપાળ શેઠે વનમાલીને પારખ્યો.

'વનમાલી!' સોજપાળ શેઠ તાજૂબ બન્યા. વનમાલી શરાબના પીઠામાં ને એક નામીચા શરાબી સાથે મારામારી કરે! અને વીનુ અહીં શું કરે છે? આવડો છોકરો આ સમયે આવી જગ્યાએ?

'વનમાલી!' શેઠના અવાજમાં રોષ હતો. અચરજ હતું. કૌતુક હતું: 'વનમાલી!'

સોજપાળ શેઠને જોઈને વનમાલી દેખાઈ આવે એવી આનાકાનીથી નથુના બાપની છાતી ઉપરથી ઉભો થયો.

વનમાલી જેના અવાજ માત્રથી–જેની હાજરી માત્રથી દબાય છે એ જોઇને શંકરની ડોકે બેઠેલા નાગમાં જેમ અસ્પૃશ્યતાની હામ આવે એમ નથુના બાપમાં–જીવમાં જીવ આવ્યો.

'એ મારૂં ખૂન કરવા આવ્યો છે! સારું થયું તમે શેઠ સમય સર આવી પહોંચ્યા. નહિતર એ મારો જાન લીધે છૂટકો કરત.'

'હજીયે શેઠને જવા દે.' વનમાલીએ રોષીલી આંખે કહ્યું.

'અરે શેઠના જવાની રાહ જૂએ એવો મૂર્ખ કોણ હોય? હું તો આ ચાલ્યો–થાણે!'

નથુનો બાપ લથડિયાં ખાતો રવાના થવા માંડ્યો: 'સાલે! મારો શરાબનો જામ પણ ઢોળી નાંખ્યો!' પોતાને કોઈ શરાબનો જામ પીવરાવવાની માંગણી કરે એ આશાએ નથુએ ચારે તરફ નજર કરી.

વનમાલી નથુના બાપની પાછળ પાછળ જતો હતો. એને શેઠે રોક્યો: 'પણ વાત શી છે વનમાલી?'

'આ દુષ્ટ નરાધમની વાહિયાત વાતો ઉપર મને કાળ ચડ્યો.'

નથુના બાપને લાગ્યું કે સોજપાળ શેઠની હાજરીમાં એ સ્વતંત્ર અભિપ્રાય જાહેર કરી શકે ખરો.

'ખોટી તો તું કહે છે ત્યારે ને? બાકી તો આખો મુલક જાણે છે! પૂછ આમાંથી કોઇને!'

વનમાલીએ ચોપાસ નજર ફેરવી. જેની જેની સામે એની આંખ ક્ષણ પણ ઠરી એણે સહેજ માથું નમાવીને નથુના બાપના સૂર સાથે સૂર મિલાવ્યો. વનમાલીના હાથ ચેતનહીન જેવા બનીને નીચે પડ્યા!

એ જોઈને નથુનો બાપ ખડખડાટ હસ્યો:' 'મારને તાકાત હોય તો એ બધાને તે ખરી વાતની ખબર પડે!'

'પણ છે શું?'

'એ તો વીનુ કહે કે મારો બાપ કોણ? મેં કહ્યું પૂછને તારા ચતુરભાઈ માસ્તરને! એટલામાં વનમાલી ખિજાયો!'

'ચૂપ! ચૂપ!' વનમાલીના અવાજમાં રહેલી પાકી કરડાકીએ નથુના બાપના પગલાં થોડાં પાછાં પડયાં.

સોજપાળ શેઠને પાણીના વહેણ વધારે ઉંડા વહેતાં લાગ્યાં: 'ચાલો તમે બે જણ મારા મુકામ ઉપર ચાલો! અરે કમાલ! તું ચાર સારાં માણસો પસંદ કરીને એની સાથે આ છોકરાને એને ઘેર મોકલી દે!'

# પ્રકરણ બાવીસમું

## શરાબની ફિલસૂફી

સોજપાળ શેઠના મકાનના દીવાનખાનામાં સોજપાળ શેઠ પોતે એક મુલાયમ ખુરશી ઉપર બેઠા. સામે કોચ ઉપર એમણે વનમાલી અને નથુના બાપને બેસાર્યા. પછી સોજપાળ શેઠે નિરાંતથી એક પાન બનાવ્યું. નિરાંતથી સોપારી કાતરી. અને બહુ કાળજીપૂર્વક મોઢામાં પાનની પટ્ટી ગોઠવ્યા પછી એમણે વનમાલીને સવાલ પૂછ્યો:

'તમે તો જાણો છો કે: આવી જાતની મારામારી કરવી કે કોઈનેય કોઈનાયે નામે ધમકી આપવી એ તમારી તબિયતને માટે સારું નથી. આવડી ઉમરે હવે જેલમાં જશો તો પાછા બહાર નીકળશો નહિ. તમે કેમ પીઠામાં ધાંધલ કર્યું? આજે જ ગયા હતા કે રોજ જાઓ છો?'

'આજ સિવાય હું કદી પીઠામાં ગયો નથી.'

સોજપાળ શેઠે નથુના બાપને પૂછ્યું:

'આને તેં કદીયે પીઠામાં જોયો હતો?'

નથુનો બાપ તો એકાદ સવાલની રાહ જ જોતો હતો. એ ફરિયાદીની સ્થિતિમાં હતો, અને એણે ઘણી ફરિયાદ કરવાનીયે હતી.

'મેં આજ પહેલાં એને કદી યે જોયે હોય તો મને ભગવાનના કસમ છે. હું એને ઓળખતો નથી. મેં એને પીઠામાં તો શું પણ ક્યાંય જોયો નથી. એ કોણ છે એ હું જાણતો નથી. હું એની સાથે એક શબ્દ પણ કદી બોલ્યો નથી, છતાં બસ પીઠામાં આવીને મને મારવા જ માંડ્યો – જાણે કોઇક ગાંડો આવ્યો! એ તમાચા માર્યા. મારા દાંત પાડી નાંખ્યા. ને છાતી ઉપર ચડીને હાડકાં ભાંગી નાંખ્યાં. કાંઇ કારણ વગર મારે પંદર દિવસનો ખાટલો થશે.'

'તું પંદર દિવસ ઘરમાં રહે તો તેઃ એમાં બધાને ફાયદો છે, ને ખોટ કોઇને ય નથી. પણ તું તો કાલે જ પાછો એના એ શરાબખાનામાં ટળવળવાનો છે. તને વનમાલીએ શું અમસ્થો જ માર્યો? તેં શું કાંઈ નહોતું કર્યું?'

'ના. પૂછો એને!'

શેઠે વનમાલી સામે જોઇને મૂક પ્રશ્ન પૂછ્યો. વનમાલીએ જવાબ આપ્યો: 'એ મહેતાજીના વીનુને મારતો હતો.'

'વીનુએ મારો દારૂ ઢોળી નાંખ્યો. મને ગાળ દીધી. મારા છોકરાને એ રોજ સતાવે છે. ને મારી સાથે પણ લડવા આવ્યો હતો.'

'વીનુ જેવો છોકરો પીઠામાં ગયો કેમ?'

'એમાં જ તો આ ભાઇસાહેબનો મિજાજ બરખેલાફ થયો હતો ને! એને જ પૂછો શેઠ કે એ ગોઠણ જેવડો છોકરો દારૂખાનામાં આવ્યો હતો શું કામ?'

વનમાલીએ જવાબ ન આપ્યો. પરંતુ આંખોની અગ્નિથી જો કોઈ માણસ ખાક થતો હોત તો નથુનો બાપ ત્યાં ને ત્યાં ભસ્મીભૂત થવો જોઈતો હતો.

'એ આંખો હવે મને નહિ ડરાવે! નથુનો બાપ સાફ તિર-

સ્કારથી હસ્યો : ‘ એ નહિ કહે. હું કહું. શેઠ જાણે વાત એમ છે કે મારો છોકરો નિશાળમાં ભણે છે. એને રોજ વીનુ સતાવે કે : ‘ તારો બાપ દારૂડિયો છે, દારૂડિયો છે, દારૂડિયો છે. મને ગાળો દઈને તો એ છોકરાએ મારા છોકરાનું માથું કાણું કરી નાંખ્યું ! હું દારૂડિયો હોઉં કે જેવો હોઉં તેવો. એમાં એના બાપનું શું લૂંટાતું હતું ? પણ એ છોકરો જ ચિબાવલો તે રોજ મારા છોકરાને ખીજવે. રોવરાવે. તે એક દિવસ એ છોકરો ઘેર આવીને ખૂબ રોયો. ત્યારે મેં એને કહ્યું : ‘ એ છોકરો તને પજવતો હોય ને ‘ રંડીપૂત્ર શાહજાદા ’ ના તોરથી ફરતો હોય તો તું એને કહેજે ને કે : ‘ મારે તો દારૂડિયો પણ બાપ છે. પણ તારો બાપ કોણ છે એ તો બતાવને જરા.’ આ મારા છોકરાએ આજે આમ કહ્યું હશે. એમાં એ છોકરાને ચટકું ચડયું તે મારી સાથે બાઝવા આવ્યો ને પાછળ આ ડોસો આવ્યો ! ’

નથુનો બાપ બોલતો બંધ થયો. કેમ કે એને આટલું બોલતાં તો ભારે હાંફ ચડી હતી. હાંફ ચડી ન હોત તો એ હજી ઘણું વધારે બોલત એમ એનો ચહેરો કહેતો હતો. બોલીને એણે વિજયી ભભ- કાથી વનમાલી સામે જોયું : ‘ ખોટું હોય તો પાછું આપજે. ’

‘ તે આ દારૂની ધૂનમાં એલફેલ બોલી ગયો એમાં તું વનમાલી એની સાથે ઝઘડવાને ઊભો થયો ! નથુના બાપને તો ઠપકો આપવા જેવું શું છે ? તને......’

‘ ના શેઠ ! ’ નથુનો બાપ વચમાં બોલી ઊઠયો ‘ મને ઠપકો આપવા જેવું હોય તો બેલાશક કહેજો.’ એના અવાજનો રણકાર એવો હતો કે એને પોતાને પાકી ખાતરી હતી કે પોતાને ઠપકો આપવા જેવું કાંઈ નથી.

‘ તને ઠપકો આપવા જેવું શું છે ? એનો અર્થ એ નહિ કે

તને ઠપકો આપવા જેવું કાંઈ નથી. માત્ર તને ઠપકો આપવાથી ફાયદો શું?'

'પણ આમાં મારો વાંક કાંઈ?'

'તારો વાંક મોટો!' સોજપાળ શેઠે કહ્યું: 'તું જો મારી વાત સાંભળવાની હાલતમાં હો તો હું તને કહું કે તારો વાંક ઘણો મોટો. કેમકે તું દારૂડિયો છે!'

'આજનો કાંઈ થોડો છું?'

'એ જ તારો વાંક કે તું કાંઈ આજકાલનો નવો દારૂડિયો નથી. જૂનો જોગી છો. તને કહેવાથી ફાયદો શો? પણ તો ય તને કહું. તું શરાબી છો, અને તારી આજની દશા પણ એને આભારી છે. તું જો શરાબી ન હોત તો નાના છોકરાને કાંઈ ચીડવત નહિ. તારા છોકરા ઉપર આવા સંસ્કાર પડત નહિ. એમનામાં સારા સંસ્કાર પડત. ને એમણે ભવિષ્યમાં કાંઈ પણ નામ કાઢવાનો અવસર મળત! પણ હવે તારી આબરૂ – તારી ગેર આબરૂ તારા છોકરાને જીંદગીભર સતાવ્યા કરશે! કોઈ તારા છોકરાનો કદી વિશ્વાસ નહિ કરે. આ દુનિયામાં અફર કાયદો છે કે બાપનાં પાપનું પ્રાયશ્ચિત છોકરો જ કરે – શરાબ પીવાથી શું નુકશાન છે એ જોવું હોય તો તારા આજના દિદાર જો. ને પચીસ વરસ પહેલાની તારી પાસે તારી છબી હોય તો એને સરખાવી જોજે. દારૂ પીવાથી માણસ તોફાન કરે છે, નશામાં એ ચકચૂર રહે છે, એને રાત દિવસનું ભાન નથી રહેતું. આટલું થાય છે – ને એ પણ થોડું નથી થતું, તો પણ એટલા પૂરતો જ દારૂ સામે વાંધો નથી. પણ શરાબની ટેવ જે અનિષ્ટ સંસ્કાર આપે છે એની સામે વાંધો છે. જેમ જેમ તમે શરાબ પીતા જાઓ છો, એમ એમ તમારૂં માનસ વિકૃત થતું જાય છે. પહેલાં તબિયતને માટે શરાબ રાખતા હશો – હવે શરાબને માટે તબિયત

રાખો છો. જેમ જેમ એ ટેવ આગળ વધતી જાય છે તેમ તેમ તમારા સંસ્કાર એક પછી એક મૂંઢાતા જાય છે. શરાબ આ પ્રકારનો માનસિક અધઃપાત કરે. તમે જેવા કાલે હતા એવા આજે ન રહો. જેવા આજે છો એવા કાલે ન રહો. દિવસે દિવસે તમારા સંસ્કાર ઘસાતા જાય. તમારી શકિત ઘસાતી જાય. તમારી હરકોઈ વસ્તુની કદર બૂઝાવાની શકિત ઓછી થતી જાય. વાસનાને કાબૂમાં રાખવા માટે જે સંયમ તમારામાં હોય – સંસ્કારે, વિદ્યાએ, ખાનદાનીએ કુટુંબ ભાવનાએ તમને આપ્યો હોય એ હરરોજ ઘસાતો જાય. પરિણામે શરીર તમારા કાબૂમાં રહેવાને બદલે તમે શરીરના કાબૂમાં જાઓ. તમે કુટુંબના ન રહો, બાળકોના ન રહો – કેવળ શરાબના બનીને રહો. મોટા વેદ લખનારા ઋષિ મુનિઓ દારૂ પીતા હતા તો આખરે લોટ માગતા બની ગયા. પણ...આ બધું તમને કહેવાથી લાભ શું ?'

વનમાલી ને નથુનો બાપ બેય મૂંગામૂંગા સાંભળી રહ્યા: નથુનો બાપ તો કશું જ સમજવાની અશક્તિએ અને વનમાલી આટલું બલ્કે આનાથી ઘણું વધારે ઘણું મોડું સમજવાના પરિતાપે.

' પણ વનમાલીએ તમને માર્યા એ એની ભૂલ. બાકી તમારી ભૂલ પણ તમને આજ નહિ સમજાય, ભવિષ્યમાં પણ કોઈક દિવસ સમજાય તો તમારા સદ્ભાગ્ય ! તમારા દીકરાને કોઈક તમારી શરાબી આદતને કારણે પજવતું હોય તો દીકરાને નિર્ભય કરવાનો ખરો ને સાચો – બાપને છાજે તેવો માર્ગ તો હતો તમારે શરાબ છોડી દેવાનો. એને બદલે ક્ષણિક રોષના આવેશમાં તમે એ છોકરાના જીવનની બરબાદીનો રસ્તો આંક્યો ! એક ખમીરવંતી બાઇની સામે તમે વિના કારણ ને વિના પુરાવે આક્ષેપ મૂક્યો. એ બાઈ વિધવા હોય તો શું એ એનો દોષ છે ? ને વિધવાને શું બાળકો ન હોય ? એ બાળકોનો બાપ કોણ છે એની શંકા ઉઠાવવાનો અધિકાર હોય તો મારો છે.

કેમકે મારી જવાબદારીએ હું સો છોકરાંની કેળવણી એના હાથમાં મૂકું છું. તમને શું અધિકાર? કોઈનું યે ખાનગી જીવન જ્યાં સુધી એના જાહેર જીવનની વચમાં ન આવતું હોય ત્યાં સુધી ખાનગી જીવનમાં નજર સરખી યે કરવી એ કેવળ દુરાશય છે. મેં પોતે એ બાઈને હજી પૂછ્યું નથી કે એનાં બાળકોનો બાપ કોણ છે? બાઈ પોતાને વિધવા ઓળખાવે છે એ બસ નથી? પણ તમે એક તદ્દન નકામો સવાલ ઉઠાવીને એ બાઈના છોકરાની જીંદગીમાં ઝેર રેડ્યું! તમે શરાબના પીનારા ને શરાબમાં રાચનારા, માણસને શું ઓળખો? માણસને ઓળખવા માટે પણ માણસાઈ જોઈએ. તમને ચતુરભાઈની કીંમત શી હોય? તમને એ બહાદર બાઈની કીંમત કે કદર પણ શું હોય? આવતે ભવે એવી બાઈને પેટ અવતાર મળે એમ હું તો ઇચ્છું. એ બાઈ આજ વગર ધણીએ કાંડા કાપીને છોકરાં મોટાં કરે છે. એ બાઈની ઉપર આળ ચડાવીને તમે એ છોકરાને જે માતાના પગ ધોઈને પૂજવા જોઈએ એવી માતા તરફ બેદિલ બનાવ્યો. બીજી જીંદગી બરબાદ કરી તમારા પોતાના છોકરાની તમે. એને તમે સમજાવી દીધું કે દુનિયામાં આપણી ભૂલ સુધારવાને બદલે આપણી માનેલી સામાની ભૂલ જોઈને, આપણી ભૂલના બચાવ તરીકે આગળ ધરવામાં જરાયે અજુગતું નથી. એને તમે સમજાવી દીધું કે બીજો માણસ ચોરી કરે તો આપણે ચોરી કરવામાં લાંછન નથી. બીજો માણસ ખરાબ હોય તો આપણે ખરાબ થવામાં જોખમ નથી. બીજો માણસ ખૂન કરે તો આપણે ખૂન કરવામાં કશું ગેરવાજબી નથી.'

'મેં એવું ક્યાં કહ્યું છે? મેં તો એને માત્ર એટલું કહ્યું કે...'

'તમે શું કહ્યું એ હું જાણું છું. પણ તમે પોતે સમજતા નથી. હવે તમે જાઓ. તમારે ફરિયાદ કરવી હોય તો કરજો. પણ યાદ રાખજો કે તમે હવેથી અમારી વચમાં ભીખ માગીને પણ રહી શકવાના નથી.'

'અરે શેઠ!' નથુનો બાપ ચમક્યો. સોજપાળ શેઠ જો ધારે તો એને અહીં રહેવું સદંતર અશક્ય બનાવી શકે: 'અમ જેવા ગરીબ ઉપર તો આપે દયા રાખવી જોઈએ. અમારા પેટ ઉપર પાટુ મારવાથી તમ જેવા શેઠ માણુસને શું હાંસલ?'

'તમારા પેટ ઉપર પગ નહિ મૂકું. પણ તમારી શરાબની બોટલ તો ફોડયે જ છૂટકો. તમારા પેટ ઉપર હું પગ નથી મૂકતો, એ બોટલ મૂકે છે.'

'શેઠ... ..'

'જાઓ!'

નથુનો બાપ ચાલ્યો ગયો. એના ગયા પછી સોજપાળ શેઠ વનમાલીને ઉદ્દેશીને બોલવા લાગ્યા: 'આવી નાજુક બાબત ઉપર પીઠામાં લડાઈ ઝઘડા કરવાથી તો આવી વાત ઉલટાની વધારે ફેલાય છે. આવી વાતોના જાહેર જગામાં કજીયા ટંટા ન હોય. તમે એ દારૂડિયાને ટીપ્યો એ તો ઠીક, પણ ક્યાંય એકાંતમાં ટીપવો હતો ને?'

'મને ગુસ્સો ચડી આવ્યો! આપણી શાળા માટેની આવી વાત મારાથી સહન ના થઈ.'

'અમે કેમ સહન નકરતા હશું? બાકી તો તમે ઊસ્કેરાયા જ સાવ નકામા:'

'નકામા કેમ?'

'અહીં તો લગભગ બધાં જ મનમાં સમજે છે. બૈરાં સુદ્ધાં. બાર બાર વર્ષ સુધી એકાંતમાં પડોશમાં રહેવું એનું પરિણામ એકજ આવે એમ તો હું નથી કહેતો, પણ આવ્યું હોય તો નવાઈ પણ ન કહેવાય. શહેરમાં જે વાત ન સમજાય એ અહીં જંગલમાં સહજ સમજાય છે. માણુસનો સ્વભાવ છે ઓથ શોધવાનો. દરેક માણુસ ગમે તેટલો

બહાદુર હોય તો યે એકાદ વાતમાં તો પરવશ જ હોય છે. ને મનુષ્ય સ્વભાવ ઉપર તમે જેટલો અંકૂશ મૂકો એટલું પાપ થાય. મને તો એ બે માટે એટલું બધું માન છે ને બીજા બધાને એમને માટે એટલો તો સદ્‌ભાવ છે કે એ બન્ને જો આજ પણ નવા જમાનાને અપનાવીને પુનઃર્લગ્ન કરે તો અહીંયા પુરુષ ને સ્ત્રી સમેત તમામ પુનઃર્લગ્નના સિદ્ધાન્તને અપનાવતો હોય યા નહિ પણ આ પુનઃર્લગ્નને તો જરૂર કબૂલ રાખે, ને એના ઉપર શુભેચ્છા પણ બતાવે.'

ક્ષણ ભર સોજપાળ શેઠ ચૂપ રહ્યા.

'કરે તો કાંઈ ખાટું નથી. નિવેદિતા બહેનની ઉમર હશે ત્રીસ બત્રીસ વર્ષની, ને ચતુરભાઈની ઉમર હશે, ચાલીસ વર્ષની. બેમાંથી એકેય હજી પરણવાની વય બહાર નથી ગયાં. આ લગ્ન થાય તો ખરેખર એક સરસ યુગલ બને. શ્રદ્ધા અને આત્મશ્રદ્ધાનું, લાયકાત અને હીંમતનું યુગલ બને. તમે ત્યાં કાયમ રહો છો. તમને કાંઈ આવાં ચિન્હ દેખાય છે?'

વનમાલી ચૂપ રહ્યો!

'દેખાય તો મને જરૂર વધાઈ આપજો!'

'બે વચ્ચે વાતો તો થાય છે ખરી.'

'વાતો થાય છે? મારા સમ?'

'હા! પણ આપને આમાં આટલો રસ કેમ?'

'નિવેદિતાની આત્મશ્રદ્ધા ને ચતુરભાઈની વ્યવહાર કુશળતા માટે મને પૂરેપૂરું માન છે. હું તો છેલ્લા દશ વર્ષથી આ યુગલને કલ્પી રહ્યો છું. તમે કહો છો કે બે વચ્ચે વાત થાય છે! વાત પાકે એમ લાગે છે?'

'પાકે પણ ખરી.'

'તમારા સમાચારની ખુશાલીમાં હું તમને અત્યારે તો ચાહ પાઉં. ને કાલે ચતુરભાઈને ત્યાં જઈને પીશુ.'

'આ વાત હજી ખાનગી ગણવી જોઈએ. જણાવવા જેવી હશે ત્યારે એમાંથી કાઈ પણ આપણને જણાવ્યા સિવાય તો નહિ જ રહે ને?'

'એક વાર ખાનગી તો સત્તર વાર ખાનગી. પછી કેમ? હું જાણે જાણતા જ નથી એમ રહીશ પછી? તમે બેસજો. હું હમણાં આવું છું.'

સોજપાળ શેઠ અંદર ગયા. વનમાલી પોતાની મનોદશા અત્યારે આંકી ન શકયો. એનું ચિત્ત, મન જ જાણે સાવ ઉજ્જડ થઈ ગયાં હતાં!

એની નજર ખુરશી પાસે પડેલાં છાપાં ઉપર પડી. મનને બીજે પરોવવાને માટે એણે છાપું હાથમાં લીધું.

ને એની નજર એક અંગત જાહેરખબર ઉપર પડીઃ

'**શ્રી સોહનલાલ!** તમારા શુભેચ્છક તમને મળવા માગે છે! તમે જો હયાત હો તો મળવાનું ન ભૂલશો! પંદર વર્ષ પહેલાં એક રાત્રે અચાનક થયેલી પહેલી મુલાકાતનું સદા સ્નેહ ભર્યું સંસ્મરણ જેના મનમાંથી નથી ગયું, તે તમારોઃ

હિતચિન્તક

C/o **સોલિસિટર શંકરલાલ મહેતાઃ**

હોર્નબી રોડ : મુંબઈ.

વનમાલી આ જાહેરખબર સામે જોઈ રહ્યો હતો ત્યાં સોજપાળ શેઠ આવ્યા. વનમાલીના હાથમાં છાપું જોઈને એમણે કહ્યું: 'તમને છાપાં વાંચવાનો શોખ છે? નવું છાપું આપું? આ તો મહિના બે મહિના પહેલાનું જૂનું છે. છાપાવાળા વી. પી. કરે છે તે જૂના છાપાની નકલનું વી. પી. કરે. તે આ છાપાનું આજ વી. પી. આવ્યું હતું.'

'મને ખાસ વાંચવાનો શોખ નથી. આતો આપની રાહ જોતો હતો ત્યાં છાપું જોઈને ઉપાડ્યું!'

'ભલે ઉપાડ્યું! લ્યો ચાહ આવી ગઈ. તમારી સારી ખબરના બદલામાં ગળ્યું મો કરો. એ ખબર સાચી નીકળે ત્યારે વળી બીજી વાર ગળ્યું મોં કરશું.'

વનમાળીનું ચિત્ત શેઠની વાત ઉપર ન હતું! સોહનલાલની શોધ થતી હતી તે તરફ હતું: શા માટે? એનું ભલું કરવા માટે? ભૂરૂં કરવા માટે? પંદર વર્ષ ઉપરની એક રાત્રિની આકસ્મિક મુલાકાત!

ચાહ પીતાં પીતાં વનમાલીએ માગણી કરી: 'શેઠ મારે દશેક દિવસની રજા જોઈએ છે!'

'તમારે? કેમ?'

'મારે ઘેર ખાનગી કામે જવું છે. જતાં ચાર પાંચ દિવસ થશે. આવતાં ચાર પાંચ દિવસ થાય. એકાદ દિવસ વતનમાં ગાળીશ.'

'ભલે, જાઓ! જરા ચતુરભાઇને કાને વાત નાંખી દેજો. દશ દિવસની વાત છે ને?'

'જી. હા. આપ મંજૂર કરો તો!'

'મેં તો મંજૂર કરી. ચતુરભાઈની સંમતિ લઈ લેજો.

## પ્રકરણ ત્રેવીસમું

### રંગતરંગ

સોજપાળ શેઠ પાસેથી રજા લઈને વનમાલી નીકળ્યો ત્યારે એનું ચિત્ત સદંતર ઉજ્જડ હતું. ચિત્તમાં થયેલા એકાદ ઝબકારાએ પ્રેરાઈને એણે રજા લીધી હતી.

ધીમે ધીમે એના મૂઢ મારથી મૂર્છિત થયેલા ચિત્તમાં વિચારો આવતા ગયા.

સોહનલાલની કોઈક તપાસ કરી રહ્યું છે! કોણ હશે? પંદર વર્ષ પહેલાંની એક રાતની આકસ્મિક મુલાકાતમાં જીવન ભરનું હિત-ચિન્તક કોણ થયું હશે? સોહનલાલ ઘણીયે વાર અજાણ્યા માણસોને અણધારી મદદ કરતા હતા! એમાંથી કોણ હશે?

પંદર વર્ષ પહેલાંની રાત! સોહનલાલ પંદર વર્ષથી તો ગૂમ થયા છે! ગૂમ થતાં થતાંમાં કોનું કાજ સુધારતા ગયા હશે?

આ તપાસ થાય છે શા માટે? એ તપાસની પાછળ સોહનલાલ માટેની શુભ કામના હશે? કે કોઈ મેલી રજવાડી મુત્સદીગીરી હશે! કે કોઈ કોર્ટ કચેરીનું કામ હશે?

આ જાહેર ખબર ઉપરથી પ્રેરાઈને એણે રજા લીધી શા માટે? મનમાં એકાએક તરંગ ઉઠ્યો હતો! એ તરંગની પાછળ સંભાવ્ય પુનઃર્લગ્ન રોકવાનો કોઈ ઉદ્દેશ હતો?

ના! પુનર્લગ્ન એને ગમે છે કે નહિ એ હજીએ નક્કી નથી કરી શકયો! એ પુનર્લગ્નને રોકવાનો તો એ કોઈ પ્રયાસ નહિ કરે જ. જે રાતે એ જેલમાં ગયો હતો એ રાતે જ એ નિવેદિતાની જીંદગીમાંથી સદાકાળને માટે બહાર નીકળી ગયો હતો! અહીંનુ પળપળનું નિવેદિતાનું જીવન, નિવેદિતાને આટલે વરસે ગળે ઉતરેલી પુનર્લગ્નની જરૂરત, આ વાત એટલી તો સ્પષ્ટ રીતે કહેતી હતી, નિવેદિતાનું પોતાનું અંતરંગનું જીવન પણ આ વાત એટલી તો ચાહન રીતે કરતું હતું. બંધ થયેલી કિતાબનાં પાનાં ફરીને નહિ જ ઉખેળવાનો વનમાલીના અંતરમાંથી નિરધાર થયો હતો! લગ્નની જવાબદારી એ અદા કરી શકયો ન હતો. લગ્નના અધિકાર માગવાનો એને કોઈ હક્ક ન હતો! એના પૌરુષયને છાજતો આ નિર્ણય ન હતો. પરંતુ એ નિર્ણય કરી લેવા જેટલી એનામાં માણસાઇ રહી હતી! પંદર વર્ષના એના કિરતાર સાથેના એણે સાધેલા એક રાગે એને જરા પણ દલીલ સિવાય જરા પણ તર્ક સિવાય આ એક માત્ર નિરાધાર તરફ દોર્યો હતો!

પણ એ સોહનલાલનો કરજદાર હતો. સોહનલાલ નું હિત સાધી શકતો હોય તો એ તક એણે આપવી જોઇએ.

નહિ. રજા લેવામાં એણે અજુગતું કશું નહોતું કર્યું.

હવે તે નજીક આવી ચૂકયો હતો ને એના કાન ઉપર થતી વાતનો અવાજ સંભળાયો. એક અવાજ વીનુનો હતો. બીજો અવાજ ચતુરભાઇનો હતો. વનમાલી થંભી ગયો.

‘બધા કહે છે કે તમે જ મારા બાપ છો.’ વીનુનો અવાજ અર્ધ આંસુભર્યો અર્ધ રોષભર્યો સંભળાતો હતો: ‘પણ હું આજ તમને પૂછું છું, મને કહો!’

‘વીનુ!’ ચતુરભાઈનો અવાજ વનમાલીને સંભળાયો: ‘મારી

વાત સાંભળ ને સમજ. હું તારો બાપ છું અને નથી. તું જ્યારે અહીં આવ્યો ત્યારે માત્ર છ સાત વર્ષનો હતો, આજે અઢાર વર્ષનો થયો. એ બાર વર્ષ દરમિયાન તારા બાપ થવાની મેં પૂરી કોશિષ કરી છે. તને બાપની ખોટ ન લાગે, તને બાપની કમીના ન રહે એ માટે મેં તને પુત્રવત્ પાળ્યો છે. એ રીતે હું તારો બાપ હતો, અને હવે તો ખરેખર બાપ થઈને રહેવાનો છું.'

'પણ મારી બાએ તો બધાની વચમાં કહ્યું કે મારો બાપ દારૂડિયો હતો. તમે મારા બાપને જોયો હતો? શું એ પણ નથુના બાપ જેવો હતો?'

'વીનુ! શા માટે આમ ઉતાવળે તું અભિપ્રાય બાંધે છે? નથુના બાપ જેવો હોય તો તો કદી કુટુંબનો પીછો છોડે નહિ. દારૂડિયો હોય તે કદીયે પોતાની બૈરીની ઓથ ન છોડે. છોડે તો એને દારૂ પીવાના પૈસા કોણ આપે? એ અહીં નથી. નથુના બાપની જેમ તારી માને એ સતાવતો નથી. એટલા ઉપરથી જ માની લે કે એ કોઈ હલકો તો નહોતો જ. જે ગયો છે, પાછો આવવાનો નથી: એને માટે સદાકાળ મીઠો ખૂણો રાખવો ઘટે.'

'એમ બને કે હું સમજતો ન હોઉં. એમ બને કે મારામાં બુદ્ધિ ન હોય. પણ ગમે તેમ પણ આ સવાલ મને સતાવે છે. ઘણી વાર ન કરવાનું કરવા દિલ થાય છે. બધા છોકરાઓની વચમાં ઉભતાં મને લજ્જા આવે છે! ઓહ! મારો બાપ ગમે તેવો હોય તોયે નિષ્ઠુર તો હતો. એણે એના સંતાનોના હિતની કશી જ પરવા ન કરી.'

'વીનુ! જે મેં જોયું નથી, તેં પણ જોયું નથી, એના વિષે આપણે ચર્ચા કેમ કરીએ? ખરી વાત તો એક માત્ર તારી માતા જાણી શકે!'

'એ કાંઈ કરતાં કાંઈ કહેતી જ નથી.'

'બાપને માટે મા જે વાત ન કરે એ જાણવાની કોશિષ શું કામ કરવી? તું જેટલું નથી જાણતો એટલો સુખી રહીશ! તારી પાસે કલ્પનાના દરવાજા ખુલ્લા છે. તું કોઈ સહૃદયી બાપની કલ્પના કરી શકે છે કે જે કેવળ ખરાબ સોબત ને ચડતી જુવાનીમાં ભોળવાઈ ગયો હોય. તારા પિતાનો તિરસ્કાર કરવાને બદલે એના તરફ તું હમદર્દી કેળવી શકે છે. વીનુ! તું નાનો છે હજી. એટલે સમજી નહિ શકે: પણ તિરસ્કાર, ધિક્કાર, હમદર્દી, સહાનુભૂતિ, એ પણ આ દુનિયામાં રૂપિયા આના પાઈ જેટલું જ ચલણી નાણું છે. પણ મને નથી સમજાતું એટલું જ કે જે બાપ અહીં નથી, અહીં નહોતો, ને અહીં આવવાનો સંભવ નથી, એની પાછળ તું આટલી ચિન્તા કેમ કરે છે અને જે માએ તને આપબળે માબાપ બેય બનીને ઉછેર્યો એની લાગણીની તું કેમ જરા પણ ચિન્તા નથી કરતો?'

'મારી માની તો ચિન્તા કરવા જેવું જ મને નથી લાગ્યું. એ પોતાનું બરાબર સંભાળી શકે છે. પણ......પણ......'

'પણ.........'

'નથુના બાપની વાત મારા મગજમાંથી નથી ખસતી. ખસે એવો એક જ રસ્તો છે.'

'શો?'

'કહું?'

'હા.'

'ખોટું લાગશે તો?'

'નહિ લાગે.'

'મારી મા જો જાણે કે હું આવી વાત કરું છું તો એ મને ખીજે.'

'નહિ કહું તારી બાને પછી છે કાંઇ? હવે મને કહે કે હું શું કરું તો નથુના બાપનો ડંખ તારા દિલમાંથી જાય.'

'એકલા નથુના બાપનો નહિ. મારી માએ છોકરાઓની વચમાં મારા બાપ વિષે જે કહ્યું તેનો પણ.'

'તું મને કહે તો ખરો.'

'તમે મારા બાપ સાચેસાચ બનો. લોકો માને છે એ સાચું કરી બતાવો!

'વીનુ!'

'સાચું કહું છું. ખરેખર તમે મને જન્મ આપનાર બાપ હોત તો મને જેટલું દુઃખ ન થાત, એટલું મારો બાપ દારૂડિયો હતો એ જાણીને થયું છે.'

'વીનુ! આવડો સમજુ થઈ ને તું કેવી ગાંડી વાત કરે છે.'

'ત્યારે તમે શું મારા જન્મદાતા-પિતા નથી?'

'વીનુ પાછો એ સવાલ?'

'કારણ કે તમારો જવાબ મારે ગળે નથી ઉતરતો. મારે બીજો બાપ હતો તો મારી માએ આજ લગી મને એના વિષે કેમ કાંઈ વાત નથી કરી? મારી માતા બાળ વિધવા હતી, તો એને બે છોકરાં ક્યાંથી થયાં? મને...મને...બીજું કાંઈ નથી. હું તો માગું છું કે તમે મારા બાપ સાચોસાચ બની રહો. બીજા મારી માને શું કહે છે એની મને પરવા નથી. પણ મારું મન મારી માને શું કહીને બોલાવે એની મને વેદના છે.' અને ચતુરભાઈ ને સ્તબ્ધ બનેલા ઉભા રાખીને વીનુ ત્યાંથી ચાલ્યો ગયો.

ચતુરભાઈ પોતાના સ્થાનથી ખસવા જતા હતા ત્યાં એણે બીજો અવાજ સાંભળ્યો. એ અવાજ હતો નિવેદિતાનો!

'વીનુએ શું કહ્યું એ મેં સાંભળ્યું છે! ધણીનો ત્રાસ, કાળી

ગરીબી, એ બધા ઉપરાંત મારા કિસ્મતમાં એ પણ લખાયું હશે કે જેણે પોતાના અંગને તો શું પણ દિલને પણ કલંકનો ઓછાયો સરખો પડવા નથી દીધો, એવી મને ખુદ મારો છોકરો ઉઠીને વેશ્યા કહેશે!'

'છોકરૂં છે, આજ એ ઉશ્કેરાયો છે. એટલે વગર વિચારે, વગર સમજણે બોલે છે. પાછળથી પછી ભૂલી જશે.'

'એ ભૂલી જશે તો ય હું તો નહિ ભૂલું. હું તો ટકી રહી છું કેવળ મારા સંતાનો ખાતર. એ સંતાનને એમ થાય કે માએ ક્યાંય અમારો દ્રોહ નથી કર્યો તો ય મને ગનીમત છે. તમારી દરખાસ્ત જો હજી ઉભી હોય તો......'

'એ ઉભી છે. તમે જ્યારે પણ એના ઉ.ર વિચાર કરવા માગો ત્યારે વિચાર કરી શકો છો.'

'હવે તો મારે કાંઈ વિચાર નથી કરવો. તમારી દરખાસ્ત મારે કબૂલ છે!'

બાર વર્ષમાં પહેલી વાર જ ચતુરભાઈએ નિવેદિતાનો હાથ પકડ્યો – ને નિવેદિતાએ પકડાવા દીધો. વર્ષો પછી ઉભયને થયેલો વિજાતીય સ્પર્શ એમનાં રોમાંચ ખડાં કરી દેનારો, એમના અવાજને કંપાવનારો નીવડ્યો.

'તમે ખરેખર ઇચ્છો છો? નિવેદિતા!'

'તમે ઇચ્છતા હો તો!'

'ઉતરતી અવસ્થાએ મને આવું સુખદ વળતર મળશે એની કલ્પના યે નહોતી.'

વનમાલીથી વિશેષ સાંભળી ના શકાયું. કોઈ ભૂત પાછળ પડ્યું હોય એમ બે કાનમાં આંગળીઓ નાંખીને એ ત્યાંથી જાણે જીવ લઈને ભાગ્યો!

# પ્રકરણ ચોવીસમું

## સૉલિસિટરને ત્યાં

બરાબર સાડાદશ વાગે સૉલિસિટર શંકરલાલ મહેતા પોતાની ઑફિસમાં આવ્યા. એમણે હેટ ઉતારીને નીચે મૂકી. સિગારેટની કેસ કાઢીને મેજ ઉપર મૂકી. પાટલૂનના ખિસ્સામાં જેટલા છૂટા પૈસા હતા એનો મેજના એક ખૂણામાં ઢગલો કર્યો. આ ઢગલો જેટલો હોય તેટલો સાંજ સુધીમાં ખતમ થતો. બાર પંદર મિનિટે, અરધા કલાકે પટાવાળો અંદરથી એક આનો લઈ જતો અને એક ચાહનો પ્યાલો લાવીને મૂકી જતો. સૉલિસિટર શંકરલાલ ચાહ–સિગારેટ અને બ્રીફ ત્રણ ઉપર જીવે છે. એમ બધા કહેતા.

શંકરલાલ નીચે બેઠા, ન બેઠા ત્યાં ઑફિસનો પટાવાળો આવ્યો : ‘ સાબ ! એક બાઈ આપને મળવા માગે છે. ’

‘ અંદર આવવા દે. ’

અંદર હસીના આવી. એને અત્યારે તમે જુઓ તો તમે હરગિજ ન કહી શકો, ન કળી શકો કે આ બાઈ પીસ્તાલીસ વર્ષની વયની હશે ! એના ઘેરાં ભવા નીચેની નમેલી શ્યામ પાપણ નીચેથી હજી પણ ‘ મારી પાસે આવો. ’ એ ભાવનું જાણે નિમંત્રણ ચમકતું દેખાતું.

'આવો! આવો!' સૉલિસિટરે ખુરશી ઉપરથી અર્ધા ઉભા થઈને હસીના બાનુને આવકાર્યાં. સીનેમાની મશહૂર નટીઓની સમાજ ભલે અવગણના કરતો હોય, પણ સમાજના સ્થંભો તો સદા–સર્વદા બહુ ગણના કરે છે.

'કેમ સાહેબ, પછી મારી જાહેર ખબરનો કાંઈ જવાબ?'

'દિલગીર છું કે હજી સુધી નથી આવ્યો. પણ આજે આવશે એમ આશા રાખું છું.'

'શા ઉપરથી?'

'કશા ઉપરથી નહિ. સૉલિસિટર તરીકે હું ખૂબ જ આશાવાદી છું.'

જવાબમાં હસીના હસી. સૉલિસિટર શંકરલાલ મેજ ઉપર કોણી ઝૂકવીને જરા આગળ નમીને નાજુક ભૂમિ ઉપર આસ્તે કદમ સરતા હોય એમ ધીમેથી બોલ્યા: 'પણ બાનુ! પંદર વર્ષ પછી એ માણસની તમે તપાસ શા માટે કરો છો?'

હસીના મુક્ત હાસ્ય હસી. એ હાસ્યે જીર્ણ કાગળોના રજકણથી શ્યામલ લાગતા એ ખંડમાં જાણે ઉજાસ પથરાયો: 'જરૂર પડશે તો તે પણ કહીશ.'

સૉલિસિટર હસ્યો. એના હાસ્યમાં હસીનાનો વિશ્વાસ મેળવવાની ભાવના હતી: 'સૉલિસિટરને તમારે કોઈ દિવસ બહુ કહેવું ના પડે. સોહનલાલ તો પત્રકાર હતા ખરૂં ને?'

'હશે! પત્રકાર શું એ જ હું નથી સમજતી.'

'અને એમના હાથ નીચેના એક માણસે એમના જીવનની ખાનગી બાજૂ જાહેર કરી દીધી એટલે એમને અદ્રશ્ય થવું પડ્યું: ખરૂં ને?'

'તમે તો બધું જાણતા લાગો છો ?'

'માત્ર એક કડી નહોતો સમજતો, પણ એ પણ મને લાગે છે કે હવે હું વિના સંકોચે પૂરી કરી શકું.'

'કઈ ? તમારા જેવા જાણકારને વળી એક કડી ખૂટે એ કેવું કહેવાય ? કોઈ સોનાર પાસે જાઓ.'

'કે કોઈ સોનારણ પાસે ? મને લાગે છે કે મારી બ્રીફમાં એ મશહૂર પત્રકારને આકાશમાંથી ધરતી ઉપર લાવનાર એકટ્રેસનું નામ પણ મૂકી શકું છું.'

'ખુશીથી ! બહુ મજાની વાત છે – જો એમના ભવિષ્યને કશી હરકત ન થતી હોય તો. મને તો ભ્રમ હતો કે સોલિસિટરો માત્ર કાગળના જ ભેદ જાણી શકે છે. તમે તો દિલના ભેદ પણ જાણી શક્યા.'

'સોલિસિટરો પણ આખરે તો માણસ જ છે ને ?'

'મને એમાં જરાય શંકા નથી.'

હસીનાના મુક્ત હાસ્યની સામે શંકરલાલને ભય થયો, કે કદાચ વધારે વાર આ સ્થળ સોલિસિટરની ઑફિસ ના રહે. કદાચ કંઈ બીજું જ સ્થાન બની જાય.

એમણે વાત એકદમ ફેરવી : 'હસીનાબાનુ ! જરા ગંભીર વાત ઉપર આવીએ. મારે તમને કહેવું જોઈએ – તમે પણ એ સમજતાં હશો કે જે માણસની આપણે તપાસ કરીએ છીએ એ કદાચ... કદાચ...હયાત ન પણ ન હોય.'

હસીનાનો ચહેરો ગંભીર બની ગયો : 'મને એ ખ્યાલ નહોતો આવ્યો એમ નહિ, પણ મેં એ ખ્યાલને દાબી દીધો છે. થવું ના થવું તો માલિકના હાથમાં છે. સૉલિસિટર સાહેબ ! હું ઇચ્છું છું કે એ હયાત હોય અને એ મળે !'

'પંદર વર્ષ પછી પણ તમારી આ ભાવના છે, એ ખરેખર આજના જમાનામાં તાજુબીની વાત છે?'

'તમે થોડું ભૂલો છો. હું કદી એમના લાયકની હતી નહિ. થવાની મારાથી કોઈ કોશિષ પણ થઈ નથી ને હવે થઈ શકે એમ પણ નથી. પણ એક આકસ્મિક મિલાપમાંથી એમણે એમની જીંદગીમાંથી બધું જ ગુમાવ્યું છે, મેં મારી જીંદગીમાં બધું જ મેળવ્યું છે. એટલું એનું મારા ઉપર ઋણ છે. એટલો એનો મારા ઉપર અહેસાન છે.'

'ઓહ્! એમનો પત્તો મેળવીને...'

'એમનો પત્તો મેળવીને એમની ગુમાવેલી જીંદગીમાંથી મારાથી અપાય એટલું પાછું આપવું છે. એની પત્નીને મારે પતિ પાછો આપવો છે. એના બાળકોને મારે એનો પિતા પાછો આપવો છે. મારા મનને મારે શાંતિ આપવી છે.'

'તમારી ભાવના ઘણી ઉંચી છે. પણ મને લાગે છે કે એને અમલમાં મૂકવામાં ઘણું મોડું થયું છે.'

'મારા વીલની વાત તો તમે સમજ્યા છો ને? મારી તમામ સ્થાવર–જંગમ મિલકતને વેંચીને એના રોકડા નાણાં કરવાં ને એ આખી રકમ સોહનલાલના કુટુંબને આપવી.'

પટાવાળો બહારથી આવ્યો. એના હાથમાં એક ચિઠ્ઠી હતી. ચિઠ્ઠી લઈને સૉલિસિટરે ઉપાડી – ઉખેલી – વાંચી! 'વનમાલી!'

'આવવા દે.'

વનમાલી અંદર આવ્યો. સૉલિસિટરે એના મ્લાન ચહેરા સામે જોયું. કોઈ ઘેરી વ્યથાને દબાવવા મથતી આંખો સામે જોયું. એની સહેજ પીળી પડી ગયેલી ચામડી સામે જોયું. હોઠના ખૂણા ખેંચાયેલા, હોઠને કપાળ ઉપર ગોળ ભમરી પડતાં આછા પાતળા સફેદ

વાળ સામે જોયું, એની સહેજ ઝૂકતી ચાલ ને સહેજ તણાતા જમણા પગ સામે જોયું.

'જેલનું પંખેરૂં લાગે છે.' સૉલિસિટરે મનમાં વનમાલીનો દરજ્જો આંકી લીધો. જેલની છાપ દારૂડાની છાપથી યે વધારે ચીકટ છે. એકવાર લાંબી સજા ભોગવેલા માણસના ચહેરા ઉપરથી જીવન ભર એ પિળાશ પડતી છાપ નથી જતી.

'તમારે મારું કામ છે?'

'સૉલિસિટર શંકરલાલ મહેતા.'

'તે હું જ. શું છે ભાઈ?'

વનમાલીએ ખિસામાંથી કાગળનો ટૂકડો બહાર કાઢ્યો. એ એક છાપાની જાહેર ખબરની કાપલી હતી.

'આ જાહેર ખબર આપે છપાવી છે?'

'હા!' સૉલિસિટરે આશ્ચર્યથી વનમાલી સામે જોયું.

'તમારે સોહનલાલનું શું કામ છે?' વનમાલીએ પૂછ્યું.

સૉલિસિટરને સોહનલાલનું નામ સાંભળીને–ચમકીને–હસીના સામે નેત્રપલ્લવી કરી. હસીના ઊભી થઈ. વનમાલી સામે આવી ઊભી. ધ્યાનથી એની સામે તાકી રહી.

વનમાલીએ પોતાની સામે એક રૂપસુંદરીને ઊભેલી જોઈ–થોડી-વાર એની સામે જોઈને એને પારખી. ભૂતકાળની એક એક પળ એની આંખ સામે જીવતા જાગતા ચિત્રની જેમ ખડી હતી: 'હસીના!'

'તમે...તમે જ સોહનલાલ કે?' હસીનાએ ચંચળ વ્યથા ભર્યું હાસ્ય કરીને આતુર સાદે કહ્યું: 'કેટલાં વરસ...'

હસીનાએ વનમાલીનો હાથ પકડ્યો. એકદમ એ થંભી ઊભી. ક્ષણમાત્ર એની આંખો સ્થંભી ગઈ. ચીસ જેવા અવાજે એણે કહ્યું: 'તમે સોહનલાલ નથી, તમે સોહનલાલ નથી.' સૉલિસિટર સામે જોઈને ચડતી નિરાશા ભર્યા અવાજે હસીનાએ કહ્યું: 'હું શોધું છું એ માણસ આ નહિ. મારા હાથ એના હાથને ઓળખતા નથી.'

વનમાલીના મનમાં ક્ષણભર નરી કડવાશ ભરાઈ. ઓહ! હાથના સ્પર્શ માત્રથી એને પારખનાર આ દુનિયામાં કોઈ નથી. બીજી ક્ષણે એ ફિક્કું હાસ્ય કરીને બોલ્યો :

'મેં આપને ક્યાં કહ્યું કે હું પોતે સોહનલાલ છું. મારૂં નામ તો વનમાલી છે.'

'તે તમારે શું જોઈએ છે?'

'મારે કશું જોઈતું નથી. હું તો તમારે શું જોઈએ છે એ સમજવા આવ્યો છું.'

'એટલે?'

'તમે સોહનલાલને શા માટે શોધો છો? શોધીને તમે શું કરવા માગો છો? ટૂંકમાં એની શોધની પાછળની તમારી દાનત પ્રમાણિક છે કે નહિ?'

'પહેલાં તો હું સામો સવાલ પુછું છું કે સોહનલાલ હાલ ક્યાં છે એ તમે જાણો છો?'

'હા.'

'ક્યાં છે?'

પ્રશ્ન પરંપરાની વચમાં એકાદ ટૂંકો સવાલ ઘૂસાડી દેવાથી સાક્ષી કદાચ ગાફેલ રહી જાય ને ન કહેવા માંગતો હોય એ પણ કહી દો. સૉલિસિટર શાહી આ અખતરો–શંકરલાલ, વનમાલી ઉપર અજમાવવા માગતો હોય તો એ નિષ્ફળ નીવડ્યો.

વનમાલીએ માથું ધૂણાવીને જવાબ આપવાની ના પાડી.

'તમે મારા ઉપર યકીન રાખો!' હસીનાએ કહ્યું: 'હું એની શોધ કરું છું. ને એ શોધની પાછળનો મારો ઉદ્દેશ ઘણો પ્રમાણિક છે. મારી નજર એમને કેવળ મદદ કરવાની જ છે. તમે નહિ જાણતા હો પણ એમની બદબખ્તીનું મૂળ કારણ હું છું. અનાયાસે પણ હું

છું. આજે મારે કારણે એમની પત્નીનો પતિ ગયો છે, અને મારે એને એ પાછો આપવો છે.'

'એમની પત્નીનો પતિ?' વનમાલી ક્ષણભર સ્તબ્ધ થઈ ગયો. શું એના હિજરાયેલા હૃદયની મૂક પ્રાર્થનાનો આ જવાબ હતો! પોતે અહીં આવવામાં કાંઈ ઈશ્વરી સંકેતને સત્કાર્યો હતો કે શયતાનિયતનો સાદ ઝીલ્યો હતો?

ત્યાં – દૂર દૂર એ અઘોર જંગલમાં એક પત્ની સોહનલાલને સાદ પાડતી હતી– ને એ બાઈ એના માથા ઉપર તૂટી પડેલી એની ભાવનાની ઈમારતને સાંધવા માગતી હતી.

ને અહીં સોહનલાલને બીજી પત્ની સાદ પાડતી હતી, ને એના માથા ઉપર આવી પડેલા અસાધારણ બોજ હળવો કરવાનો સાદ દેતી હતી.

કઈ બાઈનો ભોગ લેવો? ને શા માટે? પણ આવો નિર્ણય કરવાની જવાબદારી વહોરનારો પોતે કોણ? આ બધી જિંદગીઓ ધૂળમાં મેળવી હતી એણે. હવે સુધારવાનો અવસર એને મળતો હતો! પણ કેવો અવસર! બેય પૂર્વાવતારમાં સંપૂર્ણ સુખી હતી. બેયને એણે બરબાદ કરી હતી. એકને એ સુખી કરી શકતો હતો! કોને? ઓ ભગવાન! મહા મહેનતે મહામંથને એણે જે નિરધાર કર્યો હતો એમાં આ ઝંઝાવાત શાને?

હસીના વનમાલી સામે ધ્યાનથી જોઈ રહી હતી. વનમાલીના ચહેરા ઉપર છાયેલી મહા વ્યથા એને ન સમજાઈ. એને બીજી જ અમંગળ શંકા આવી: 'એ હયાત તો છે ને?'

'હયાત તો છે. પણ મને એક બીજી જ ચિન્તા મુંઝવે છે. તમને કહું કે ન કહું એની વિમાસણ થાય છે.'

'જે હોય તે પણ તમારે કહેવું જ જોઈએ' સોલિસિટર વચમાં બોલી ઉઠયા.

'ન કહું તો તમે શું કરવાના છો?' વનમાલીના અવાજમાં રોષ હતો. મનમાં ચડેલી આંધી માર્ગ માગતી હતી.

'શું કરનાર છું? હું પોલીસને ખબર આપીશ. ને તમને ભારેમાં ભારે સજા થશે. સમજ્યા.'

'પછી?'

'પછી...પછી...અમે સોહનલાલ પાસે જઈશું.'

'ક્યાં?'

'એ તો પોલીસ તપાસમાં નીકળશે.'

'કઢાવી લેજો.'

'તમે...તમે સોહનલાલનું ખૂન કર્યું છે ને હવે એને સ્થાને ઘૂસવા તમે આવ્યા હતા. તમારા ઉપર ખૂનનો આરોપ આવશે.'

'હું એકવાર ખૂનના આરોપથી એક જેલમાં ગયો હતો. ને ત્યારથી મને એક વાતનો બરાબર ખ્યાલ છે કે જેનું ખૂન થયું કહેવાતું હોય એનું શબ અથવા તો અવશેષ તમારે રજૂ કરવા જોઈએ છે. એટલે આપની ધમકીની મને કશી ચિન્તા નથી.'

'ભાઈ! મને એની સાથે વાત કરવા દો.' હસીનાએ સૉલિસિટર સામે જોઈને વનમાલીને ઉદ્દેશીને આગળ ચલાવ્યું: 'તમારે મારી વાતની વિશેષ ખાતરી જોઈતી હોય તો હું તમને એમનાં પત્ની પાસે લઈ જઉં.'

'બાનુ! મેં તમને જોયા પછી મને તમારી વાતમાં કાંઈ શંકા નથી આવતી. મને શંકા આવે છે એ એ છે કે મારે તમને સોહનલાલ વિષે બાતમી દેવી કે નહિ?'

'એ વિચાર અત્યારે થતો હોય તો પછી અહીં આવ્યા શું જખ મારવા?' સૉલિસિટરે વચમાં સૂર પૂરાવ્યો.

'હું અહીં આવ્યો ત્યાં સુધી મને એમનાં પત્નીનો કાંઈ ખ્યાલ જ નહતો!'

'ખ્યાલ આવ્યા પછી તો તમારે બાતમી આપવાનો જ નિરધાર કરવો જોઈએ છે! વિચાર કરો પંદર પંદર વર્ષથી એક બાઈ પતિ માટે ઝૂરે છે. એના બાળકો બાપને પોકારે છે...'

'જ્યાં સોહનલાલ છે ત્યાં પણ એમ જ છે.'

'તમે શું કહો છો?'

'માટે જ મને શંકા થાય છે. હું તમને બાતમી આપીશ તો એમાંથી એકનું જીવન સદંતર નિરસ બનવાનું છે. કહો હું એમાંથી કોને જીવન ભર દુઃખનાં કાંપમાં ગરક થવા દઉં?

વનમાલી થોડી વાર ઉભો રહ્યો. આખરે એણે નિરધાર કર્યો: 'એમ કરો! તમે મારી સાથે આવો. નજરે જૂઓ ને તમને યોગ્ય લાગે એમ કરો!'

હસીનાએ કહ્યું: 'સાચોસાચ મને લઈ જશો?'

'હા.'

'આજ રાતની ગાડીમાં જશું. સ્ટેશને મારી રાહ જોજો ને ટિકિટ ન લેશો...'

નિવેદિતા જવા તૈયાર થઈ. જતાં જતાં બારણામાં એ થોભી: 'તમે હવે ક્યાં જવાનાં છો.'

'રખડીશ, આમ તેમ. મુંબઈમાં જોવાનું ક્યાં ઓછું છે?'

'તમે મારે ત્યાં આવીને ન રહો?'

'મને વાંધો નથી કાંઈ.'

## પ્રકરણ પચીસમું

## યાતના-સફર

વસાહત માત્રમાં હવે એ વાત જરાયે છૂપી ન હતી કે નજીકના ભવિષ્યમાં ચતુરભાઈ અને નિવેદિતાનાં પુનર્લગ્ન થવાનાં છે.

આ બનનારા બનાવ ઉપર કોઈ કરતાં કોઈએ કાંઈ કરતાં કાંઈ ટીકા ન કરી. જેમને એ વાત ગમી એણે એને પ્રગટ અભિનંદી. જેમને એ ન ગમી એ ચૂપ રહ્યા. એ બે પણ સમજતા હતા કે આ લગ્નની પાછળ સામાજીક સુધારાનાં કોઈ દુદુંભિ નથી બાજવાનાં. આ પુનર્લગ્ન ઇચ્છનીય હો યા ન હો પરંતુ વૈયક્તિક રહેવાનાં છે. અને વૈયક્તિક ગણાવાનાં છે.

એ લગ્નની પાછળ કોઈ આક્રમક ભાવના હોવાનો દાવો કરવામાં આવતો ન હતો. એની પાછળ વિધવાઓને વહાર કરવાનાં કર્તવ્યનો સવાલ ચતુરભાઈએ ઉભો કર્યો ન હતો. હિન્દુ સમાજે નક્કી કરેલી નારીની દશા સામેના બળવા તરીકે આ પગલું ભરવાની કોઈ જાહેરાત નિવેદિતાએ નહોતી કરી.

કેવળ બે જ માણસોને આ વાત સાથે સીધી નિસ્બત હતી. અને બે માણસોએ ઉઘાડી આંખે નિર્ણય કર્યો હતો. દેશમાં તો આવાં વૈયક્તિક કાર્ય સામે પણ ટીકા થાત ને પક્ષાપક્ષીના શોર ઉઠત. પણ સદા ને સર્વદા વતન કરતાં વસાહતમાં નીતિના ખ્યાલો ઉદારચિત્ત

હોય છે. વતનમાં ધર્મ એ પારકા પાસે પળાવવા માટે ઘણી મોટી ચીજ મનાય છે. વસાહતમાં ભાઈચારો પોતે જાતે પાળવા માટે જરૂરનું ગણાય છે. આમ હોવાથી ભાઈચારો ઘટે એવા અભિપ્રાયો બતાવવા કરતાં ચૂપ રહેવું એ સદાચાર મનાય છે.

નિવેદિતાને પોતાનું પુનર્લગ્ન એ આવશ્યક તો દેખાયું હતું, પણ પુનર્લગ્નનો ખ્યાલ પચાવવા માટે થોડો સમય જોઈતો હતો. ઉતરતી જુવાનીએ જીવનની રહેણીકરણી, ધારણ અને આચારવિચારના પડી ગયેલા ચીલાઓ ફેરવવા એ કેટલાક માણસોને માટે સહેલા નથી. નિવેદિતા માટે સહેલા નહોતા.

હવે એને ચતુરભાઈ પાસે જતાં સંકોચ લાગતો હતો. ચતુરભાઈ સાથે વાત કરતાં દિલ થડકી ઉઠતું હતું. એ ચતુરભાઈમાં નવું શું જોતી હતી? આજ દિન તક બાંધેલી જીંદગીનો અંત કે ભાવીની કોઈ આશા? હજી નિવેદિતાના મનમાં નક્કી નહોતું થયું કે પોતે જે પગલું ભરવા ધારે છે એના ખ્યાલે એ દુઃખી થાય છે કે પ્રમોદ માને છે? પોતે છોકરાં માટે એક વધુ અને છેલ્લામાં છેલ્લી કોટિનો ભોગ આપે છે? કે છોકરાંને આગળ કરીને અત્યાર સુધી આપેલા ભોગોનો તાગ લેવાથી દૂર નાસે છે?

અને આ બધો વખત નિવેદિતાને એક ગુપ્ત વેદના હતી. એ કયાંય પ્રગટ થતી ન હોતી. છતાં સર્વત્ર મોજૂદ હતી. એનાં બાળકો સાથેનો સંપર્ક જાણે સદંતર બંધ થઈ ગયો હતો! બાળકો હતાં ત્યાં જ, ને રહેતાં ત્યાં, પણ એ નાનકડા શરીરની અંદર સાચી યા ખોટી યા અધૂરી પરંતુ સ્વતંત્ર વિચાર કરવાની એમની વ્યક્તિમાં શું વિચાર થઈ રહ્યો હશે એ એ જાણતી ન હતી! જાણી શકતી ન હતી! અને બધો વખત એના માથામાં એક શૂલ ધબકયા કરતું હતું કે એના છોકરાએ જ એના ચારિત્ર્ય ઉપર કુશંકા આણી હતી! માના ચારિત્ર્ય ઉપર કુશંકા! એ જો સાચી હોય તો બાળકની વ્યથાને સીમા નથી. એ જો ખોટી હોય તો માની વ્યથાને સીમા નથી!

એક વાર આવી શંકા આવી. પછી એક જીવન તો સદાકાળને માટે બરબાદ થવાનું જ છે !

એક દિવસે એક એકાગાડી શાળા પાસે ઉભી રહી અને એમાંથી ઉતરી એક ઓરત! એનાં આછાં આભૂષણોની પાછળ, એનાં મુલાયમ વસ્ત્રોની પાછળ એણે એક રૂપગર્વિતાને પારખી.

એ ચતુરભાઈને ત્યાં દાખલ થઈ!

નિવેદિતાને દાબી ન દબાવાય એવી કુતૂહલવૃત્તિ થઈ. ચતુરભાઇને ત્યાં આ ઓરત કોણ? ચતુરભાઈએ એને કદી આવી ઓરત સંબંધે કાંઈ વાત કરી નહોતી! સહજ બીજો વિચાર આવ્યો કે ચતુરભાઈએ એને કદી કાંઈ વાત કરી છે? ક્ષણમાત્રમાં એને ને ચતુરભાઈ વચ્ચે એને એક વિશાળ અંતર લાગ્યું!

વનમાળીએ હસીનાને આવતાં જોઈ હતી. વનમાળીએ નિવેદિતાને લપાઈને ચતુરભાઈના ઘરમાં દાખલ થતાં જોઈ. વનમાળીના ચહેરા ઉપર આછું સ્મિત પથરાયું: 'નિવેદિતા હો કે ગમે એ હો. આખર સ્ત્રી એ સ્ત્રી!'

નિવેદિતા છાનીમાની દીવાલ સરસી ઉભી રહી: અંદરના ઓરડામાં ચતુરભાઈ બેઠા હતા. એ ઓરડામાં આવનાર બાઈ દાખલ થતી હતી.

'પ્રીતમ!' આવનાર બાઈએ કહ્યું. નિવેદિતાએ હોઠ પીસ્યા! એક શબ્દે એનો તમામ વિસંવાદ દૂર કર્યો. એ એક શબ્દના શ્રવણ પછી એ ચતુરભાઈને મનમાં પરણી ચૂકી હતી!

'કોણ?' ચતુરભાઈ ખુરશી ઉપરથી ઉઠતા સંભળાયા: 'કોણ ... કોણ હસીના?' ચતુરભાઈ ચાલીને હસીના પાસે આવી ઉભેલા લાગ્યા.

'હજી તમે મને ભૂલ્યા નથી ને?' બંગડીઓ ખડખડી. ફરીને ખડખડી. એ બદબખ્ત બાઈ શું ચતુરભાઈને ભેટી તો નથી પડીને? અને...અને એનું નામ શું? હસીના? હસીના નામ તો બજારૂ

ઓરતનું ન હોય ? એ અહીં ક્યાંથી આવી ? કેમ આવી ? કેમ આવી ? અને...અને... આ સીસકારા શાના થયા ?

'તમે તો વૃદ્ધ થઈ ગયાં ?' હસીનાનો જરા હસતો અવાજ સંભળાયો.

'તમે તો ઉલટાનાં જુવાન લાગો છો ?'

'એ જ આપદા છે ?' નિવેદિતાએ મનમાં ટકા કરી. ભલા અત્યારે અંદર જવું એ ગૃહસ્થ નારીને છાજે કે નહિ ?

'તમારી જુવાની મેં લીધી. મારો બુઢ્ઢાપો તમને આપ્યો.'

'એ તો તને જોઈ ત્યારથી મેં મનમાં ધારી મૂક્યું હતું, બાઈ!' નિવેદિતાના મનમાં કડવાશ ઉભરાઈ. શા માટે ?

'ચાલો! જે થયું તે થયું! તમે બેસો! ચાહ પાણી લેશો ?'

'ના એ બધું પતાવીને થોડી વાત કરવા આવી છું.'

'તમે અચાનક ક્યાંથી આવ્યાં ?'

'એ તો મારો ભેદ છે. હું તમને શોધી શોધીને થાકી ત્યારે જ તમારો પત્તો મળ્યો!'

'મારો પત્તો મેળવવાનું તમારે શું કામ પડ્યું ?'

'કામ વગર તો મારા જેવી બાઈ તમારા જેવાનો પત્તો કેમ મેળવે ?'

'એ વાત સાવ સાચી કરી' નિવેદિતાએ સૂર પૂરાવ્યો – મનમાં.

'પણ મારો પત્તો મેળવવાની તમારે જરૂર શી પડી ?... અને અહીં હું ચતુરભાઈના નામે ઓળખાઉં છું.'

'એ હું જાણું છું. પણ હું તો તમને કેવળ એક જ નામથી ઓળખું છું – સોહનલાલ!'

'સોહનલાલ! ચતુરભાઇ એ સોહનલાલ!' એક ભયાનક ઘડીએ હૈયા ઉપર આગના અક્ષરે લખાયેલું એ નામ! સોહનલાલ જેને એના પતિએ પાયમાલ કર્યો! સોહનલાલ! જેના જીવનની બરબાદી થઈ એના પતિના કારણે! સોહનલાલ !...સોહનલાલ ... !

પોતે શું કરે છે એનો એને પોતાને જરા પણ ખ્યાલ આવે એ પહેલાં નિવેદિતા બારણામાં દાખલ થઈ ને ઓરડાની વચમાં ઊભી થઈ રહી.

ચતુરભાઈ – હવે એને આપણે સોહનલાલના નામથી બોલાવીશું – સોહનલાલ અને હસીના ચમકીને નિવેદિતા સામે જોઈ રહ્યાં.

‘ ‘તમે...તમે...સોહનલાલ...પત્રકાર !’

‘હા! કેમ તમે સોહનલાલનું નામ સાંભળ્યું હતું ?’

‘ઓ પ્રભુ ! ઓ પ્રભુ !’ નિવેદિતા બહાવરા જેવી સોહનલાલ સામે જોઈ રહી : ‘ આટલી આટલી મને રઝળાવી ? આખરે તેં મને ક્યાં ભટકાવી ?

નિવેદિતાનાં આ ઉદ્‌ગારો સોહનલાલ ઉજ્જડ વદને જોઈ રહ્યો.

‘નિવેદિતા! તમને શું થયું ? મારી સામે તમારે શું કહેવાનું છે ?’

‘તમારી સામે મારે કાંઈ નથી કહેવાનું. પણ તમારી સામે મારાથી જોઈ નથી શકાવાનું. નહિ ! નહિ ! આપણાં લગ્ન હવે સદંતર અસંભવિત છે.’

‘નિવેદિતા !’ સોહનલાલ નિવેદિતાના હાથનો સ્પર્શ કરવા જતો હતો એને વારીને નિવેદિતાએ કહ્યું : નહિ! નહિ! મને ન અડકશો ! મને ન અડકશો. આપણાં લગ્ન હવે શક્ય નહિ બને. તમે મને ઓળખતા નથી !’

‘તમને હું ઓળખતો નથી ?’

‘ના. હું...હું યશવંતરાયની પત્ની !’

‘યશવંતની પત્ની! તમે ?’ સોહનલાલ સ્તબ્ધ થઈ ગયો. ‘હરિ ! હરિ !’

‘મેં કહ્યું ને તમને કે આપણાં લગ્ન હવે અશક્ય છે ! હવે હું મારા બાળકોને, અહીં વસતા તમામને મારું મોઢું કેમ બતાવું ? હું અહીંથી ચાલી જઈશ ? આજે જ ચાલી જઈશ !’

સ્તબ્ધ બનેલો સોહનલાલ કાંઈ બોલે એ પહેલાં જ નિવેદિતા ત્યાંથી ચાલી ગઈ.

× × ×

આ આખું દ્રશ્ય હસીના તો મૂક ને મૂઢ જેવી બનીને જોઈ રહી હતી. એને ન સમજાયું કે શા માટે યશવંતની પત્ની હોવાને કારણે થનારું પુનર્લગ્ન અસંભવિત બનતું હતું! પણ એને એક વાત સમજાઈ! એ ફરીને એક વાર સોહનલાલના જીવનને મુશ્કેલ બનાવવામાં કારણભૂત બની હતી.

'ઓહ!' માથે હાથ દઈને હસીના બોલી: 'ફરીને બીજીવાર પણ તમારી વિપત્તિનું હું કારણ બની. અને ખુદા સાહિદ છે કે હું કેવળ નેક દાનતથી જ તમારી પાસે આવી હતી.'

'દુનિયા બહુ સાંકડી છે. ખરૂંને હસીના?'

સોહનલાલને હસવાનો મિથ્યા પ્રયાસ કરતાં જોઈને હસીનાએ અર્ધ ચીસ જેવા અવાજે કહ્યું: 'હસો ના! મહેરબાની કરીને હસો ના! આ બાઈ જેની સાથે તમારાં પુનર્લગ્ન થવાનાં હતાં?'

'થવાનાં હતાં? હવે નહિ થાય. સાંભળ્યું નહિ તમે. એ યશવંતની પત્ની છે? દુનિયામાં ક્યાંય ભગવાન છે કે નહિ?'

'યશવંત કોણ?'

× × ×

નિવેદિતા સીધી પોતાના મકાનમાં દાખલ થઈ. પુનર્લગ્ન નહિ થાય! ન થવાં જોઈએ! ભૂતકાળ ભૂલવાની હજાર કોશિષ છતાં પણ છેક છેલ્લી ઘડીએ ભૂતકાળ એની સામે પાતાળમાંથી પ્રગટીને આવ્યો! પોતે યશવંતની પત્ની! સોહનલાલને એ કેમ પરણી શકે?

અને પરણવાનો વિચાર સારી વસાહતમાં જાહેર થયા પછી—એણે સ્વમુખે કેટલેક સ્થળે જાહેર કર્યા પછી—એ અહીં રહી કેમ શકે?

સોજપાળ શેઠે તો લગ્નને દિવસે એક ભારે મિજલસની તૈયારી કરી રાખી હતી. એને માટે એણે કેટલોક સરંજામ પણ મદ્રાસથી

મંગાવી રાખ્યો હતો. હવે લગ્ન કેમ નથી થવાનાં એનું કારણ એ પૂછશે? બધા પૂછવા જાણવા મથશે! ઓહ્! પોતાની બધી પાછલી વાતો પ્રગટ થશે! રૂઝાતા જખમ ફરીને ખુલ્લા થશે! પોતાની વાતો ને સોહનલાલની પણ!

ક્યાંથી આવી એ કમબખ્ત ઓરત! ને એ આવી પછી પોતે અભાગણી કેમ રહી શકે?

'બેબી! વીનુ!' નિવેદિતાએ બૂમ પાડી.

જવાબ ન મળ્યો એટલે નિવેદિતા ઉઠી. બસ આજ સાંજે જ જવું જોઇએ. સામાન બાંધવો જોઈએ! ક્યાં જવું? હરિ જાણે! પણ અહીં તો નહિ જ રહેવાય.

બેબીને શોધવાને નિવેદિતા બહાર નીકળી. વનમાલીની ઓરડી સુધી ગઈ. બેબી ઘરમાં ન હોય તો ત્યાં જ હોય.

'બેબી!' નિવેદિતાએ વનમાલીની ઓરડીમાં દાખલ થઈને, બેબીને વનમાલીની પાસે બેસીને કાંઈ વાત ઉપર હસતી જોઈને, તીખો અવાજ-સાદ દીધો: 'બેબી! ઘેર ચાલ! સામાન બાંધવો છે. આપણે આજ અહીંથી ચાલ્યા જવાનું છે.'

'પણ લગ્ન...' વનમાલી બોલવા જતો હતો.

'ચૂપ કરો. તમે તમારે નિશાળ સંભાળો. પારકી વાતમાં તમારે માથું શા માટે મારવું જોઇએ? ચાલ બેબી!'

× × ×

હસીનાએ સોહનલાલને મોઢેથી આખી વાત સાંભળી. ને સાંભળ્યા પછી એ ખડખડાટ હસી પડી.

'તમે હજી પણ પહેલાના જેવા જ રહ્યા.'

'એટલે?'

'પહેલાં પણ સાહસિક હતા. આજ પણ એવા છો.'

'તમે શું કહો છો? શું હસો છો?'

'પહેલાં સાહસથી કીર્તિ શોધતા, ને કીર્તિની પાછળ જાન કુરબાન કરવા પણ તૈયાર રહેતા. આજ સાહસ કરીને દુઃખ શોધો

છો તે દુઃખની પાછળ જીંદગી બરબાદ કરવાને પણ તૈયાર છો. અરે તમે!' હસીના ફરીને હસી: 'તમે હજી છોકરવાદ જ છો. તમને શું દર્દ છે એ હું કહું?'

સોહનલાલે જવાબ ન દીધો. હસીના એની નજીક સરી. સોહનલાલના માથા ઉપર હાથ ફેરવીને પોતાના ખોળામાં ખેંચીને એણે કહ્યું: 'તમે જીવનભર એકાંતમાં જ રહ્યા છો. એટલે તમે દુઃખપ્રિય બન્યા છો!'

'દુઃખપ્રિય? મને શું સુખ નથી ગમતું?'

'કેટલાકને ગમતું નથી. કેવળ દુઃખ જ ગમે છે. કેટલાકને કલેજામાં હાથે ખંજર મારીને પછી એકદર દુનિયા ઉપર રોવું જ ગમે છે. પંદર વર્ષ ઉપર તમે ચાલ્યા ન ગયા હોત તો તમારી દુનિયામાંથી કોઇ તમને જાકારો દેનારૂં ન હતું. ને આજ પણ આ લગ્ન તમે કરો તો એમાં વારનારૂં કોઇ નથી.'

'યશવંતની પત્ની સાથે?'

'અરે મારા ગાંડા ધૂનીભાઈ! યશવંતની પત્ની એટલે શું? યશવંત મરી ગયો, સોહનલાલ મરી ગયો, હવે વાંધો ક્યાં આવે છે? ભૂતકાળને તમારે દીપાવવો હોય તો તે માટે, ને દફનાવવો હોય તો તે માટે એક જ માણસને હાથે બરબાદ થયેલાં તમે બે આજ પરણો એ સાચું છે. ભગવાને તમને એકડાં કર્યાં છે, એકડાં રાખ્યાં છે ને હવે એકઠાં રહો.'

'પણ...'

'પણ ને બણ. જૂના જમાનામાં લોકો વડીલો પાસે જ લગ્ન કરાવતા હતા ને. હું આવી છું તે મારા ભાઇનાં લગ્ન કરાવ્યા સિવાય થોડી પાછી જઇશ?'

'હસીના!'

'હસીના નહિ.'

'ત્યારે?'

'બેન!'

\+ + +

તાવના ઘેનમાં ફરતી હોય એમ નિવેદિતા પોતાનો સામાન બાંધતી હતી. બેબીને તો એણે એવી તંગ ને પરેશાન કરી હતી કે એ રડવા જેવી થઇ ગઈ. એકાએક થનારી રવાનગી એને સમજાઈ ન હોતી ને માનો સ્વભાવ જોતાં એને સમજાય એ પણ સંભવિત નહોતું લાગતું. એણે એકબે વાર ઝીણી સિસોટી સાંભળી હતી. પણ એના હાથપગ જાણે જકડાઈ ગયા હતા. મા ઝનૂની તિખાશથી એના ઉપર ચીજો ફેંક્યે જ રાખતી હતી.

બારણું ઉઘડયું, ને અંદર હસીના આવી. નિવેદિતાએ કોઈ ને અંદર આવેલું જોઈ ને કંટાળાભરી ઉગ્રતાથી પોતાનું મોઢું ફેરવ્યું. હસીનાને જોઈને એ ચીડભર્યા રોષથી બૂમ પાડી ઉઠી: 'તમે કેમ આવ્યાં છો? જાઓ! મારા ઘરમાંથી જાઓ! જાઓ! આ ઘડીએ જ જાઓ!'

આ સત્કારથી જરાપણ અચરજ ન પામતી હોય એમ સ્વસ્થ ચહેરે હસીનાએ કહ્યું: 'હું એમ નથી જવાની. મારી વાત તમારે સાંભળવી જ પડશે.' બેબીને ઉદ્દેશીને હસીનાએ કહ્યું: 'જા બેટા! જરા બહાર જા! તારી બા સાથે મારે થોડી વાત કરવી છે.'

બેબીને તો જે જોઈતું હતું તે મળ્યું. એ ઝડપથી બહાર દોડી. આગળ દોડી. થોડે દૂર દોડી ને એણે સિસોટી બજાવી. સામેથી સિસોટીનો જવાબ મળ્યો. એ જવાબ ઉપર એ દોડી.

બેબીએ એક જુવાનને જોયો. બેબી જ્યારે પહેલવહેલી અહીં આવી ત્યારે સ્ટેશનના માસ્તરના જે છોકરાને આપણે એના બાપની આંગળીએ વળગીને ચાલતાં જોયો છે એ જ છોકરો આજ આ જુવાનમાં પરિણમ્યો હતો.

'કુમાર!' બેબીએ ધીમેસાદે એ જુવાનને બોલાવ્યો.

'મેં તો જાણ્યું આજ તું નહિ આવે.'

'ન આવું એમ બને ? તારી સિસોટી મેં સાંભળી હતી. પણ હું સામાન બાંધવામાં રોકાઈ હતી.'

'સામાન બાંધવામાં ?'

'હા ! અમે આજે ને આજે જ જઈએ છીએ !'

એમાંથી કોઈ ને ખબર નહતી કે પાછળની ઝાડીમાંથી વનમાળી જોતો હતો. કોઈ નેય સ્વપ્નેય ખ્યાલ ન હતો કે જ્યારે જ્યારે તેઓ આમ એની માથી છાનાં મળતાં ત્યારે ત્યારે વનમાલી છૂપાઇને જોતો હતો – એબી ઉપર નજર રાખતો હતો !

× × ×

'તમારે મને શું વાત કહેવી છે ? ઉતાવળથી વાત કરો. મારે તરત જવું છે–ઉતાવળ છે.'

'તારા કોઇ અપમાનથી રંજ પામીને આજે હું નથી જવાની. અહીં આવ. મારી પાસે બેસ બહેન !'

'બહેન !'

'નણંદ પોતાની ભાભીને બહેન ન કહે તો શું કહીને બોલાવે ?'

'ઓહ !'

'નિવેદિતા ! તેં એક સતની દુનિયા જોઈ છે મેં બીજી રીતની દુનિયા જોઈ છે. તેં એક પ્રકારનાં દુઃખ વેઠ્યાં છે. મેં બીજી જાતનાં દુઃખ વેઠ્યાં છે. કેટલીક બાબતમાં તું મને રસ્તો બતાવવા જોગ છે. કેટલીક બાબતમાં હું તને રસ્તો બતાવવા જોગ છું. હું આવી છું ઠેકાણે પાડવા. વીખવા નહિ.'

'તમને કોણે બોલાવ્યાં ?'

'બોલાવી કોઈએ નથી. પણ મને મોકલી છે.'

'કોણે ?'

'સોહનલાલનાં પત્નીએ.'

'સોહનલાલનાં પત્ની !'

'હા. એણે કહ્યું કે મારાં બાળકો ધાનવગર–લૂગડાંવગર રખડે છે. એનો બાપ એને લાવી આપો !'

'લઈ જાઓ !'

'લઈ જ જવા આવી હતી. આવ્યા પછી મને લાગ્યું કે હું એને અહીં જ રાખું.'

'એમને જે કરવું હોય તે તે ભલે કરે. તમારે જે કરવું હોય તે તમે કરો. મારે શું ?'

'હું અહીં આવી ત્યારે મને સોહનલાલનાં બીજાં લગ્ન થવાનાં છે એનો ખ્યાલ હતો. પણ એ વૈરી તું છો એનો ખ્યાલ ન હતો. એ ખ્યાલ આવ્યો એટલે તો તમારાં જ લગ્ન થવાં જોઈએ એમ મને થયું છે. સોહનલાલને મૂકી દેવા માટે મારે તને પૈસા આપવા એમ મેં ગાંઠ બાંધી હતી. હવે એ પૈસા પેલીને આપીશ ને તારે લગ્ન કરવાં જ પડશે.'

'મારાથી એ ન થાય. જે વાતો હું ભૂલવા મથું છું એ મને પળેપળ યાદ આવ્યા કરે.'

'અને યાદ આવે તો વાંધો શું ? માણસે જાતે પાપ ન કર્યું હોય તો પોતાની યાદગીરીથી એને ભડકવાની જરૂર શી છે ?'

'ભડકવાની જરૂર શી છે ?'

'હા ! જૂની યાદગીરીઓ જારવી લેવા જેવી મહાન બન. તારામાં બીજા બધા મહત્તાના અંશો એવા છે: તારી આ તારી યાદગીરીથી ડરવાની કાયરતા મને સુંદર ચિત્રના ડાઘની જેમ ખૂંચે છે. તમારી બેની વચ્ચે મતભેદ કયાં છે ? એજ મને નથી સમજાતું. યશવંતને તમે બન્ને હજી પણ કેમ વચમાં ઉભો રાખો છો. એ મને નથી સમજાતું. યશવંત ગયો એથી બધું ગયું. શરાબ ગયો. પિશુન વૃત્તિ ગઈ. બધું જ ગયું. હવે એનું રહ્યું છે શું કે તું આટલી ડરે છે ?'

'આ લગ્ન અનાચાર છે.'

'બધાં જ લગ્ન અનાચાર છે. માત્ર કેટલીક વખત વિચારોનાં, દુ:ખના ભાગદારોનાં લગ્ન થાય છે. મને તો તમે બેય મૂર્ખ લાગો છો.'

\+ \+ \+

બેબી હવે ચાલી જવાની છે એ નથી જ પાછી આવવાની એ

જોઈને કુમાર ઉશ્કેરાઈ ગયો. એને સારાસારનો ખ્યાલ ના રહ્યો ! એ જુવાન હતો અને જુવાની વિષે એણે રેલ્વે સ્ટેશનમાં બહુ બહુ રંગી વાતો સાંભળી હતી !

એના હાથમાંથી એક મોટો ખજાનો ચાલ્યો જતો હતો ! પંદર સોળ વર્ષનું કુમળું, સોહામણું, ઉઠાઉદાર કાયાનું, ભોળું અને દુનિયાદારીની કોઈ જાતની ગતાગમ વગરનું, વગડામાં ઉછરેલું ગુલાબ સરી જતું હતું – હાથ ચડેલું, હાથ રહેલું ને આજ ખૂંચવાતું હતું ... રેલ્વે સ્ટેશનના સાંધાવાળાઓ, પોલીસનો માણસ જો આ વાત જાણે તો એના વિષે શું કહે ?

જુવાન ધૃષ્ટ થયો. બેબી ચમકી. એ ખરેખર ‘ બેબી ’ જ હતી.

જુવાન વધારે ધૃષ્ટ થયો. બેબીને એણે બાથમાં લીધી.

... અને પાછળથી એક પત્થરનો ઘા જુવાનના માથામાં ઝનૂની જોરથી વાગ્યો.

‘ ઓ...રે...રે...મારી નાંખ્યો ! ’ જુવાને કાળી ચીસ પાડી ને પોતાના વહેતા લોહીના ખાબોચિયામાં પડ્યો !

વનમાલી દોડીને આગળ આવ્યો. ચીસ પડી. નક્કી કોઈક આવશે.

એણે બેબીનો હાથ પકડ્યો : ‘ ચાલી જા છોકરી ! ચાલી જા ! અને તારી બાને કાંઈ વાત ના કરીશ. નહિતર એ તને જાનથી મારી નાંખશે. ’

બેબી મૂઢ જેવી ઊભી રહી.

‘ ચાલી જા ! જાય છે કે નહિ ? ’ વનમાલીએ પથરો ઉપાડ્યો. હેબતખાઈ ગયેલી છોકરી ભાગવા માંડી.

‘ કોઈને ય કહેતી નહિ.’

બેબીના દોડતાં પગલાંનો ખડખડાટ બંધ થયો કે બીજા પગલાઓનો ખડખડાટ સંભળાયો.

સોહનલાલ વિચાર-તંદ્રામા હતા. એમને લાગ્યું કે કોઈએ ચીસ પાડી. પણ બીજીવાર કાંઈ ન સંભળાયું એટલે એ કાન માંડીને બેઠા.

ત્યાં અરધા પીધેલા ચાહના પ્યાલા મૂકીને અફાળાં-ફાફળાં ઉઠેલાં હસીના ને નિવેદિતા સોહનલાલ પાસે આવ્યાં: ‘ કોઈએ બૂમ પાડી ? ’

સોહનલાલ પગમાં જોડા, એક હાથમાં ફાનસ ને બીજા હાથમાં દંડો લઈને બહાર નીકળ્યા.

અને એ બેભાન જુવાન ને હાથમાં લોહીવાળો પથરો લઈ ઊભેલા વનમાલી પાસે આવીને ઊભા.

'આ શું ?' સોહનલાલ ચમક્યા. એમણે જુવાન સામે જોયું: 'આ તો કુમાર !'

'જી, હા. મારા હાથે અચાનક એમને ઈજા થઈ ગઈ. મેં માનેલું કોઈક જનાવર હશે. એ અહીં હોય એ તો મને ખ્યાલ જ કેમ આવે ? મેં પથરો માર્યો. એમને વાગ્યો.'

'બહુ વાગ્યું છે ?'

'એનો જાન ગયો છે !'

'હેં...હેં...હેં...'

'જી. હા. હું લાસને ઉપાડીને પોલીસ ચોકીએ જઉં છું. અંદર બૈરાંઓને વાત ન કરશો. એ નાહકના મુંઝાશે.'

અનાયાસે જેને હાથે ખૂન થયું હોય એવા ભોળા માણસની અપેક્ષાએ વનમાળી ઘણો સ્વસ્થ હતો.

'આપણે બેય જઈએ.'

'ના. હું એકલો જઈશ. આપે આમાં શા માટે પડવું જોઈએ ? આપ તો નિવેદિતા બહેન ને એમનાં બાળકોની સંભાળ રાખજો.'

વનમાલીએ જુવાનની લાસ ખભા ઉપર ઉપાડી ને એકવાર પણ પાછું જોયા સિવાય પોલીસચોકી તરફ ચાલવા માંડયું.

સોહનલાલ ગંભીર વદને અંદર ગયા. અંદર નિવેદિતા ને હસીના એમની રાહ જોઈ બેઠાં હતાં.

'શું હતું ?' હસીનાએ પૂછ્યું.

'કાંઈ નહિ. વનમાલી અમસ્થો ગાંડા કાઢતો હતો. તે મેં જરા ઠપકો આપ્યો. એની કોઈકવાર જરા ડાગળી ચસ્કે છે.'

'મને પણ એમ જ લાગ્યું.' હસીનાએ કહ્યું. એને સોલિસિટરની ઓફિસનો વનમાલી યાદ આવ્યો.

થોડીવાર ત્યાં મૌન છાયું. નિવેદિતા તેમજ હસીનાને પોતાના

અને સોહનલાલ વચ્ચેના બનેલા બનાવને કારણે, એને સોહનલાલની ગંભીરતા એટલી તો સાહજીક લાગી કે એ ગંભીરતાની પાછળ કોઈ તાત્કાલીક કારણ હોવાનો જરાયે ખ્યાલ ન આવ્યો.

હસીનાએ નિવેદિતા અને સોહનલાલના એમ બેય હાથો પકડયા. બે હાથો મિલાવ્યાઃ ' ફરીને તમારા ઝઘડાને પતાવવા મારે પાછું આવવું પડે એમ ના કરતાં. '

નિવેદિતાએ સસ્મિત જવાબ આપ્યો : ' ભલે ! '

' સુખી રહેજો ભાઈ! સુખી રહેજો બેન ! હવે હું જઉં છું. '

' ક્યાં ? '

' મુંબઈ! મારે અહીં કોઈની નજરે નથી ચડવું. ને તમને વધારે નામોચાં બનાવવાં નથી. '

' એમ તે જવાય ? '

' ખરૂં કહું છું. મારા જેવી બૈરીને સમજી કોઈક જ શકે. બીજાઓ તો કેવળ ગેર સમજૂત જ ઊભી કરે. વનમાલીને બોલાવશો ? '

' વનમાળીને...હા...હા...વનમાળીને ને...અરે એને તો મેં ધમકાવીને કાઢી મૂકયો. તમે એમ કરો. સવારની ગાડીમાં જ જજો. હું સોજપાળ શેઠને એમની ગાડી માટે કહી આવું. પરોઢની ચારની ગાડીમાં તમે જઈ શકશો. '

હસીનાને વનમાલીમાં કાંઈ રસ હતો કે નહિ એ તો ખ્યાલમાં નથી. વનમાલીની હાલતમાં એને મદદ કરવાને એ રોકાઈ હોત કે નહિ એ પણ કોઈ ના કહી શકે.

હકીકત એ બની કે કશું પણ અજુગતું બની ગયાની હસીનાને ખબર જ ના પડી. પરોઢમાં સોજપાળ શેઠનો ટપ્પો આવ્યો. એ ચાલી નીકળી. અને મુંબઈ તરફ રવાના થઈ ગઈ.

વળતી સવારે નિવેદિતાને સોહનલાલે વનમાલીને હાથે અજાણ્યે થયેલા ખૂન વિષે વાત કરી. બેબી એ સાંભળીને ચમકી ને ચીસ પાડી ઉઠી.

' ભૂંડું થયું! બેબીને તો એના વગર ઘડીયે નહોતું ચાલતું. માણસ તરંગી ઘણો : પણ સીધો, સાદો ને વફાદાર તો હતો. હવે એનું શું થશે ? '

## પ્રકરણ છવીસમું

### અંત

વળતી સવારે જ્યારે સોહનલાલ પોલીસ ચોકીએ ગયા ત્યારે એણે શોકથી અર્ધા ગાંડા જેવા બનેલા સ્ટેશન માસ્તરને જોયા. બે ત્રણ સાંધાવાળા જોયા. પોકેપોક રોતી સ્ટેશન માસ્તરની પત્નીને જોઈ. કાચા કેદી વનમાલીને જોયો.

પોલીસ જમાદારે સોહનલાલને સલામ કરીને કહ્યું: 'માસ્તર સાહેબ! અમારે તો શહેરમાં જવું પડશે. લાસને ને કેદીને લઈ ને.'

'રીતસર થતું હોય તેમ કરો. હું વનમાલીને મળી શકું.'

'હા. સાહેબ એમાં શું? અરે કોન્સ્ટેબલ! આમને આરોપીને મળવા દો!'

સોહનલાલ વનમાલી પાસે ગયા.

'વનમાલી!' સોહનલાલે કહ્યું: 'થવા કાળ હોય એ થાય છે. તમારે આજે શહેરમાં જવાનું છે. હું પણ આવું છું સાથે.'

'સાથે શું કામ?'

'રખે મારી જરૂર પડે.'

'કાંઈ જરૂર નથી સાહેબ! ભર્યાં જંગલમાં બૈરાં છોકરાંને એકલાં કેમ મૂકાય? મારી કોઇ ફિકર ના કરશો. મારો તો બચાવ છે. અનાયાસે મારાથી ખૂન થઈ ગયુ. હું જાતે લાસ લાવ્યો છું. જાતે હથિયાર લાવ્યો છું. જાતે રજૂ થયો છું. નાસવાનો મેં પ્રયાસ

કર્યો નથી. સ્ટેશન માસ્તરે પણ પોલીસને લખાવ્યું છે કે એના છોકરાને ને મારે કાંઈ અદાવત જેવું હતું નહિ.'

'અકસ્માત થયો છે એ તો ઉઘાડું છે.'

'હું તો સાહેબ પંદર દિવસમાં પાછો આવતો રહીશ.'

'બસ, તમે આવશો પછી અમે લગ્ન કરશું!'

થોડીવાર વનમાળી ચૂપ રહ્યો. પછી બોલ્યો: 'મુબારકબાદી સાહેબ! નિવેદિતા બહેનને અને એનાં બાળકોને લાયક છત્ર મળી રહ્યું છે.'

\+ \+ \+

શહેરની પોલીસ ચોકીમાં જ્યારે વનમાળીને ખડો કરવામાં આવ્યો ત્યારે એની પહેલાંની વાત જ આખી ફરી ગઈ.

વનમાળીની અહીં વાત આવી નીકળી: 'જુવાનની સામે એને દ્વેષ હતો. જુવાને એક બે વાર એની મશ્કરી કરી હતી. એટલે એણે લાગ જોઈ ને જુવાનને પથરો માર્યો હતો. ઈરાદાપૂર્વક માર્યો હતો. પથરો મારવાનું કારણ એ કે કોઈ હથિયાર પરખાય નહિ. લાસ અને પથરો બેય એને દાટી દેવાં હતાં, પણ ત્યાં નિશાળના માસ્તર આવી ચડયા. એટલે એને માટે જાતે રજૂ થયા સિવાય રસ્તો બીજો કોઈ રહ્યો નહિ.'

ફોજદાર સાહેબે મૂછે તાલ દીધો. જમાદાર બમાદાર ઠીક. એનાથી કાંઈ ગુનેગારના પેટની વાત કઢાવી શકાય ખરી? જરા આંખ કાઢીને મોટેથી બૂમ પાડી અને દમ માર્યો એમાં બેટો કેવો સીધોદોર થઈને પોપટની જેમ સાચું ભણી ગયો!

ફોજદારે મૂછે તાલ દીધો, એની અહંમાન્યતાના રાહમાં અંતરાય નાંખે એવી વાતનો એને ખ્યાલ સરખોયે નહતો કે વનમાળીએ ફાંસીને માંચડે ચડી જવાનો અટલ નિરધાર કરી લીધો હતો!

સોહનલાલને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એની વ્યગ્રતાનો પાર ના રહ્યો. પણ વનમાળીના એકરારને જરા પણ ચળાવી શકે એવું એ કરી શકે એમ ન હતું.

અને કદાચ વનમાલીએ લખાવ્યું છે તેમ જ હોય તો ? વળી એ એકવાર ખૂન કરીને જેલમાં પણ જઈ આવ્યો છે......

વનમાલીના સ્વતંત્ર એકરાર પછી પોલીસ તપાસ રહી નહિ. તરત જ કેસ ચાલ્યો. વનમાલીને બચાવ કરવો જ ન હતો.

ઇરાદાપૂર્વક ખૂન કરવા માટે વનમાલીને ફાંસીની સજા થઈ.

સજા અમલમાં મૂકવાનો આગલો દિવસ પણ આવ્યો. વનમાલીને એની છેલ્લી ઇચ્છા પૂછવામાં આવી.

વનમાલીએ બેબીને મળવાની માગણી કરી.

સ્વમુખે પૂરવાર થયેલા ખૂનીને બેબીને મળવા ન જવા દેવાની પહેલાં તો નિવેદિતાએ સાફ ના પાડી. પણ સોહનલાલે એને સમજાવી. બેબીને વનમાલી બહુ ચાહતો હતો. કાલે એ મરી જવાનો છે. એની જીંદગીમાં એને પોતાનું સ્વજન એકલી બેબી લાગી. એની છેલ્લી ઇચ્છા પૂરી કરવા માટે એને મળવા જવા દેવી જોઈએ.

સોહનલાલ બેબીને લઈને તુરંગ ઉપર આવ્યા. જેલની ઑફિસમાં સોહનલાલ બેઠા. બેબીને અંદર ફાંસી ખોલીમાં લઈ જવામાં આવી.

બેબી ગભરાઈને રોતી હતી ! આ શું થઈ ગયું ? વનમાલીએ બેબીની પાસે આવીને વાત શરૂ કરી:

'બેબી !'

'મારે કારણે તમારી આ દશા થઈ ! મારે કારણે તમારૂં મોત ઉભું થયું !'

'ગાંડી છોકરી ! દુનિયામાં કોઈ કોઈને સજા નથી કરી શકતું. માણસ પોતે પોતાની જાતને જ સજા કરે છે !'

'હું કહી દઉં સાચી વાત મારી બાને ?'

'ગાંડી ! એથી કાંઈ મારો બચાવ થવાનો નથી. ને તારી બા તારા ઉપર રોષે ભરાશે. જે થયું છે એ સારૂં જ થયું છે. તું રંજ ના કરીશ. મને સાચેસાચું કહેજે હો. તું મને કોઈ દિવસ સંભારીશ ?'

'ઘણીવાર મને થયું છે તમારી સાથે રહેતાં રહેતાં કે મારે આવો બાપ હોય તો કેવું સારૂં ! તમને તો હું કદિયે નહિ ભૂલું.'

વનમાલીના ચહેરા ઉપર આનંદની દીપ્તિ છાઈ : 'દીકરી! હું મારું જીવતર ન સુધારી શક્યો. તેં મારૂં મોત સુધારી દીધું.'

મોતની વાત સાંભળીને બેબીની આંખમાં આંસુ ઉભરાયાં.

'રડીશ ના બેટા! તું હવે જા. તું વધારે વાર રોકાઈશ તો મારાથી પણ રડી જવાશે. ને મારે રડવું નથી. મારે અંત લગી પ્રભુ પ્રાર્થના કરવી છે કે મારા એક ત્યાગના બદલામાં એ મારા તમામ ગુના દરગુજર કરે!'

બેબી હજીયે ના ઊઠી.

'જા. બેટા, ઈશ્વર કરે ને તું કદિયે ન સમજે, તું આજે ક્યાં ઉભો છો? જા. હું અત્યારે સ્વર્ગમાં છું. મને નરકમાં ન નાંખવો હોય તો જા. પણ મારું એક કામ કરજે.'

'શું? મારાથી આ બધું કંઈ સમજાતું નથી.'

'મારા કમરામાં એક આલમારી છે. એ આલમારીના ઉપલા ખાનામાં લૂગડાના ટૂકડામાં બાંધેલી એક લાકડાની પેટી છે. એ પેટી એમને એમ તારી બાને આપી દેજે બીજું બેટા! ન સમજવામાં સુખ છે. જા, સુખી થા. સત્યમાં સુખ છે.'

\+ \+ \+

બેબીએ જઈને વનમાલીના કહેવા મુજબ લાકડાની લૂગડામાં વિંટાળેલી પેટી મેળવી. મેળવીને નિવેદિતાને આપી.

નિવેદિતાએ પેટી ઉઘાડી. અંદરથી નીકળી એક જોડ ચૂડી અને ચૂડીની સોનાની ચીપનો દડો!

ચૂડીની સામે નિવેદિતા જોઈ રહી. ચૂડીની બાજૂમાં ટાંકણીથી નામ લખ્યું હતું. 'નિવેદિતા.' ચૂડી ઝાંખી પડી ગઈ હતી. નામ વંચાતું હતું—હજી.

પોતની ચૂડી! છેલ્લી ચૂડી! છોકરાને બાપ ના મળે એ માટે એણે આપેલી! ને છોકરી, એ ચૂડી લાવી!

'આ ક્યાંથી લાવી?' નિવેદિતાનો ચહેરો ઉજળો પૂણી સમો બની ગયો હતો.

'વનમાલી કાકાએ તમને આપવા મને કહ્યું હતું.'

'વનમાલી ! ખૂની !'

એનાથી રડી જવાયું.

'એ ખૂની નથી. એને તમે ખૂની ના કહેશો. તમારા ને મારા સુખને માટે એ ફાંસીએ ચડે છે. મુંબઈથી બાઈ આવી હતી એને એ જઈ ને તેડી આવ્યા હતા. મારી ભૂલ ઢાંકવા માટે એ ખૂની બન્યા.'

'તારી ભૂલ ?'

'હું ખૂન થયેલા જુવાનને મળતી હતી. બા ! તમે મને મારી નાંખો તોય મારાથી હવે જૂઠું નથી બોલાતું. એ જુવાને...મારી.... મારી.........'

'સમજી. પછી ?'

'વનમાલી કાકા કાયમ મારી આ મુલાકાતો ઉપર નજર રાખતા હશે. એમણે જુવાનને પથરો માર્યો ને એ મરી ગયો !'

'તું બહાર જા. મને એકલી રહેવા દે !'

વનમાલી એ યશવંત ! યશવંત એને ભૂલી નહોતો ગયો ! અહીં જ હતો. પણ...પણ સોહનલાલ સાથેની વાત વધતી જોઇને છતો નહોતો થયો ! બાળકો ઉપર એ દેખરેખ રાખતો હતો ! પોતાનો માર્ગ એણે સરલ કરી આપ્યો !

ઓહ ! ઓહ ! ઓહ ! કેવી યાતના સહી હશે એ માણસે ! પોતે જ્યારે દુ:ખિયારી બની ગઈ હતી, અહંતાના જાડા પડ નીચે ભરાઈ બેઠી હતી, પોતાના સુખનો માર્ગ મોકળો થતો જોઈ રાચતી હતી, ત્યારે એ માણસ......

એ મારો ધણી હતો ! મારો ધણી છે ! છોકરાંને ખાતર ત્યાગ કરવાની પોતાની અહંમન્યતા. જે ભાવી સુખનો માર્ગ હતો ! છોકરાંને ખાતર ત્યાગ કરવાની યશવંતની મૂંગી તત્પરતા !

યશવંત ! યશવંત ! મારા નાથ !

ચૂડી ઉપર માથું નાંખીને નિવેદિતા પડી. આપ બળે એકઠી કરેલી આત્મવર્ચસ્વતા આંસુ વાટે માર્ગ માગી રહી.

યશવંત ! મારા નાથ !

\+ × +

વીનુ અંદર આવ્યો. સોહનલાલને એણે 'બાપુ' કહેવાનું શરૂ કરી દીધું હતું: 'મારા બાપુ ક્યાં છે બા!'

'તારા બાપુ! તારો બાપ ને? ચાલ હું તને બતાવું.'

અર્ધ ભ્રમિત જેવી બનેલી માતાના હાથે છેળેલો છોકરો દોરાયો.

છોકરાનો હાથ ખેંચતી જંગલ ખૂંદતી ઝાડ સાથે અફળાતી, અર્થ આંધળા જેવી બનેલી નિવેદિતા આખરે જેલના દરવાજે જઈને દીકરાનો હાથ ઝાલીને ઉભી:

'મારો ધણી? મારો ધણી?' એણે જેલના દરવાજા ઉપર ચીસ નાંખી.

'કોણ તારો ધણી?' જેલના સુપરિન્ટેન્ડેન્ટે સવાલ કર્યો.

'આજે ફાંસી દેવાની હતી તે.'

જેલ સુપરિન્ટેન્ડેન્ટે એક વોર્ડરને ચિઠ્ઠી લખી આપી, જેલની અંદર મોકલ્યો.

'ઠેરો. હમણાં આવશે.'

મા અને દીકરો બેય બહાર ઊભાં રહ્યાં. થોડીવારમાં જેલના થોડા કેદીઓ ધોળા લૂગડામાં વીંટાળેલું કાંઈક લાવ્યા. નિવેદિતાના પગ આગળ એમણે એ મૂક્યું.

નિવેદિતાએ કંપતા હાથે લૂગડું ખોલ્યું.

અંદર ફાંસી દીધેલા યશવંતનું શબ હતું.

ક્ષણ ભર નિવેદિતાના માથામાં લોહી ગાજી રહ્યું. વીનુનો હાથ પકડીને એણે ચીસ જેવા અવાજે કહ્યું: 'તારે તારો બાપ જોવો હતો ને? જોઈ લે આ તારો બાપ!'

અને પછી વીનુને ધક્કો મારીને નિવેદિતા લાસ ઉપર પછડાઈ.

'યશવંત! મારા નાથ!'

× × ×

નિવેદિતા અને સોહનલાલ પરણ્યાં નહિ. પરણવાનાં પણ નથી.

**સંપૂર્ણ**

# લીલાવતી ગ્રંથમાળા.

## વર્ષ ૧ લું

| | | |
|---|---|---|
| વીરાંગનાઓની વીરહાક | ૦-૨ાા | |
| રાસ રમણા (બી.આ.) | ૦-૧૦ | |
| આરક્ષણિઆ | ૦-૬ | |
| કલ્પનાના પ્રતિબિંબ | ૦-૮ | |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૭ | |
| સમયના વ્હેણુ | ૦-૬ | |
| ગૃહનીતિ | ૦-૧૨ | ૦-૧૪ |
| સોરઠી વિભૂતિઓ | ૦-૧૦ | ૦-૧૨ |

## વર્ષ ૨ જું

| | |
|---|---|
| હેમા બહેન | ૦-૫ |
| વીરા ફીગનર | ૦-૬ |
| રસિયણના રાસ | ૧-૦ |
| પ્રતિભા | ૦-૯ |
| ગૃહશિક્ષા | ૧-૪ |
| સિમંતિની | ૧-૦ |
| ધૂપદીપ | ૦-૧૨ |

## વર્ષ ૩ જું

| | |
|---|---|
| કિલ્લેદારની કન્યા | ૧-૦ |
| સમાજની ભીતરમાં | ૧-૦ |
| સ્વર્ગની પરીઓ | ૧-૦ |
| ઉરહાક | ૧-૮ |
| પરણ્યા પછી : ૧ લો | ૦-૮ |

## વર્ષ ૪ થું

| | |
|---|---|
| રાસ કસોટી | ૧-૦ |
| ગૃહ–લક્ષ્મી | ૧-૦ |
| પદ્મિની | ૧-૮ |
| બકુલાભાભી (મ.નથી) | ૧-૮ |
| પરણ્યા પછી : ૨ જો | ૧-૪ |

**નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ**

નવયુગ પુસ્તક ભંડાર : પુસ્તક સંખ્યા : ૧૭૯

# નિવેદિતા

## [ ભાગ ૧ લો ]

[ સામાજિક નવલકથા ]

: લેખક :

ગુણવંતરાય આચાર્ય

કિંમત રૂા. સાડાત્રણ

: પ્રકાશક :

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ : કાઠિયાવાડ

૨૩૩૦૫



આવૃત્તિ ૧ લી

નવેમ્બર ૧૯૪૧

: નવયુગ ગ્રંથમાળા :

વર્ષ ૯ મું ∴ પુસ્તક રજું

-: લવાજમ :-

[ એક હજાર પાનાનાં ત્રણથી ચાર પુસ્તકો ]

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશ |
|---|---|---|
| ૪-૦-૦ | ૪-૮-૦ | સીલીંગ આઠ |

ભા. ૧ લો

: કિંમત : રૂા. ૨-૦-૦

-: પ્રકાશક :-

જયંતિલાલ રેવાશંકર દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ : : કાઠિયાવાડ

: મુદ્રક :

મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ.
અમદાવાદ : [ ગુજરાત ]

— ગુણવંતરાય આચાર્ય કૃત —

# નિવેદિતા

## [ ભાગ ૧ લો ]

[ સામાજિક નવલકથા ]

## પ્રકરણ પેલું

### બીજ

સોહનલાલે ઘંટડી બજાવી. એ રણકારનો પડઘો પાછો ફરતો હોય એમ જીકાર કરતો દફતરનો પટાવાળો આવીને ઊભો.

'તંત્રી વિભાગ'ના બધા ભાઈઓને બોલાવ! સોહનલાલ પાછા પોતાના કામમાં પરોવાયા. પટાવાળો બાજુના મોટા ખંડમાં આવેલા લાકડાનાં કબૂતરખાનાઓમાં ફરી વળ્યો. થોડીવારમાં જ એક પછી એક કબૂતરખાનાનાં બારણાં હિંચોળાયાં. અને એકએક કબૂતરખાનામાંથી એક એક માણસ બહાર નીકળ્યો.

જાણે એક જ બીબાંમાંથી એ બધા ઢાળેલા હોય, એવા એ દેખાતા હતા. કોઈ ભારે ચિન્તા કે કલેશ કે આપત્તિના ભારથી જાણે એમનાં મોઢાં ટટ્ટાર રહેવાને બદલે ઝૂકી પડ્યાં હતાં. વ્યોમમાં વિહાર કરવાની ખાસિયતવાળા અખબાર નવેશોને દુનિયા અને દુનિયાદારીની ઉપાધિઓ ધરતી સાથે લંગરે જકડી રાખતી હોય એમ એમના હોઠના ખૂણાઓ ખેંચાયા હતા!

એ બધા જ કોટ પાટલૂન અને ટાઈમાં સજ્જ હતા. એમના ઝાંખા પડી ગયેલા કોટ, ઝાંખાં પડી ગયેલાં પાટલૂનો ને ઝાંખી પડી

ગયેલી ટાઇ એમનાં ઝાંખાં પડી ગયેલા મોઢાં સાથે એક રાગ સાધીને સામાન્ય ઝાંખપ ભરી એક છબી ઉભી કરતાં હતાં.

ઓફિસનો પટાવાળો પણ આખરે તો છાપાંનો સંગી હતો ને? એ જ્યારે પોતાના સમોવડિયામાં ખીલતો ત્યારે કોઈ કોઈવાર કહેતો:

'ઢીલાં ઢીલાં પાટલૂન, ને વહીલાં વહીલાં મોં,
રખેને ભાઈ તમે છાપાવાળા હો!'

સોહનલાલ આ બધાની સામે વીજળીની બેટરી જેવા હતા. એમની ઓફિસમાં બધો તંત્રી વિભાગ પેઠો. બેએક જવાબદાર માણસો બેઠા. બાકીના બધા ઊભા રહ્યા.

'તમને બધાને મેં બોલાવ્યા છે, કેમ કે તમને સહુને રૂબરૂ એક વાત કરવી છે. કાલે મારે તમારા સહુના તરફથી એક એક સ્વતંત્ર લેખ જોઈએ છે. આનો ઉપયોગ આપણા છાપામાં મારે મારી રીતે કરવાનો છે.'

'બધા તરફથી એક એક લેખ?' ખુરશી ઉપર બેઠેલી જવાબદાર વ્યક્તિઓમાંથી એકને આવી સૂચનાથી આશ્ચર્ય લાગ્યું જણાયું.

'હા, અને સ્વતંત્ર લેખ જોઈએ હો.' સોહનલાલે જવાબ આપ્યો.

બધા આવ્યા હતા તેવા બહાર ગયા. એ સહુને સોહનલાલની માગણી વિચિત્ર લાગી. પરંતુ એ પૂરી પાડવી એ એમની ફરજ હતી.

યશવંતરાય પણ આ છાપામાં તંત્રી વિભાગ માહેનો એક હતો. તંત્રી વિભાગ કેવળ તંત્રીઓ ને ઉપતંત્રીઓનો જ બનેલો હોય છે, એમ જો કોઈ માનતું હોય તો તે ભારે ભૂલ કરે છે. રિપોર્ટરો, પ્રૂફરીડરો વગેરેનો તેમાં સમાવેશ થાય છે. યશવંતરાય સાદો રિપોર્ટર હતો!

યશવંતરાયને માટે જીંદગીમાં આ પહેલી તક હતી. રિપોર્ટીંગ કરતાં કરતાં એને ખૂરશી ટેબલ ઉપર બેસીને કામ કરનારા તંત્રી–

ઉપતંત્રીઓની અદેખાઇ આવતી. એ પોતે લખતો પણ ખરૂં. પણ પોતાનું લખાણ છાપામાં છપાશે એ સંભવ એને એકદમ ગમી ગયો.

એટલે જ્યારે એ ઘેર ગયો ત્યારે પણ એના મનમાં પોતાને લખવાના લેખની જ ઘટમાળ ચાલતી હતી: 'શું લખું ?'

ઘેર પહોંચતાં સુધી એ કોઈ નિર્ણય ના કરી શક્યો. પણ આખરે દરેક મુશ્કેલીમાંથી કાંઇ ને કાંઈ તો રસ્તો નીકળે જ છે. તેમ આ મુશ્કેલીમાંથી પણ રસ્તો નીકળ્યો. 'હમણાં તો આખા દિવસનો થાક લાગ્યો છે. પણ ચાહ પીને હું રાત્રે લખવા બેસીશ ત્યારે આપમેળે સૂઝી જશે. લેખકો કેવળ પરસેવા ઉપરજ નથી જીવતા. તેમને ક્યારેક તો પ્રેરણાની પણ જરૂર પડે છે.'

યશવંતરાયના દિલમાં એક આતશ જલતો હતો. એને સામર્થ્યની ભૂખ હતી. અને લેખન કાર્ય દ્વારા વગર મહેનતે, વગર જોખમે અને વગર જવાબદારીએ સામર્થ્ય મળી શકે છે એવી એની માન્યતા હતી.

સામાન્ય સંયોગમાં કોઈ માણસ બીજા કોઈને સુધરેલી ગાળ આપે તો તો જાણે એ બે વચ્ચે ભારે મોટો કજિયો જ થાય, પણ પત્રકારના આસન ઉપર બેસીને સોહનલાલે એ ધંધો શરૂ કર્યો ત્યારે અજાયબ બજાર જેવી આ દુનિયા એને માન આપવા લાગી. જે કાર્ય સોહનલાલને સહજ સાધ્ય થઈ પડ્યું તે પોતાને કેમ સાધ્ય ન થઈ પડે ? આખરે તો સોહનલાલ હતા કોણ ? ભાષા ઉપર એનો કાબૂ હતો, પોતાનો પણ ભાષા ઉપર કાબૂ છે. નથી એમ કોણ કહે છે ? એ સિવાય તો સોહનલાલને પણ અનેક સાચા–ખોટા ખબરપત્રીઓ ઉપર જ આધાર રાખવો પડે છે ને ? વળી આથી રાજકારણ કેવળ સૂક્કુ ફિક્કું ને કંટાળા ભર્યું બનવાને બદલે તીખું તમતમતું પણ બની શકે છે. ને એ બધામાં રોજી હતી, આબરૂ હતી, સત્તા હતી. સમજુ એને મળેલી તક ઝડપી લઇ શકે. એને માટે એ સામર્થ્ય, એ ઈજ્જત,

એ માનીપાત અને એ બધાને પોતાના અંગમાં સમાવી શકે એવી સેવાપરાયણતા રસ્તામાં ઉપાડનારની રાહ જોતી પડી છે.

આવા તરંગો કરતો યશવંતરાય લોકલ ટ્રેનમાં બેસીને પોતાના નાનકડા મકાન તરફ ચાલ્યો. એ નાનકડા ઘરમાં એક હોંસીલી, તેજ સ્વભાવની પણ સીધી અને વત્સલ એવી પત્ની હતી. એ પત્નીને બે બાળકો પણ હતા. મોટાનું નામ વીનુ ને નાનીનું નામ બેબી.

નિવેદિતા ગરીબ બાપની નમાયી છોકરી હતી. કેળવણી તો જરૂરત પ્રમાણે મળી હતી, અને જાતની સાવધ એવી હતી કે કોઈ વાત એને બીજી વાર કહેવી ન પડતી. પરિણામે એને જેટલી કેળવણી મળી હતી, તેટલી બધી એને એવી તો રગરગ ઉતરી ગઈ હતી કે યશવંતરાયના મિત્રોનો યશવવંતરાયની પીઠ પાછળનો અભિપ્રાય એ હતો કે: 'યશવંતરાય ભણેલા છે. નિવેદિતા ગણેલી છે.'

આવી પત્ની એની રાહ જોઈને બેઠી હશે. પોતે ઘેર જશે અને આજે જમવું તો નથી, પણ ચાહ બનાવીને પી લેશું ને એ પાશે. અને પછી પોતાના દીવાસ્વપ્નની નીસરણીના પહેલા પગથિયાં સમા લેખની પોતે વિચારણા કરશે!

ગાડી ઉભી રહી ને યશવંતરાય નીચે ઉતર્યો. ભવિષ્યના એક સમર્થ પત્રકારને છાજે એવી અદાથી એ પોતાના ઘર તરફ ચાલ્યો.

પોતે લેખ શું લખવાનો છે એનો તો યશવંતરાયને કાંઈ જ ખ્યાલ નહતો, પણ એ લેખનું પરિણામ શું આવવાનું છે એના વિષે એને શંકા ન હતી. એ લેખ વાંચીને સોહનલાલને પસ્તાવો ન થાય તો......આવા માણસને – કાબેલ લેખકને પોતે કેવળ રિપોર્ટર તરીકે સડવા જ દે છે એનો પસ્તાવો ન થાય તો......

યશવંતરાયે પોતાની ખોલીનું બારણું બહાર ખડખડાવ્યું.

## પ્રકરણ બીજું

## દરદનો ઈલાજ

ચાર વરસના વિનુએ દોડીને બારણું ઉઘાડયું અને ઉઘાડા બારણામાં રડીને સૂઝેલી રાતી આંખો વાળી નિવેદિતા ઉભી હતી. યશવંતરાય સ્તબ્ધ થઈ ગયો. રોજ રોજ હસતી નિવેદિતાને આજે શું થયું છે ?

વિનુએ એ માહિતી આપી: ' કાકા ! કાકા ! બેબી મરી ગઈ.'

બેબી ! મરી ગઈ ! આ શું ? યશવંતરાયે નિવેદિતા સામે જોયું. એક અક્ષર પણ બોલ્યા સિવાય નિવેદિતા આગળ ચાલી. ને પહેરેલાં કપડે ને પહેરેલે જોડે યશવંતરાય પાછળ ચાલ્યો. રોજ રોજ તો બારણાથી એક ફૂટ આગળ જોડા આવે તો નિવેદિતા બૂમાબૂમ કરી મૂકે. આજે રસોડામાંથી પણ જોડા પહેરીને જતા યશવંતને રોકનાર કોઈ ન હતું ! નક્કી કાંઈક ગંભીર હોવું જોઈએ. શું ખરેખર બેબી મરી ગઈ હશે ? બેબી ! આઠ મહિનાની રમતિયાળ પૂતળી !

રસોડાને પેલે પાર પરસાળ હતી. પરસાળમાં ઘોડિયું હતું.

નિવેદિતાએ ઘોડિયા પાસે આવીને કહ્યું : ‘ જુઓને ! આજ સાંજથી બસ આમ છે ! ’

યશવંતે નજર કરી. ઘોડિયાની અંદર બેબી હતી. એનો ચહેરો પીળો પડી ગયો હતો. શ્વાસ જાણે બંધ થયો હતો. ને એનું નાનકડું અંગ નિશ્ચેષ્ટ લાગતું હતું. કયાં આ નૂરવિહોણો, બીક પેદા કરે એવો મડાં જેવો ચહેરો ને કયાં આજ સવારે પોતે જોયેલો ખીલેલા ગુલાબ જેવો હસતો ચહેરો ! કયાં આ નિશ્ચેષ્ટ શરીર ને કયાં એક ઘડી પણ સ્થિર ન રહી શકે એવું જાણે વીજળીના તણખાઓથી ભરેલું શરીર !

‘ સાંજ સુધી રમતી ... પછી ...... ’

યશવંતે કહ્યું : ‘ એ વાત પછી. હું દાક્તરને બોલાવું છું. ’

પહેરેલે કપડે યશવંત પાછો ફર્યો. સાત આઠ વર્ષનો એનો લગ્ન સંસાર સુખી તો શું પણ દુ:ખી ન હતો. નિવેદિતા બીજાઓની જેમ ખોટી ફેશનમાં તણાઈ નહોતી. એના દિલને કે મનને મુંબઈનું પાણી લાગ્યું નહતું. એટલે સાઠ રૂપિયામાં ઘરનું પૂરું થઈ રહેતું. અને ધણી ધણિયાણી હળીમળીને રહેતાં હતાં. એમના જીવનમાં કાંઈ એવો ગંભીર મામલો પણ ઉભો થયો નહતો કે એક બીજાના પ્રેમની આકરી કસોટી થાય. બાળકો બે હતાં—વિનુ અને બેબી. બાળકો રમતિયાળ હતાં, ને એનાં માબાપને પ્યારાં હતાં. ને એ બેમાંથી એક આજે... આજે......ના નહિ. બેબીને કાંઈક પણ થાય તો એનું લગ્ન જીવન જાણે અધું ખંડાઈ જાય......દાક્તર શાહ એના મિત્ર છે. વળી હોશિયાર પણ છે. એ જરૂર કાંઈક કરશે ? બે ત્રણ કલાકની માંદગીમાં એક બાળકનો જાન આખો ચાલ્યો જાય તો પછી દાક્તરો શું જખ મારવાના છે.........શું હશે ? બેબીને .........!

યશવંત, દાક્તર શાહના ઘર આગળ આવ્યો. સદ્‌ભાગ્યે દાક્તર ઘેર હતા.

‘ ઓહો ! યશવંતભાઈ આવો ! હલ્લો નર્સ ! એક કપ ચહાનો

વધારે મૂકજો.' દાક્તર શાહ જાહેરમાં પોતાની પત્નીને નર્સ કહીને બોલાવતા. દાક્તર કહેતા કે એમ કરવાથી ઘરમાં દાક્તરી વાતાવરણ જળવાઈ રહે છે. ને વખતે ક–વખતે બહાર જવું પડે. રોકાઈ રહેવું પડે તો પણ પત્નીના મનમાં ક્લેશ થતો નથી.

યશવંતરાયે કહ્યું : 'દાક્તર ! મારે ચાહ નથી પીવી. મારી બેબી ગંભીર માંદી છે ને હું તમને તેડવા આવ્યો છું.'

'Serious ! એકાએક કેમ ?'

'મને તો હમણાં હું ઑફિસેથી આવ્યો ત્યારે જ ખ્યાલ આવ્યો. મને તો લાગે છે......લાગે છે...... કે she is ......'

યશવંતરાયની જીભ થોથરાઈને વાક્ય પૂરું ન કરી શકી, પણ દાક્તર એનો ભાવાર્થ સમજી ગયો. એ ઉઠયો. એણે ટોપી પહેરી. હાથમાં સ્ટેથોસકોપ ને થરમામીટર લીધો: 'ચાલો.' જોડા પહેરતાં પહેરતાં એણે પોતાની પત્નીને સાદ દીધો: 'નર્સ ! હમણાં ચાહ ન મૂકશો. હું યશવંતભાઈની બેબીને જોઈ આવું.'

'નર્સે' બહાર આવીને યશવંતરાયને પૂછયું: 'બેબીને શું થઈ ગયું ? હજી કાલતો મારાં બેન બેસવા આવ્યાં હતાં ત્યારે તો એ સાજી સારી હતી !'

'છોકરાં તો ફૂલ કહેવાય ને ! એને કરમાતાં વાર લાગે છે ?' યશવંતરાયે પુરાણું સૂત્ર ઉચ્ચાર્યું. એ એક અર્ધસત્ય માબાપોની કેટલી બધી બેદરકારી ઘટાડે છે !

'Meaning. નર્સ ! યશવંતરાય તમને આડકતરી રીતે એમ કહે છે કે તમને થશે ત્યારે તમને પણ ખબર પડશે ?'

'નર્સ'ને 'દાક્તર'ને છૂટી તપેલી મારે કે શરમાઈને અંદર ચાલી જાય એની મૂંઝવણ થઈ. ચીડને શરમ બેની કુસ્તી જાણે એના ગાલ ઉપર રમી રહી. દાક્તરનું પરણેતર તો સાત વર્ષનું હતું, પરંતુ

કેટલાંક પરણેતરો ઉપર પહેલા દિવસનો ઓપ કાયમ ટકી રહે છે. ને લાંબી રાહ જોવરાવ્યા પછી દાક્તરની આગાહી શરીર-રચના શાસ્ત્રની શકયતામાંથી શોખ-ભર દાંપત્ય જીવનની સંભાવના સુધી તો ભૂતકાળની વાત બની ચૂકી હતી.

પરંતુ આ રસિક દાંપત્ય-વિનોદ પ્રત્યે યશવંત આજ ઉપેક્ષા-વૃત્તિ અનુભવતો હતો. ઘોડિયામાં પડેલી બેબીનું મ્લાન ને પીળું પડેલું મડાં મોં એને યાદ આવતું હતું!

ઉતાવળે પગલે ઘેર પહોંચ્યા, ને ઘરના બારણામાં રાહ જોઈ ને ઉભેલા વિનુએ ચીસ પાડી: 'બા! દાક્તર કાકા આવ્યા!'

યશવંતે નિવેદિતાને પૂછ્યું: 'કેમ છે?'

'એમનું એમ છે!'

દાક્તરે હસતાં હસતાં કહ્યું: 'કેમ બહેન! અમારી બેબીને માંદી પાડી દીધી ને?'

નિવેદિતાએ દાક્તરી મર્મનો કેવળ મ્લાન ને પ્રયાસ-સિદ્ધ સ્મિતથી જવાબ આપ્યો.

દાક્તરે ઘોડિયામાં પડેલી બેબી સામે જોયું. છાતી ઉપર સ્ટેથોસ-કોપ મૂક્યું. હૃદયના ધબકારા સાંભળતાં સાંભળતાં એની નજર યશવંતનાં ગંભીર ને નિવેદિતાના ચિન્તાભર્યા મુખ ઉપર ઠરી. દાક્તરે નાડ જોઈ. માથું તપાસ્યું. પગ તપાસ્યા. ને દાક્તરનો ચહેરો ઘણો ગંભીર બન્યો. એ ચહેરો જોઈ ને નિવેદિતાના તો જાણે પગ ગળી ગયા. યશવંત-રાયનું હૃદય પણ બે ચાર ધબકારા જાણે ચૂકી ગયું.

'બહુ જ સીરિયસ!' દાક્તરે અભિપ્રાય જાહેર કર્યો: 'એક ઈન્જેક્શન તો હમણાં જ આપવું જોઈશે.'

'આપોને ભાઈ! કરવું હોય તે કરોને!' નિવેદિતાએ આજંપ અવાજે કહ્યું.

'આપું ! પણ રૂા. દસ પડશે.' દાક્તરના અવાજમાં દાક્તરી રણુકાર હતો.

યશવંતરાયને મનમાં ચીડ ચડી. પારાવાર જ ચડી. આ માણસ એનો દોસ્ત હતો ! સાથે બેસતો, ઉઠતો, પાનાં રમતો. કેટલીયે વાર ઘેર ખાઈ પણ ગયો છે. પણ આજ એની મદદની જરૂર પડી કે ફટ કરતોકને દાક્તર થઈને ઊભો ! એને દરદીના જીવન-મરણની કાંઈ પરવા જ નથી. એને તો ફીનીજ વાત છે !

યશવંતરાયે મૂંગા મૂંગા પણ મનની ચીડ છાની ન રહે એવી ઢબથી પોતાના ખિસ્સામાંથી રૂા. દશની નોટ કાઢીને દાક્તરના હાથમાં મૂકી. ને જરાકપણુ આજુગતું જ થતું હોય એમ દાક્તરે સ્વીકારી લીધી.

'એક કાગળ લાવો.' દાક્તરે કહ્યું ! આ દવા અત્યારે ને અત્યારે જ લાવો !

દાક્તરે કાગળ ઉપર કાંઈક લખ્યું. ને લખીને કાગળ યશવંતરાયના હાથમાં મૂક્યો.

યશવંતરાયે દાક્તરે લખેલી દવા શી છે એ વાંચવા માંડ્યું:

### બેબીને માટે

૧ ઔંસ: બાળક જન્મ આપવાને તત્પર થતાં માબાપની બાળઉછેરની સમજણ.

૧ ઔંસ: બાળક માંદુ પડે ત્યારે હરવાયાંથતાં માબાપોની બાળકને હવામાનનાં દરદોથી મુક્ત રાખવાની કાળજી.

૧ ઔંસ: બાળકોની સામાન્ય ફરિયાદોથી વાકેફ થવાની માતાપિતાની ઈન્તેજારી.

૨ કપ ચહા: શરદીની તદ્દન સામાન્ય ને તદ્દન ચિન્તા વગરની ફરિયાદ માટે દાક્તર જેવા ભારે કામઢા માણુસને ચાહ ન પીવા દેવાની સજા.

ક્ષણભર તો યશવંતરાય બેબાકળો થઇ પડ્યો. પછી મુક્ત થયેલા શ્વાસના બોજથી કટકા થતાં હાસ્ય સાથે એણે નિવેદિતાને દાક્તરનો કાગળ વાંચવા આપ્યો :

'ખરેખર! ખરેખર! દાક્તર! બેબી ને કાંઈ નથી?'

'અરે ભલાભાઈ! મને તો આ નિવેદિતા બહેનની દયા આવી ગઈ, એટલે ટૂંકેથી પતાવ્યું. આવું તે હોય? બહેન આ છોકરીને કાંઈ નથી. મરવા બરવાની નથી. એમ તમને સાવ સોંઘામાં નહિ છોડે હો, તમારી ઈચ્છા હોય તોયે. એને બરાબર ઓઢાડો ને ચાહ મૂકો ચહા!'

દાક્તરે દશ રૂપિયાની નોટ યશવંતરાયના હાથમાં મૂકતાં મૂકતાં પાછી લઈને વિનુને બોલાવ્યો. 'લે દોસ્ત! આ તને બક્ષિસ!'

નિવેદિતા ભયમુક્ત પંખણી સમી ચાહ બનાવવામાં રોકાઈ. દાક્તરે યશવંત રાયને કહ્યું : 'ભલા માણસ! ઘરમાં બ્રાન્ડીની એક બાટલી રાખો. શરદીના દરદમાં બહુ કામ આવે. રામબાણ ઈલાજ છે શરદીનો. અત્યારે મારે ઘેરથી લઈ જજો. ને કાલ સવારે તો હસતી રમતી થશે.'

ચાહ પીને દાક્તર તો ગયા. યશવંતરાયને જમવું ન હતું. પતિ પત્નીએ થોડીવાર વાતો કરી, પછી નિવેદિતા બેબીને પડખામાં લઈને સૂતી. બ્રાન્ડી ચોળવાથી ને બે ટીપાં પાવાથી બેબીમાં ચેતન આવી ગયું હતું. એટલે નચીંત મને યશવંતરાય લખવા બેઠા.

ખુરશી ઉપર બેઠા-ન બેઠા ને એક જબરો ધડાકો થયો. જાણે બેચાર સામટા છીંટના તાકા કોઈ એક સાથે ફાડતું હોય એવો.

બેબીએ ચમકીને ચીસ પાડી. ને નિવેદિતા બેબાકળી બનીને પથારીમાં બેઠી થઈ: 'એ શું થયું? શું પડ્યું?

'કાંઈ નથી! તું તારે સૂઈ જા. એ તો મને છીંક આવી.'

'હાય મા! આવી તે છીંક હોય? તમે હવે આજ લખવાનું મૂકીને સૂઈ જાઓને?'

'આજ શું છે? માત્ર થોડો સળેખમ છે, પણ મારે જરૂરનું લખવું છે.'

નિવેદિતા સૂઈ ગઈ. યશવંતરાય પાછા લખવા બેઠા.

પરંતુ બીજી છીંક બહાર નીકળવા એમના નાકમાં ભારે સળવળાટ કરી રહી. મહા પ્રયાસે એ એમણે રોકી, પણ એમની આંખમાં મુંઝારાનાં પાણી ભરાઇ ગયાં.

યશવંતરાય હાલ તુરતને માટે લખવાનું વેગળે મૂકીને, પોતે શું લખશે એનો વિચાર કરવા લાગ્યા.

પણ લખવાના લેખનો એમને કોઈ વિચાર સૂઝયો નહિ. માત્ર પોતે સિદ્ધ લેખક થયા પછી શું કરશે એના તરંગોથી એમનું મગજ ખદબદી રહ્યું.

લેખક થવાની યશવંતરાયના મનમાં જૂની અને ચીકણી તમન્ના હતી. લેખકની સ્થિતિ ગુજરાતમાં કેવી છે એનો તો યશવંતરાયને ખ્યાલ નહતો. લેખક કાંઇ પોતાના લખાણના ગુણાવગુણ ઉપર જ પોતાના ઘરનું છાપરૂં એક મહિનો પણ નિભાવી શકતો નથી, એનો પણ એને કાંઈ ખ્યાલ નહતો.

લેખક બહુ બહુ તો માત્ર અકિંચત્ પ્રસિદ્ધિ મેળવી શકે એ વસ્તુસ્થિતિનો એમને ખ્યાલ હો યા ન હો. યશવંતરાય બે દિવસથી રોજ રાતે લખતા થઈ ગયા હતા. પોતે જેટલી લીટીઓ લખે છે એ થકી આવતી કાલને માટેની નીસરણીનાં પગથિયાં ઊભાં કરે છે, એમ એ પ્રમાણિકપણે માનતા હતા. ત્યારથી કોઈ ને જેમ સંધીવા, કોઇને જેમ લકવો, થાય છે તેમ યશવંતરાયને લખ-વા થયો હતો.

પરંતુ આજે લખવામાં યશવંતરાયનું ચિત્ત જરા યે પ્રવેશી

શકે એમ ન હતું. સળેખમ એ બીજાઓને મન ઘણું હળવું અને જાત અનુભવે ઘણું ભારે દરદ છે. યશવંતરાયના માથામાંથી જે થોડી ઘણી ચેતના હતી તે ય જાણે પળાઈ ગઈ હતી. એના કાનમાં જાણે સેંકડો મચ્છરો ગણગણતા. એના આખા શરીરમાં જાણે અંદરથી વરાળ ઊઠતી હતી.

યશવંતરાયે ઊઠીને બામ ચોપડ્યો. પરંતુ બામ ચોપડવાથી લખવાનું કામ સરળ બનવાને બદલે ઓર મુશ્કેલ બનતું લાગ્યું. ને માથું તો ઊલટાનું જાણે વધારે દરદ કરવા લાગ્યું.

યશવંતરાયે લખવાનું બંધ કર્યું. આળસ મરડીને એ ઊભો થયો : 'આખી દુનિયામાં વધારેમાં વધારે માણસોને વધારેમાં વધારે સતાવે અને ફરી ફરીને સતાવે એ દરદની કાંઈ દવા જ નહિ એ પણ બલિહારી છે ને ?'

યશવંતરાયે ફરીને માથે બામ ચોપડ્યો : 'જો સૂતો તો આટલું લખાણ પૂરું નહિ થાય.' એ બબડ્યો : 'ખરેખર આ બામ જેવી જે અનેક દવાઓ શરદી માટે ફાયદો કરનારી કહેવાય છે તે બધી જ, શરદી મટાડે છે કે વધારે છે એ જ હું નક્કી નથી કરી શક્યો.'

બામ ચોપડાઈ રહ્યો. યશવંતરાય ખુરશી ઉપર બેઠો. એણે પડતાં મૂકેલાં લખવાનાં સાધનો પાછાં હાથમાં લીધાં. કોઈ ગાઢ ધૂમસમાં જેમ મુસાફર એક રાહ ભૂલીને બીજા રાહ ઉપર ચાલ્યો જાય, તેમ યશવંતરાયનું મગજ લખવાના કામમાં પરોવાઈ જવાને બદલે અપ્રસ્તુત વિચારમાં અટવાઈ રહ્યું : 'દાક્તર પાસે શરદીની દવા માગી તો કહે કે શરદી એ દરદ નથી. હું ઇચ્છું છું કે એકવાર એને શરદી થાય ને હું છૂપાઈને એની વાતો સાંભળું !'

યશવંતરાયને લાગ્યું કે એ થોડીવાર હરશે ફરશે તો એનું મુંઝાયેલું મગજ શરદીની તંદ્રા ખંખેરીને જાગશે.

યશવંતરાય ફરવા લાગ્યો. બે ઓરડા વચ્ચે બારણું હતું. એ આ છેડાથી તે બીજા છેડા સુધી ટહેલી રહ્યો.

ટહેલતાં ટહેલતાં એની નજર બે ઓરડા વચ્ચેની લાકડાની દિવાલ સાથે જડેલા નાના ઘોડા ઉપર ગઈ. એ ઘોડા ઉપર એણે એક શીશી પડેલી જોઈ. એ શીશીનો ઘેરો બદામી રંગ એને જાણે આકર્ષી રહ્યો. ધૂંધળા બનેલા મગજમાં ખ્યાલ આવ્યો: 'બેબીની શરદી આનાથી ગઈ. તો મારી શરદી કેમ ન જાય?'

યશવંતરાયે શીશી લીધી. ચાર ઔંસની ભરેલી શીશી મોઢે માંડી. મોઢે માંડી તો માંડી પણ જાણે જીવતો વીંછી એમણે હોઠે લગાડ્યો હોય એવી વેદના એમને થઈ. વીંછીના ડંખથી જાણે એના હોઠ જલી રહ્યા. ધગધગતો પ્રવાહી અંગાર એમણે પીધો હોય એમ એમની જીભ અને ગળું પ્રજળી ઊઠ્યાં. વીંછીના ડંખની વેદનાનો ઝાટકો એમની છાતીમાં લાગ્યો ને એમને કપાળે પરસેવો આવ્યો.

'થુ – થુ – થુ – થુ...' વિહ્વળ બનેલા યશવંતરાયે દાંતમાં દબાયેલી બાટલી બે કંપતા હાથો વતે તોડીને ખેંચી. બાટલીનું ગળું દાંત વચ્ચે રહ્યું. બાકીનો ભાગ ઊડીને પડ્યો–સુખશયન કરી રહેલી નિવેદિતા ઉપર.

'હાય મા!' ચીસ પાડીને નિવેદિતા જાગી. ને એ જાગી એટલે એના પડખામાં સૂતેલી બેબી પણ રોતી રોતી જાગી.

'કાંઈ નથી. કાંઈ નથી.' યશવંતરાયને વાચા આવી.

'શું થયું? કાંઈક મારા ઉપર પડ્યું? ઉંદર કે ગરોળી કે......'

'કાંઈ નથી. એ તો દવાની શીશી પડી મારા હાથમાંથી.'

'કઈ દવાની શીશી?' નિવેદિતાએ પથારીમાંથી ભાંગેલી શીશી ઉપાડતાં પૂછ્યું.

‘મને શરદી થઈ છે તે મેં કહ્યું લાવને એબીને આરામ થાય છે તે હું ય જરા લઈ જોઉં તો. પણ મારા બાપ ! આ તો એબીને ય પાવા જેવી નથી. ઊકળતી ચાહ પણ આના આગળ બરફ જેવી લાગે !’

‘પણ તમે મધરાતે દવાદારૂનાં ધાંધલ કરવા કરતાં સૂઈ જાઓને. રાતે નિરાંતે સૂશો તો સવારે આરામ થશે.’

‘ના, ના, હવે મને ઠીક લાગે છે. દવા તેજ ખરી પણ અસરકારક તો લાગે છે. હવે તો મને લાગે છે કે હું લખી શકીશ.’

‘ઊંઘ વેચીને ઉજાગરા લઈને શરીર શું કામ નકામું બગાડો છો ? હું તો આ સૂતી.’

એ પાછી પોઢી ગઈ.

યશવંતરાય પાછા લખવા બેઠા : ‘દવા છે તો રામબાણ. એકદમ માથું હલકું તો થઈ ગયું. હવે તો મને લાગે છે કે કલમ ઊપડશે જાણે શરતનો ઘોડો !’

અને શરતનો એ ઘોડો થનગનતો જ રહ્યો. કેમકે છેલ્લા વાક્ય પછી એક જ મિનિટમાં ઘોડાનો સવાર ઊંઘી ગયો !

## પ્રકરણ ત્રીજું

## કિસ્મતનું ઇજન

વળતે દિવસ સવારે જ્યારે યશવંતરાય ઊઠ્યા, ત્યારે એમની આસપાસના લત્તામાં રહેતાં બીજા માણસો તો પોતપોતાને કામ-ધંધે જતાં હતાં.

યશવંતરાયની આંખો સૂઝેલી હતી. ને એમના ચહેરા ઉપર ફિક્કી લાલાશ છવાઈ હતી. અર્ધ નીંદઘેરી આંખે એમણે નિવેદિતા સામે જોયું તો નિવેદિતા રસોઈ વગેરે કામકાજથી પરવારી ચૂકી દેખાતી હતી. એમણે બારી બહાર નજર કરી તો એમનો સાથીદાર અવિનાશ હાથમાં ચામડાની બેગ લઈને રેલ્વે સ્ટેશન તરફ દોડતો જઈ રહ્યો હતો !

'પણ તેં મને વહેલો ઊઠાડ્યો કેમ નહિ ?'

'જાગે એને ઊઠાડું કે ન જાગે એને ઊઠાડવા ?' નિવેદિતાએ જવાબ આપ્યો.

'આટલું બધું મોડું થાય ને પછી યે તું ન જગાડે ને હું ન જાગું, એવો કુંભકર્ણ તો હું કાંઈ થોડો છું ?'

'એક બે વાર સાદ કરી જોયા. વીનુને એના શાળાના રજિસ્ટરમાં વાલીની સહી જોઈતી હતી તે એણે તો તમને સાદ દીધા તો શું પણ ખૂંદી યે જોયા. પણ કુંભકર્ણ તો એનું નામ કે વળી ઊઠે શાના? ઊલટાનું ઊંઘમાં હાથનો ઝાટકો એવો માર્યો કે વીનુ પડી ગયો ને રોઈને મારી પાસે સહી કરાવી ગયો.'

'એટલી બધી ઊંઘ આવવાનું કાંઈ કારણ તો નથી. પછી કોણ જાણે? લે હવે ખાવાની તૈયારી કર. દાતણ કરવાનો સમય નથી. જેવું તેવું ખોળિયું તો બોળી લઉં.'

'દાતણ કર્યા વગર ઑફિસે ના જશો.'

'કેમ રોજ દાતણ કરીએ ને કોઈક દિવસ ન કરીએ તો એમાં શું? મારા દાતણ માટે કાંઈ ઑફિસ થોડી ઊભી રહે!'

'તમારું મોઢું આજ બદબો બહુ મારે છે.'

'મારું મોઢું? ચાલ રે ચાલ બદબોવાળી. મારા જેટલી તો દાંતની કાળજી કોને છે?'

'એ તો સાચું. પણ હું ખોટું નથી કહેતી. બેબીના સમ!'

'Oh yes! કાલ રાતે મેં બ્રાન્ડી પીધી હતી ને સળેખમ ઉપર. થોડી પીધી ને બાકીની ઢોળી. ચાલ એ તો રસ્તામાં પીપરમીન્ટ ખાઈ લેશું કે સુગંધી પાન લઈ લેશું. તું ખાવાનું જલદી કર!'

યશવંતરાય જેવા તેવા નાહીને ખાવાને પાટલે આવીને બેઠા. નિવેદિતા સામે બેઠી હતી. ઘરમાં વીનુ હતો નહિ. બેબી ઊંઘતી હતી. રામો હજી આવ્યો નહોતો. ને નિવેદિતા એના નાજુક બદનથી, એની સ્વચ્છ આંખોથી, લંબગોળ ગૌર ચહેરાથી ને સુઘડ પોશાકથી દીલપઝીર લાગતી હતી. યશવંતરાય અચાનક આગળ ઝૂકયા અને નિવેદિતાના હોઠ સુધી પોતાના હોઠ લંબાવી રહ્યા! એક વિપળ

વધારે ને ગાર્હસ્થ્યનું આ વાતાવરણ પુષ્પધન્વાના ટંકારથી રોમાંચક બનત...એક વિપળ વધારે...હજી યશવંતરાયના હોઠ આગળ ધપતા હતા...હવે ઝાઝું અંતર નથી...નિવેદિતાનો ચહેરો પ્રસન્નભાવ ધરી રહ્યો છે. એ આંખો મીંચે છે...એક વિપળ વધારે......

પરંતુ એવી પળ ન આવી! વિપદ આવી એને બદલે! નિવેદિતા તમ્મર ખાઈને નીચે પડી ગઈ.

યશવંતરાય ચમકીને ઊભો થયો. એક લાંબી ફાળ ભરીને એણે નિવેદિતાને ઊઠાવી લીધી.

'નીલુ! નીલુ! તને શું થઈ ગયું એકાએક?' નિવેદિતાને એણે પલંગ ઉપર સૂવાડી.

'કંઈ નહિ. એ તો અમસ્થુ થઈ ગયું.' નિવેદિતાએ ફિક્કે ચહેરે જવાબ આપ્યો.

'અમસ્થું તે આવું થતું હશે કે? સાચું કહેને શું થયું? દાક્તરને બોલાવું?'

'ના, રે ના!'

'ત્યારે શું થયું?'

નિવેદિતા હસી: 'તમે વાત ઉડાવી નાંખશો કે મારા ઊપર ખીજશો?'

'ખિજાઉં તારા ઉપર? એક દાખલો તો બતાવ!'

'ત્યારે તમારા મોઢામાંથી એવી તો આકરી દુર્ગંધ આવી કે મને એનાથી તમ્મર આવી ગયાં.'

યશવંતરાય કોઈ આકસ્મિક બિમારીને માટે તૈયાર હતો. કોઈ ભારે બિમારીને માટે તૈયાર હતો. 'પત્ની બિમાર છે' એમ કરીને એણે હજી ચાર દિવસ ઉપર જ ઑફિસમાંથી રજા લીધી હોવાથી આજે કેવી રીતે રજા લેવી એની ઘટમાળમાં એ પરોવાતો હતો. પણ

એ નિવેદિતાએ આપેલા કારણુ માટે જરાય તૈયાર ન હતો ! એ પોતાની જાતને ગમાર જેવો ને નિવેદિતાની જાતને ભોળી જેવી માની બેઠો. આવી મનોદશામાં માણુસને સ્વમાન ને સ્વભાવ બંને ઉપર સમતોલ કાબૂ જાળવી રાખવો મુશ્કેલ બને છે. એણે કહ્યું : 'આવી રાજરાણી જેવી આળપ રાખશે તો તો કાલે મારા શરીર ઉપર ડાઘ હશે ને તું તારું શરીર ધોવા બેસીશ.'

'પણ આમાં મારો કાંઈ વાંક ? બદબો પણ એવી કોઈ વિચિત્ર જાતની......'

'સમજ્યો !' યશવંતે વાત ટૂંકાવવાના હેતુથી વાત કાપી. 'હવે તો જમવાનોય સમય નથી રહ્યો. મારો આજનો ઉપવાસ તારે ખાતે !'

યશવંતરાય ઝટપટ કપડાં પહેરીને બહાર નીકળી ગયો. નિવેદિતાનો જમીને જવાનો સત્યાગ્રહ એને જરાયે રોકી ના શક્યો.

એક ફર્લાંગની દોડવાની શરત હોય તો અચૂક પહેલો આવે એવી દોડતી ચાલે યશવંતરાયે ઉપડવા માંડેલી ગાડીને આખરે ઝડપી લીધી. યશવંતરાય થોડીવાર તો કેવળ શ્વાસોશ્વાસ ખેંચી રહ્યા. દોડવાની જરૂરતે એમના વિચારમાં અગ્રસ્થાન લીધું હતું. દોડવામાં એમણે પોતે કલ્પ્યો હતો એના કરતાં એને એટલો વધારે પરિશ્રમ કરવો પડ્યો કે ગાડી ઉપડ્યા પછી થોડીવાર તો એક જ તંતે બાંધેલી શરીરની સર્વ શક્તિઓ ભારે કળ અનુભવી રહી.

ધીમે ધીમે એ કળ ઊતરવા માંડી, ત્યારે યશવંતરાયને પોતે આજે જમ્યા સિવાય ઑફિસે જાય છે એ વાત યાદ આવી. યશવંતરાયના ઘડિયાળના કાંટાના છેડા ઉપર ફરતા જીવનમાં આવો બનાવ પહેલી જ વાર બન્યો હતો. અને એટલા માટે એના ચિત્તમાં એની ઘટમાળ ચાલવા માંડી. નિવેદિતા કેટલી ભોળી ! બાળકોના

મળમૂત્રમાં પડી રહેનારી એ બૈરી ધણીના મુખમાંથી દુર્ગંધ પણ સહન ના કરી શકે? અને દુર્ગંધ પણ કેવી! યશવંતરાયે પોતે મોઢા ઉપર આંગળી મૂકી જોઈ, અને પછી નાક આગળ ધરી. દુર્ગંધ પણ છે કયાં? નિવેદિતાએ નકામો કાગનો વાઘ કર્યો! અને નાહકના માટે ભૂખ્યા રહેવું પડયું!

અલબત્ત, મુખમાંથી કોઈ જાતની સારી માઠી વાસ આવતી હોય તો એની પરીક્ષા કરવાની આ રીત સાચી ન હતી. પરંતુ યશવંતરાયના પોતાના દિલને તો એણે સંતોષ આપ્યો ને એમના ઘવાયેલા સ્વમાન ઉપર આત્મજ્ઞાનનું પ્રમાણપત્ર ચોડયું ખરું. ઘણા માનસિક જખમો આવા અનૈયાયિક રાહથી રુઝાઇ જાય છે.

હવે યશવંતરાયને બીજો ખ્યાલ આવ્યો અને એમની પાછી જામવા માંડેલી આત્મશ્રદ્ધા ફરીને ડગમગવા લાગી. દુર્ગંધ સાચી હો યા ન હો, નિવેદિતાની મૂર્છા એ દુર્ગંધને આભારી હો કે કોઈ જોગાનુજોગ સાધતી જાગેલી આકસ્મિક બિમારીને કારણે હો, એ તો જે હો તે, પણ એ દુર્ગંધની પાછળ જે વાત ઊભી હતી તે તો હકીકત હતી. એણે થોડો બ્રાન્ડી પીધો હતો. મુંબઈ જેવા મોટા શહેરમાં દરરોજ લાખો પેગ પીવાઈ જતા હશે, એમાં યશવંતરાયના એકાદ પેગનું સ્થાન ખાસ મહત્ત્વનું ગણાવાનું કોઈ કારણ ન હતું. પણ યશવંતરાયને ઊંઘ આવી ગઈ હતી, અને રાત્રે જે લખવાનું હતું એ એ લખી શકયો ન હતો. આ સ્થિતિ ગંભીર હતી. એ લેખ આજે ઊઘડતી ઑફિસમાં તંત્રીને હાથોહાથ આપવાનો હતો – તંત્રીએ એવી મતલબની એને ચેતવણી પણ આપી હતી. તંત્રી બીજીવાર કોઇને ય ચેતવતા નહિ. યશવંતરાય પોતાના તંત્રીથી દબાતો હતો.

સોહનલાલ એ મુંબઈના એક પ્રસિદ્ધ અખબારના 'બધુ' હતા. માલિક પણ એ હતા. મેનેજર પણ એ હતા. તંત્રી પણ એ હતા. છાપાના કામમાં છેક છેલ્લાં પગથિયાંથી માંડીને સૌથી પહેલા પગથિયા

સુધીમાં ગમે તે પગથિયા ઉપર એ બેસી શકતા. ઑફિસમાં જે કોઇ ન આવ્યું હોય તેનું કામ સોહનલાલ સંભાળી લેતા – સારી રીતે સંભાળી શકતા.

એક તાબેદાર નોકરને કાર્યકુશળ શેઠ માટે જેટલું માન હોય છે એટલું યશવંતરાયને સોહનલાલ માટે હતું. આવા શેઠનો સાહજિક જેટલો તાપ હોય છે એટલો યશવંતરાયને પણ લાગતો. આવા માણસે એને અમુક કામ કરવાનું સુપ્રત કર્યું હતું. યશવંતરાયે સોંપાયેલું એ કામ કરી લેવાનું માથે લીધું હતું. માથે લીધા પછી યશવંતરાય એ કામ કરી શકયો ન હતો. પોતે સોહનલાલને શો ખુલાસો કરશે? સોહનલાલ એને શું કહેશે? સોહનલાલનો સ્વભાવ યશવંતરાય જાણતો હતો. જેને એણે કામ સોંપ્યું હોય, એ કામ એ માણસ ન કરે તો સોહનલાલ કદી ઠપકાનો એક શબ્દ ન કહેતા – પણ ફરીને કોઈવાર સોહનલાલ એવા માણસને કંઈપણ કામ સોંપતા નહિ. સોહનલાલ પહેલીવાર કામ સોંપે એ ગૌરવ વધારનારી વાત હતી ને સોહનલાલ કદી યે કામ ન સોંપે એ હિણપત લગાડનારી વાત હતી. યશવંતરાયને લાગ્યું કે એ હિણપત આજે એની પોતાની થવાની હતી. ખાનગી પેઢીમાં કામ વગરના અને શક્તિમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવી શકે નહિ એવા નોકર તરીકે જીવન જીવવું એ ગઈ કાલના યુગના શ્રીમંત સસરાના ગરીબ ઘરજમાઈ કરતાં યે અધમ છે. ખુદ પોતાની જ ઑફિસમાં બે ત્રણ માણસો આવું જીવન જીવતા હતા, અને એમને અવારનવાર માનભંગ કરવામાં યશવંતરાયે ભાગ પણ લીધો હતો. યશવંતરાયને લાગ્યું કે કોઇ પણ પ્રકારનો ખુલાસો નહિ પૂછવાનો સોહનલાલનો સ્વભાવ આજે પોતાને પણ એ સ્થિતિમાં મૂકી દેશે.

આવા આશંકાભર્યા અને વિસંવાદી માનસમાં યશવંતરાયે ઑફિસમાં પગ મૂકયો. ઈન્શાલ્લા! પોતે દશ મિનિટ મોડો પણ થઈ

ગયો હતો! પોતે પોતાના દૈનિક કામ ઉપર બેસી જવાની તજવીજ કરતો હતો ત્યાં ઑફિસનો છોકરો આવ્યો: 'સાહેબે તમારા માટે બે ત્રણ વખત પૂછા કરી હતી!' એણે માહિતી આપી.

'જે દિવસ તમે મોડા આવો તે દિવસે જ તમારું કામ વહેલું નીકળે.' યશવંતરાયે કડવું અર્ધ સત્ય ઉચ્ચાર્યું.

આ સત્યની છાપ ઑફિસના છોકરા ઉપર કાંઈ ખાસ ઊંડી ન દેખાઈ. એના ચહેરા ઉપર સહાનુભૂતિની એક રેખા પણ ન તરી. એનો ચહેરો તો લાકડા જેવો જ રહ્યો.

'સાહેબ તમારો લેખ મંગાવે છે.' છોકરાએ કહ્યું.

'આડી અવળી વાતો કરવાને બદલે પહેલાં જ વાત એ કેમ નથી કરતો?' યશવંતરાયે પોતાની ચીડ છોકરા ઉપર કાઢી.

આટલું કહીને યશવંતરાય ઊઠચા અને સોહનલાલના કમરા તરફ ગયા. કમરાનું કાચનું ફોલ્ડીંગ બારણું ઉઘાડીને એ અંદર પેઠા અને સોહનલાલ સામે જઈને ઊભા. સોહનલાલ કાંઈ લખતા હતા. યશવંતરાય ચુપચુપ ઊભા રહ્યા.

સોહનલાલ બહુ ઊંચો નહિ, બહુ નીચો નહિ, સરૂપ નહિ, કદરૂપ નહિ એવો માણસ હતો. પહેલી નજરે એમનામાં તમને કશું જ અસામાન્ય ન લાગે, પણ જેમ જેમ તમે એની સાથે વાત કરો તેમ તેમ તમને લાગે કે એ પુરુષ અખૂટ કાર્યશક્તિથી ભરેલા, બરફથી ઢંકાયેલા જ્વાળામૂખી સમો છે. અથાક વિજિગીષા જાણે સદેહ બેઠી હોય એમ તમને સોહનલાલના નિકટના પરિચયે લાગ્યા સિવાય ના રહે. હાથ ઉપર લીધેલું કાર્ય જાન જાય તો યે પાર પાડવાનો જેટલો આગ્રહ એમનામાં હતો એટલા જ પ્રમાણમાં કયું કાર્ય હાથ ઉપર લેવું, એની એમનામાં વિવેકશક્તિ હોત તો સોહનલાલ કાલાગ્નિસમ દુઃસહ એવા મહાપુરુષ બની શકચા હોત. વિવેકાત્મક બુદ્ધિના અભાવે, એ કાચા કાનના ન હોવા છતાં ઘણીવાર એવા લાગતા.

વ્યવસાયાત્મક શક્તિ એમનામાં ભારોભાર ભરેલી હોવાથી એ મિત્રોમાં માન અને વિરોધીઓમાં શેહ પ્રેરતા હતા. આવા માનવીઓના નિકટમાં નિકટના મિત્રો જ ભવિષ્યમાં એમના જાનિસાર દુશ્મનો બને છે. આવા માનવીઓ દુનિયાને મિત્ર અને અમિત્ર એમ બે જ ભાગમાં વહેંચી શકે છે. જેઓ એમના મિત્રો પણ ન હોય, દુશ્મનો પણ ન હોય, જેઓ એમના ભલામાં કાંઈ સ્વાર્થી પરમાર્થ ન જોતા હોય ને એમના બૂરામાં કાંઈ પરમાર્થી સ્વાર્થ ન વાંચતા હોય એવા કરોડો માણસો આ દુનિયામાં વસે છે, એવું સોહનલાલોના ખ્યાલમાં જ આવી શકતું નથી–એ જેટલે અંશે સોહનલાલોનું કમનસીબ છે એટલે અંશે દુનિયાનું પણ દુર્ભાગ્ય છે. જગતને આજે ખરી ભીડ વિવેકાત્મક બુદ્ધિ કરતાં પણ વ્યવસાયાત્મિક બુદ્ધિની વધારે પ્રમાણમાં નડે છે. એક સંતજનની ખોટ તો એની જીવન-કહાણી કે એનો સંદેશ પણ પૂરી પાડી શકે છે. સોહનલાલની ખોટ પૂરી પડતી જ નથી. એક સોહનલાલની ખોટ પડે ત્યારે એનું સ્થાન ખાલી જ રહે છે. સોહનલાલો સંદેશ આપી શકતા નથી, ને બીજા સોહનલાલો તરત પેદા થતા નથી.

સોહનલાલ લખતા હતા અને યશવંતરાય ચુપચુપ સામે ઊભા હતા, એટલા કાળમાં આપણે ઉપરની પ્રવાહથી વેગળી એવી થોડી વિચારણા કરી શક્યા. વિચારણા તો શું આપણો અનુભવ કહી શક્યા. હવે તો સોહનલાલ લખવામાંથી જરા માથું ઊંચું કરીને યશવંતરાયને જોઈ રહ્યા છે.

'તમે પેલો લેખ લાવ્યા છો?'

'જી, ના.'

'કેમ?'

ક્ષણભર તો યશવંતરાય ઉજ્જડભાવે સોહનલાલને તાકી રહ્યા. પોતે પોતાનું કામ કેમ કરી નથી લાવ્યા એનું બહાનું ગોઠવી રાખ-

વાનું તો એમને સૂઝયું જ નહોતું. આખરે મુંઝાઈગએલા જુવાનને પોતાની સદા સંગાથી પત્ની યાદ આવી. પત્નીઓ તો કોઈવાર જાણતી જ નથી કે તેઓ પોતાના પતિઓને ભીડને વખતે કેવી ખપમાં આવી જાય છે. અને સતીત્વના સનાતન મનાયલા આદર્શને પ્રત્યક્ષ કરનારી આવી એની ઉપયોગિતા વિષે એના પતિઓ પત્નીઓને માહિતી આપવામાં બેપરવા રહે છે. જૂના કાળમાં જેમ ગયાજીમાં બાપ, શ્રાદ્ધ સરાવવાને માટે હતા તેમ આજના કાળમાં પત્નીઓ ઑફિસોમાં માંદી પડવાને માટે સમજાઈ છે.

'જી, મારી પત્ની બિમાર હતી એટલે......'

'સમજ્યો. પણ તમે જ્યારે ઘેરથી લખી લાવવાનું માથે જ લીધું હતું તો પછી ગમે તેમ પણ તમારે એ પૂરું કરવું જોઈતું હતું.'

'હું ઘણો દિલગીર છું!'

'આવી દિલગીરી તમારી જાતને સંતોષ આપો પણ એથી ઊભી થયેલી અવ્યવસ્થાને તો એ નિવારી ના શકે ને?'

યશવંતરાયને આ ઘા સોંઘો લાગ્યો. પોતાની પત્ની માંદી તો ન હતી, પણ ધારો કે માંદી ખરેખર હોય તો પણ સોહનલાલ તો આમ જ વર્તાવ કરે ને! ખરે, લોકવાયકા સાચી જ છે કે, સોહનલાલને જેટલી કામની કિંમત છે એટલી માણસોની કદર નથી. જેઓ ભૂલ કરે છે તેઓને પોતાની ભૂલનો પસ્તાવો થાય છે તેના કરતાં ઘણો વહેલો પોતાની ભૂલને નિભાવી નહિ લેનાર શેઠની નોકરી કરવાનો અફસોસ થાય છે. યશવંતરાયને પણ એવી જ આત્મદયા આવી.

'ઠીક. થયું તે થયું. તમારી પત્ની બહુ બિમાર રહે છે?'

'જી, કોઈ કોઈ વાર મૂર્ચ્છા જેવું આવી જાય છે. આજે જ એમને સખત મૂર્છા આવી ગઈ હતી.'

'તો એમ કરો. હું તમને ચિઠ્ઠી લખી આપું છું. તે લઈને તમે હમણાં જ ડૉક્ટર મંચેરશા પાસે જાઓ. એ તમારી સાથે આવશે. તમારાં પત્નીને બતાવો. ને સવેળા સારવાર કરો!'

'જી. ના. અત્યારે કાંઈ ખાસ......'

'પૈસા બાબત જરાય મૂંઝાશો નહિ. એ તો થઈ રહેશે. પહેલાં તમારાં પત્નીને આરામ થવા તો દો!'

'ખાસ કાંઈ નથી. સાહેબ!'

'જરૂર પડે તો મને કહેજો.' સોહનલાલે કહ્યું.

'લેખ અત્યારે લખી આપું સાહેબ?'

'હમણાં તો જરૂર નથી. તમારા તરફથી વેળાસર ન આવે તો ઉપયોગમાં આવે એમ માનીને મેં લખી નાંખ્યું છે થોડું!'

યશવંતરાયને લાગ્યું કે હવે એમણે વિદાય લેવી જોઈએ.

'અલબત્ત, તમારો લેખ આવ્યો હોત તો તમારે માટે મારી એક ધારણા હતી તે કદાચ અમલમાં મૂકી શકત. મારા એક મિત્ર એક વિવિધ વિષયોનું અઠવાડિક કાઢવા માગે છે, ને એમને એ એક અઠવાડિક સંભાળી શકે એવો માણસ જોઈતો હતો. મારો ખ્યાલ હતો તમારા ઉપર. તમારો લેખ આવ્યો હોત તો એમને બતાવી શકત, અને તમારા માટે ભલામણ પણ કરી શકાત. પણ હવે એ વાત તો ગઈ. કોઈ બીજી વખતે વાત.'

શિયાળુ પવન છાતીમાં જેવી ઠંડી છૂરી મારે છે એવી આ વાત યશવંતરાયને લાગી. યશવંતરાયની પોતાની છૂપી મહત્ત્વાકાંક્ષા પણ આવી જ હતી. પૂર્વાપરના વિચાર સરખા સિવાય યશવંતરાયને પોતાની જાત તરફ એક અન્યાય થયેલો લાગ્યો.

સોહનલાલે યશવંતરાયના ચહેરા સામે જોઈને કહ્યું: 'યશવંત-રાય! ફતેહ જ મેળવવી હોય તો ભાવનાની ઊર્મિલતા કરતાં, માથે લીધેલું કે આવેલું કામ વધારે અગત્યનું છે એટલી જરઠતા તો

તમારે કેળવવી પડશે. પત્ની માંદી હોય તો પણ રાતના વહેલી મોડી પણ જ્યારે એ સૂએ, ત્યારપછી તો લખાય જ; પણ પત્ની કદાચ રાતે અવસાન પામી હોય તો યે પત્નીનાં મૂર્દાં સામે બેસીને પણ જે માણસ માથેનું કામ સાંગોપાંગ પાર ઉતારે, એ જ માણસ દુનિયામાં આગળ વધી શકે, બીજા નહિ. જૂના કાળમાં માણસની જિંદગી અનુકૂળ સંયોગો વચ્ચેની અખંડ પ્રાર્થના સમી હતી, આજે જિંદગી એ પ્રતિકૂળ સંયોગો સામેનું અખંડ યુદ્ધ છે.

યશવંતરાય તો સ્તબ્ધ જ બન્યો. ક્રિયાસિદ્ધિની પાછળ રહેલી નઠોરતા આટલા સાફ શબ્દોમાં એણે અગાઉ વર્ણવાયેલી સાંભળી નહોતી! દુનિયા બહાનું કાઢનારથી કદી છેતરાતી નથી, માત્ર બહાનું કાઢનારની પાછળ સમયનો દુર્વ્યય કરવા નથી માગતી; એ સોહનલાલે અગાઉ એકવાર ઉચ્ચારેલું વિધાન અત્યારે જાણે હૂબહૂ સાચું પડતું હતું.

યશવંતરાય પાછો પોતાને આસને ગયો. સોહનલાલ પોતાના કામમાં પરોવાયો.

## પ્રકરણ ચોથું

## એક કરજ

યશવંતરાયના મનમાં પોતાને થયેલા અન્યાયની ભાવના રહી ગઈ. એને પોતાને ચોક્કસ કામ સોંપવામાં આવ્યું હતું — બલ્કે કોને સોંપવું એની વિચારણા થતી હતી ત્યારે સામે ચાલીને એણે માથે લીધું હતું, એ કામ પોતે પૂરું કરી શક્યો ન હતો. એની મીમાંસામાં ઉતરવાને યશવંતરાય તૈયાર ન હતો. એ તૈયાર ન કરવાનું એણે જે કારણ જાહેર કર્યું હતું એટલા સાથે જ સોહનલાલને નિસ્બત હતી ને? પોતાની પત્ની માંદી હોવાનું કારણ શું પૂરતું ન ગણાય: આ તો ઠીક છે કે નિવેદિતા માંદી હતી નહિ, પણ ખરેખર હોય તો? એને શા માટે સોહનલાલે પહેલેથી જ ના કહ્યું કે આ સોંપેલું કામ તૈયાર થવાની સાથે એક બીજી વાત સંકળાયેલી છે? શા માટે સોહનલાલે એની પત્નીની માંદગીની વાત સાંભળીને કામ તૈયાર થવાની સાથે બીજી વાતને સાંકળેલી રાખવાનો આગ્રહ છોડી ના દીધો? યશવંતરાયે પોતાની જાતને દુભાયેલી જોઈ.

માણસ પોતાની જાતે પોતાની કિંમત આંકે છે, એ કિંમતે એને

જ્યારે દુનિયા કબૂલ રાખતી નથી, ત્યારે બેમાંથી એક પ્રત્યાઘાતને આધીન થાય છે. કાં તો એનામાં દુનિયા પાસેથી પોતાની આંકેલી કિંમત ઉપર મહોર મરાવવાની હામ જાગે છે ને કાં તો દુનિયા ઉપર પોતાની જાત પ્રત્યેની બેકદરદાની માટે દુનિયા ઉપર ખીજ જાગે છે. યશવંત-રાયને ઈન્સાફ આપવાને માટે કહેવું જોઈએ કે સોહનલાલ સાથેની મુલાકાતમાં પોતાને અન્યાય થવાની ભાવના એનામાં વસી રહી ગઈ. તો પણ એના પ્રત્યાઘાતમાં એનામાં જગતને ત્રાજવે પોતાનો તોલ કરાવવાની સાહસિકતા પણ જાગી. સોહનલાલ પણ હવે જોશે કે યશવંતરાય એ તદ્દન નિરુપયોગી માનવજંતુ નથી.

પોતાના મન સાથે થયેલા નિરધારને અમલમાં મૂકવામાં યશવંતરાયે ઘડિયાળના કાંટા સામે જોયા સિવાય નીચી મૂંડીએ કામ કર્યા કર્યું. સોહનલાલ સાથેની મુલાકાતમાં રહેલું આ પ્રકારની કાર્યપરસ્તીનું વીજળીક તત્ત્વ સર્વસામાન્ય અનુભવનું હતું. જે કોઈ માણસ સોહનલાલના કમરામાંથી પાછો ફરતો એ હરવખત ઝપાટાબંધ કામ કરવાને લાગી જતો, એટલે યશવંતરાય આવી રીતે કામ કરે એમાં કોઈને અજૂગતું ન લાગ્યું. યશવંતરાયના દિલમાં અત્યારે જે આગ પ્રજળતી હતી એ જોવાને તો કોઈને ય આંખો ન હતી.

સોહનલાલ બહાર ગયા હતા તે અંદર આવ્યા. એ ઑફિસમાં દાખલ થયા કે તરત જ યશવંતરાય ઊઠીને એની પાછળ પાછળ ગયો. લખેલા કાગળોનો એક થોકડો એણે મેજ ઉપર મૂક્યો.

'આ શું છે?'

'જી, આ મારો લેખ છે. એ લેખ ન ચાલે તો બીજો પણ છે. આપે સવારે જે વાત કરી એ હજી પાકી ન હોય તો...'

'કઈ વાત?'

'આપના એક મિત્ર એક અઠવાડિક કાઢવાના હતા તેની.'

'ઓહ ! એ તો વાત એમ હતી કે મેં પોતે જ પૂરો પૂર્વાપર વિચાર નહોતો કર્યો એટલે જ હું મારા મિત્રનો ઉલ્લેખ કરતો હતો. અઠવાડિક છાપું કાઢવું છે તે તો આપણે જ કાઢવું છે.'

'આપણે ......'

'હા.'

'ત્યારે મારી વાત પૂરી થઈ.'

'કેમ ?'

'આપણી ઑફિસમાં તો ઘણા માણસો મારા કરતાં વધારે જૂનાં ને અનુભવી છે.'

'એટલે તમારો વારો નહિ આવે એમ તમે માનો છો ને ?'

'જી !' બહારથી દેખીતી શાંતિની ભીતરમાં કેવું તોફાન મચી રહ્યું હતું એનો તો સોહનલાલને ખ્યાલ સરખો યે ક્યાંથી હોય ?

'અલબત્ત તમારો લેખ સમયસર આવી ગયો હોત તો તો શું બનત એ હું નથી કહી શકતો.' સોહનલાલે કહ્યું.

'જી. મારી પત્ની...'

'મેં એકવાર સાંભળ્યું છે, ને મારો મત તમને કહી દીધો છે.'

યશવંતરાય ચૂપ રહ્યો. એ પાછા ફરવાનો વિચાર કરતો હતો. સોહનલાલે આગળ ચલાવ્યું: 'તમારો લેખ આવ્યો હોત તો હું શું કરત એ નથી કહી શકતો. કદાચ મેં મારો નિર્ણય ફેરવ્યો યે હોત ને મારી માન્યતા જૂઠી યે પડી હોત.'

'આપની માન્યતા ?'

'હું માનું છું કે તમે અઠવાડિકનું કામ બરાબર કરી શકશો. હવે તમારો લેખ આવ્યો હોત તો કદાચ મારી આ માન્યતા નાપાયાદાર પણ નીવડી હોત. મારો વિચાર તમને જ એ અઠવાડિકનું તમામ તંત્ર સોંપવાનો છે.'

યશવંતરાયને લાગ્યું કે ધરતી ચક્કર ફરી રહી છે!

'તમને હું એ કામ જ સોંપવાનો છું, પણ એક વાત યાદ રાખજો. કેટલાકને નારાજ કરીને અને કેટલાકને નિરાશ કરીને હું તમને એ કામ સોંપવાનો છું.'

'આપની મહેરબાની ભરી પસંદગી માટે હું આપનો ઋણી છું.'

'તમે મારા ઋણી રહો એવું એવું બીજું ઘ... હો એમાં કાંઈ મારો તમારો દહાડો ન વળે!' સોહનલાલે કહ્યું: 'તમારે એથી ઘણું વધારે કરવું પડશે.'

'ફરમાવો.'

'તમારે કેટલીક બાબતોમાં મારી સાથે ઝઘડવું પડશે. કેટલીક બાબતોમાં મને તારવો પડશે. કેટલીક બાબતોમાં મારી સૂચનાઓનો અક્ષરશઃ અમલ બરાબર કરવો પડશે. તમારે માણુસ મટીને છાપું બનવું પડશે. તમારે મારી પસંદગી વાજબી ઠરાવવી પડશે! યશવંતરાય છે એટલે મારે કાંઈ ચિંતા હોય જ નહિ. એવું યકીન મારામાં તમારે પેદા કરવું પડશે.'

'મારાથી બનતું કરીશ.'

'દરેક માણુસ પોતાનાથી બનતું તો કરે જ. માત્ર પ્રસંગને છાજતું જ કરનારા વીરલ છે.'

યશવંતરાય કાંઈ જવાબ આપે તે પહેલાં જ એ કમરામાં

જબરો કડાકો થયો. ક્ષણભર તો યશવંતરાય પોતે જ સ્તબ્ધ બની ગયા. પછી એમને ખ્યાલ આવ્યો કે એ તો એને પોતાને એક જબરી છીંક આવી ગઇ હતી.

' તમને શરદી થઇ લાગે છે ? '

' જી, હા. એક બે દિવસથી સહેજ. '

' સારું. સંભાળ રાખજો. આપણા જેવા માણસોને માંદા થવું પાલવે નહિ. માંદા થવાનો આપણને હક્ક નથી. હમણાં તમે જાઓ. પછી હું તમને બોલાવીશ.'

# પ્રકરણ પાંચમું

## કિશોર

નક્કર ધરતીને બદલે યશવંતરાય જાણે હવા ઉપર ચાલ્યો. એના પગમાં કોઈએ હવા ભરી હોય એમ એના પગનો ધરતીને જાણે સ્પર્શ ન થયો. એને બઢતી મળી હતી. બેત્રણ જૂના માણસો જેઓએ પોતાની નાલાયકી પૂરવાર નહોતી કરી, એમની ઉપરવટ એને જીવનમાં એક બહુમૂલી તક મળી હતી. એ તકને લાયક થવા માટે યશવંતરાયે શક્ય એટલો ભગીરથ પુરુષાર્થ કરવાનો પોતાના મનમાં નિર્ણય કર્યો. આખરે એની કદર થઈ ખરી.

અને સમય પણ એક પત્રકારને આગળ અને આગળ ધપવાની ભરતી આપે એવો હતો. અસહકારનો પહેલો ઊભરો શાંત થયો હતો. સર્વ મતભેદો, સર્વ વિચારભેદો, સર્વ દષ્ટિભેદો અને સર્વ કોઈ મનભેદો ઉપર એક વિરાટ પુરુષાર્થનો પાલવ અસહકારે પાથર્યો હતો. એ પ્રયાસ તો નિષ્ફળ નીવડયો. પરંતુ લીંબડા ઉપરની મીઠી લિંબોળીની જેમ એનું એક શુભ પરિણામ એ આવ્યું કે એણે રાષ્ટ્રીય આત્મભાન જગાવ્યું. અસહકાર પછી ગામડાનો ખેડૂત ને કસબાનો વાણિયો ને મુંબઈ–અમદાવાદનો શેરદલાલ પણ હિંદના રાજકારણને સમજતો થયો–ચર્ચતો થયો.

અસહકાર પહેલાનું હિંદુસ્તાનનું રાજકારણ સીડીનાં પગથિયાં જેવું હતું. છેક ઉપર જવા માટે એક પછી એક પગથિયાં ચડવાની વાત બધા જ સ્વીકારતા હતા. બે પગથિયાં એકસામટાં કૂદાય જ નહિ, એક પછી એક પગથિયે થઈને જ જવાય: આ વિષે પણ કોઈ મતભેદ નહોતો. અસહકારે રાજકીય સીડીના સોપાન-પંથનો લોપ કર્યો. એણે હિંદના રાજકારણને નટના ખાંચા પાડેલા વાંસના સ્વરૂપમાંથી સપાટ બનાવ્યું. હુતુતુ રમનારના જેમ બે પક્ષ પડે તેમ સાફ બે જ પક્ષ પડી ગયા. દેશના હિતવાંચ્છુઓ ને પરદેશના હિતવાંચ્છુઓ. વચલાં કોઈ પગથિયાં જ ન હતાં — ન રહ્યાં. એટલે પછી વચલાં પગથિયાં ઉપર ઊભા રહેવાનો કોઈને અવકાશ ના રહ્યો.

નવી ભાવના જાગી ચૂકી હતી. સ્પષ્ટ થયેલા પક્ષભેદને સમજનાર, સમજાવનાર અને લોકચિત્તમાં વધારે ને વધારે મજબૂત રીતે ઠસાવનારા માણસોની તો પૂરી ભીડ હતી.

સોહનલાલ ચાર પાંચ વર્ષ પહેલાં જ આવ્યા હતા. અને સાડા ત્રણ સાલમાં એણે મેદાન કબજે કર્યું હતું. અનુયાયીઓમાં માન ને વિરોધીઓના ભયના વાતાવરણમાં સોહનલાલે એક સાદા પત્રમાંથી એક ગંજાવર સંસ્થા જમાવી દીધી હતી. હવે સોહનલાલ પોતાની શક્તિઓનું કાર્યક્ષેત્ર વિસ્તારતા હતા. એને યશવંતરાય જેવાની જરૂર હતી. એને તક મળી હતી – સામે ચાલીને મળી આવી હતી.

આપમતિયા પત્રકારીત્વના અહંત્વમાં એમણે એક નવી ભાત પાડી હતી. સમસ્ત પત્રકારીત્વના ક્ષેત્રમાં એ નવી ભાત એક નવો યુગ પેદા કરવાની હતી. જે નવો યુગ આવતો હતો – સોહનલાલ લાવતા હતા. એ કોઈ પ્રત્યક્ષ લાભ કરનારો હતો કે નહિ એ તો એક જુદો સવાલ છે. એ સવાલનો જવાબ આપવાને માટે તો એ યુગનાં રચનારાં બળોની તટસ્થ સમીક્ષા કરવાની રહે.

એક યુગના બલાબલ અને સારાસાર માપવાનો એક ઘણો ટૂંકો રસ્તો છે. એ રસ્તો અચૂક છે. એ રસ્તો છે યુગસ્રષ્ટાના સહાયકોની સમીક્ષા કરવાનો. યુગસ્રષ્ટાની પોતાની સાહસિકતાથી નવા યુગનો ઉદય થાય છે. યુગસ્રષ્ટાના સહાયકોના ચારિત્ર્યથી એ યુગના સારાસાર ને બલાબલનો તોલ થાય છે. યુગસ્રષ્ટામાં જોઈએ છે સાહસિક આત્મશ્રદ્ધા. એના સહાયકોમાં જોઈએ છે ચારિત્ર્ય. જાહેર જીવનમાં ખાનગી ચારિત્ર્યની કોઈ જરૂર નથી એમ કહેનારા તો ઘણા હોય છે, પરંતુ સામાન્યતઃ તો જેઓને ચારિત્ર્ય જેવું હોતું નથી એઓ જ એમ કહે છે. ધરતીના વિશાળ પટ ઉપરના ઉત્તરધ્રુવથી દક્ષિણધ્રુવ સુધીના દેશો ઘૂમી વળો. ચારિત્ર્ય અવગણનાને પાત્ર નથી. ગણનાને જ પાત્ર છે અને ગણનાને પાત્ર રહેશે જ. જે દિવસ ધરતી ઉપરથી ચારિત્ર્ય ઉખડી જશે તે દિવસે માણસ પશુ બનશે.

એ દૃષ્ટિએ ને એ કસોટીએ સોહનલાલના યુગને સોડાવૉટરની બાટલીના ઉભરાનો યુગ કહી શકાય. યશવંતરાય એ સોહનલાલના ખાસ જમણા હાથ બન્યા, અને યશવંતરાય શરાબ–શોખીન હતા!

યશવંતરાયને જ્યારે પોતાની બઢતી થયાના શુભ વર્તમાન મળ્યા ત્યારે એમના હૃદયમાં એક નવા અગ્નિહોત્રના અધ્વર્યુ થવાની જવાબદારીનો ખ્યાલ સૌથી પહેલો આવવાને બદલે પોતે હવે ગણનાને પાત્ર બનશે અને ત્રણચાર જૂના ને કસાયેલા માણસોની ઉપરવટ કૂદકો મારી શક્યા છે એ ખ્યાલ આવ્યો. એમની આ નજરમાં સોહનલાલ-યુગની આખી યે વિકૃતિ સ્પષ્ટ રેખા ધરે છે. લોકોનું હિત મધ્યસ્થ રહેવાને બદલે છાપાનું હિત મધ્યસ્થ બન્યું.

યશવંતરાયને આવા કોઈ વિચારો કરવાની જરૂર ન હતી, અવકાશ પણ ન હતો. અને આવી આત્મનિરીક્ષા કરવાની એમનામાં તૈયારી હોય, તો પણ વિવેક હતો કે નહિ એ સવાલ છે. યશવંત-

રાયની મહત્ત્વાકાંક્ષાની મજલ, આરંભાવાને બદલે તો પૂરી થઈ. હવે તો માત્ર એમને એ સ્થાને બાઝી જ રહેવાનું રહ્યું હતું.

અને એ ઑફિસમાં એક એવો માણસ બીજો હતો – નામે કિશોર – કે જેને દુનિયામાં કોઈ વસ્તુ પવિત્ર ન હતી. પોતાના જન્મને એ પોતાની માતાપિતાની જીન્સી ભાવનાનો અકસ્માત ગણાવતો. પોતાના લગ્નને એ પાછલી ગલ્લીમાં હરવા ફરવા માટે માતાપિતાએ આપેલા પરવાના સમું માનતો. પોતાના બાળકને એ પોતાની પત્નીની બેદરકારીનું પરિણામ લેખાવતો. પોતાની નોકરીને એ પોતાની કમનસીબી તરીકે જોતો. આવાં માનવીઓ ઈશ્વરમાં નથી માનતાં. ને કિશોરનું દુર્ભાગ્ય હતું કે એ પોતાનામાં પણ માનતો ન હતો. ઈશ્વરમાં નહિ માનનારો, પોતાનામાં પણ નહિ માનનારો, માતૃત્વની ત્યાગશીલ પ્રભામાં પણ નહિ માનનારો કિશોર નસીબમાં માનતો હતો ! એના વિચારો સંકેત ઉપર હતા. એના આચાર સન્નિપાત સમા હતા. જગતના ભયંકરમાં ભયંકર માણસો આવી જમાતમાંથી જ નીપજે છે. કિશોર અને યશવંતરાયે તો આજને દિવસે – બલ્કે રાતે શરાબ – સમાધિ લીધી.

રાતના અગિયારેક વાગે યશવંતરાય પોતાને ઘેર પહોંચ્યો.

## પ્રકરણ છઠ્ઠું

### મજા ક્યાં છે?

યશવંતરાય જ્યારે રેલ્વે સ્ટેશન ઉપર ઊતર્યો ત્યારે મુંબઈથી એ પોતાની સાથે એક વિચિત્ર દરદ લાવ્યો હતો. એને બધી જ વસ્તુઓ બબ્બે દેખાતી હતી. એને ખુદ પોતે પણ બે દેખાતા હતા. આ પ્રકારનો દૃષ્ટિ-ભ્રમ સુધારવાને માટે મોઢેથી એક ગાયન લલકારવું હિતકર છે, એવું એણે કિશોર પાસેથી સાંભળ્યું હતું. આવી સ્થિતિમાં ગાયન ગાનાર પોતે શું કલ્પે છે એ તો કોણ જાણે, પણ સર્વાનુભવ એવો છે કે આવી માનસિક હાલતમાં ઇશ્ક સિવાયનાં બીજાં કોઈ ગાયનો જેમ ગમતાં નથી તેમ હોઠે પણ ચડતાં નથી. શરાબ અને ઇશ્કની બદબો ઘણીવાર સાથે સાથે સંચરે છે.

યશવંતરાય જેમ તેમ ઘેર તો પહોંચ્યો. માણસ જ્યારે પહેલું પગલું ભરે છે ત્યારે એ પગલાંના આઘાત પ્રત્યાઘાત સંયોગો જ નક્કી કરે છે. હજારે નવસો માણસોને પોતાના કાર્યાકાર્યને માપવાનો સ્વયં સંસ્કારજન્ય વિવેક—જેને ટૂંકમાં અંતરાત્મા કહેવામાં આવે છે એ હોતો જ નથી. એમને તો હોય છે માત્ર સંયોગો.

યશવંતરાયને સંયોગો ભારે સાનુકૂળ હતા. એક તો રાત બહુ વધી ગઈ હતી. બીજું રાત અંધારી હતી. ત્રીજું સૂના માર્ગ

ઉપર વટેમાર્ગુઓનો અવરજવર હતો નહિ. એટલે યશવંતરાય અંધારી રાતના રાજાના ભભકાથી ચાલી નીકળ્યા. એ ભભકો શરાબી છે એમ એમને કહેનાર કોઈ માનવી એમની નજરે ચડ્યું નહિ. કલાક બે કલાક પહેલાં જે વાત ખૂરા કેફ સમી મનાઈ હોત એ અંધારાં એકાન્તમાં મજા તરીકે યશવંતરાયને સમજાઇ. ધરતી ઉપર પગ મૂક્યા સિવાય હવામાં તરતા તરતા જવાનું સરજન એક થઈ ગયું–પુરાણા કાળમાં મહારાજા યુધિષ્ઠિરનું – ને બીજું બન્યું છે શરાબ – મસ્ત ઉમર ખય્યામોનું.

'આહાહા ! પરીસૂરત હૂરીના ઝવેરાત સમા આ તારાએ હસે છે. મૂર્ખ માનવીઓ સૂતાં છે – થાકેલાં ને પાકેલાં – એવકૂફો બધાં જ કહીનાં. થાક ભૂલાવવાનું, શોક જીરવવાનું, હર્ષ પચાવવાનું, મોટામાં મોટું સાધન છોળ–છોળ ભરીને જગતમાં ભર્યું હોવા છતાં ઘણાને એની ખબરે પણ નથી – કેટલું અજ્ઞાન ! નવોઢા નારી પોતાના પતિને ભેટે એમ આ રાત મને કેવા હેતથી ભેટી રહી છે !'

યશવંતરાય પોતાના ગાયનની વચમાં વચમાં આટલું સંભાષણ કરી આગળ વધ્યા. એક પોલીસે એની સામે શંકાથી જેયું. યશવંતરાય એ સંભાષણ બંધ કરીને આગળ ચાલ્યા: 'સાલું ! પૈસા જાય છે તો આપણા પોતાના પરસેવાના જાય છે, એમાં પોલીસને વળી શું કામ ડાહ્યા થવું જોઈએ !' યશવંતના દિલમાં એક કડવો વિચાર આવ્યો. એ વિચારે એમના આનંદની અત્યારે વિલસી રહેલી કૌમુદી ઉપર કાંઈક પડછાયો નાખ્યો, ને એ આગળ ચાલ્યો. એકાએક એને નવો તર્ક આવ્યો. અને એ એકદમ ઊભો રહ્યો.

'સોહનલાલને આ મજા ક્યાંથી સમજાય ? તદ્દન ખાખરા જેવો સુક્કો માણસ. કામ, કામ ને કામ – બસ બીજી વાત જ નહિ. અરે કામ તો ઢોર પણ કરે છે. એકલા કામ કર્યે કાંઈ થોડી મજા

માણી શકાય છે?' એક ઝાડના થડને ઉદ્દેશીને યશવંતરાયે જાણે સલાહ માગી : 'કેમ ખરું ને?'

યશવંતરાય આગળ વધ્યો – અટકી ગયો. એના માથામાં ઝાડનું થડ વાગ્યું હતું. હકીકત એવી હતી કે યશવંતરાયે અત્યાર સુધી બધું બબ્બે જોયું હતું, તેમ ઝાડનું થડ પણ એમણે બેવડાયેલું જોયું. શરાબી ભ્રમણાના સંકેત પ્રમાણે યશવંતને એકને બદલે બે ઝાડો દેખાયાં. આ દૃષ્ટિભ્રમનું પરિણામ તરત જ આવ્યું. બે ઝાડો વચ્ચેથી પસાર થવાની જ્યાં પોતે પગદંડી માનેલી ત્યાં પગદંડી હતી જ નહિ, નક્કર ઝાડનું થડ હતું. ને એની સાથે એનું માથું અફળાયું. એક વિપળ માટે યશવંતને આકાશમાંથી તારાઓ એકદમ નીચે ઉતરીને પોતાની મિજાજપૂચ્છી કરતા દેખાયા. શરાબી ઊર્મિલતાથી યશવંતે થડને ઉદ્દેશીને કહ્યું: 'તને પણ મારી ઈર્ષા ઊપજે છે કે?'

જેમતેમ યશવંત પોતાને ઘેર તો પહોંચ્યો. ઘેર પહોંચવામાં એની સભાન પ્રયત્નશીલતા કરતાં સુષુપ્ત ગતિ – પરિચય વધારે જવાબદાર હતો. પણ આ પ્રકારની મીમાંસા કરવાને યશવંત અત્યારે લાચાર હતો.

ઘરમાં એક દીવો જલતો હતો ને નિવેદિતા યશવંતની રાહ જોતી જાગતી બેઠી હતી. એણે બારણું ઉઘાડયું ને યશવંત ઘરમાં દાખલ થયો.

'ગૂડ ઈવનીંગ સ્વીટી!' યશવંતે નિવેદિતાનો સત્કાર કર્યો.

નિવેદિતા જ્યાં હતી ત્યાં થંભીને જ પતિને જોઈ રહી. ને એની આંખો ફાટી રહી. કેવો પતિ એણે સવારે ઘર બહાર મોકલ્યો હતો? ને કેવો પતિ મધરાતે ઘેર આવ્યો હતો! સવારે તો એની આંખો ભાવથી ભીની હતી. ચહેરો ઋજુતાથી ઓપતો હતો. ને આખા યે અંગ ઉપર સૌમ્યતાનો પ્રવાહ વહેતો હતો. ને અત્યારે

મધરાતે એની આંખો લાલ હતી. એનો ચહેરો લાલ હતો. ને એના ઉપર સૂક્કો ચળકાટ હતો. આખા યે અંગ ઉપર ન સમજાય છતાં ન ભૂલાય એવો નઠોરતાનો કાળો પડછાયો હતો! સવારે જે યશવંત ઘેરથી ગયો હતો એ જ આ કે બીજો? જરાતરા સમાન ચહેરા ને હાવભાવના માનવીઓ મધરાતે અદલબદલ તો નથી થયા ને? આજે આવ્યો છે એ જેણે ઘરને ખાટી બદબોથી ભરી દીધું છે એ. છે તો યશવંતને?

'કેમ સ્વીટી! મારા સામે તાકીતાકીને આજે શું જોઈ રહી છે?' નિવેદિતાની અનિમેષ તાકતી આંખો યશવંતને જરા કલેશકર લાગી.

'તમે કોણ છો?'

યશવંત ખડખડાટ હસ્યો. આ સવાલ જ એને એટલો બધો વિચિત્ર લાગ્યો કે એ સવાલની ભીતરમાં છૂપાયેલી કરુણા એને દેખાઈ જ નહિ.

'હું...હું...કોણ છું? વાહ! ખૂબ! ખૂબ!'

નિવેદિતા હજી થોડીવાર યશવંતને તાકતી રહી. એનું આ વર્તન યશવંતને પોતાની મધરાત સુધીની લોહી ગજાવતી મજાના વિરોધ સમુ લાગ્યું.

'આપણે શરત છે. એ શરત હું ચીવટથી પાળું છું ને તું કેમ પાળતી નથી? ઘરના ઉંબરામાં તું ને ઉંબરા બહાર હું. બહાર હું કરું જે કાંઈ, એ તારે નિભાવવાનું છે.'

'તમે જે હો તે હો. મારો ધણી આવો ન હોય!' નિવેદિતા સખતાઈથી બોલી. 'તમે આ લતે ચડશો તો ખુવાર થશો ને કરશો!'

યશવંત પોતાનાં કપડાં ઉતારતો હતો. 'મને કપડાં ઉતારીને સ્વસ્થ થવા દે. પછી તારે કટકટ કરવી હોય તે કરજે. મેં બિલકુલ દારૂ પીધો જ નથી. તને નકામો વહેમ છે.'

જવાબમાં નિવેદિતા હસી. એના હાસ્યમાં એટલી તો કડવાશ હતી કે યશવંત સમજ્યો કે એનું જૂઠાણું નિવેદિતાએ બ્રહ્મવાક્યની જેમ કબૂલ રાખી નથી લીધું. દારૂ એ ચાડીખોર વ્યસન છે એ સમજવા જેટલો યશવંત હજી લતમાં ઘડાયો નહોતો. પોતે જે જૂઠું બોલ્યો હતો એની ટીકા કરવાની અને એ દ્વારા અર્થ – વિસ્તાર કરવાની યશવંતને જરૂર ન લાગી.

‘ તું તો તદ્દન ગાંડી છો ને મને કોઇક વાર ગાંડો કરીશ. એક બે મિત્રોની સાથે બેસીને એકાદ પ્યાલો લઈએ તો એ કાંઈ પીધો છે એમ કહેવાય જ નહિ. નિવેદિતા અહીં આવ તને સમજાવું. ’

‘ હું મારી મેળે સમજી ગઇ છું. હવે મને સમજાવવાની વાત રહેવા દો અને દીવાનખાનામાં જઈને સૂઈ જાઓ. ’

‘ તદ્દન ગાંડી ! ગામડિયણ ! શરાબ ખરાબ નથી. ખરાબ હોત તો તું જ પોતે બેબીની દવામાં કેમ વાપરત ? શરાબ પીવો એ ખરાબ છે, પણ બે ચાર મિત્રો બેઠા હોય, એકાદ પ્યાલો લેવાઈ જાય, પ્યાલાની સાથે થોડાં બિસ્કિટ પણ વચમાં વચમાં ચવાતાં જાય, તો કોણ કહે છે કે શરાબ ખરાબ છે ? કહેતું હોય એને લાવ મારા મોઢા સામે. ’

નિવેદિતાએ દીવાલ ઉપરથી અરીસો ઉતારીને નજીક આવીને નાક ઊપર લૂગડું દાબીને યશવંતની સામે ધર્યો. ‘ આ આરીસો તમને કહી દેશે – સાંભળવાને આંખો હશે તો. ’

‘ તું તો તદ્દન વેદિયા પોઠિયા જેવી રહી. ’ યશવંતરાયની આંખો અત્યારે ઘેરાતી હતી.

‘ તમે જાઓ. દીવાનખાનામાં સૂઇ રહો. ’ નિવેદિતાએ હુકમી તોરથી કહ્યું : ‘ મારા ઓરડામાં, ને મારા રસોડામાં, મારે દારૂડિયો નહિ જોઇએ. ’

‘ તું...તું...ક્યાં સૂશે ? ’

'મારાં છોકરાં સાથે.'

'છોકરાં સાથે......?' યશવંત છોકરાં સૂતાં હતાં તે તરફ આગળ વધવા જતો હતો એને નિવેદિતાએ વાર્યો. 'આવી હાલતમાં મહેરબાની કરીને સૂતેલાં હોય કે જાગતાં હોય પણ મારાં બાળકો પાસે તમે ના જશો.'

'કાંઈ નહિ. નહિ જઈએ. એક નાની વાતમાં પણ તારી જીદ કેટલી બધી?'

નિવેદિતા અક્કડ રહી. એ જરા યે નમતું આપવા તૈયાર ન હતી. આજે પહેલીવાર એ જો નમતું આપે તો આ લત ઘર કરી જાય. આજે પહેલે જ દિવસે એ અક્કડ રહે તો યશવંત ફરીથી આવું ના કરે, એવી એની ગણુના હતી.

'આ અમે ચાલ્યા.' યશવંતે કહ્યું: 'સૂઈ જશું પછી તો તું રાજી ને?'

યશવંતરાય દીવાનખાનામાં ગયો. તરત જ નિવેદિતાએ કમાડ વાસી દીધાં. યશવંતમાં હજી થોડી સાન હતી. આજની આ વાતથી નિવેદિતા અગ્નિ જેવી જલી ઊઠી છે એ તો એ સમજી ચૂક્યો. નિવેદિતાની ગંભીરાઈને મજાકમાં ટાળવા માટે યશવંત બંધ થતાં બારણુામાંથી બોલ્યો: 'અત્યાર સુધી તો આ ઘરમાં એક જ નિવેદિતા હતી. અત્યારે તો બે દેખાય છે, બે.'

'એક નિવેદિતા તો બાળકો સાથે સૂઈ જશે. બીજીને તમારી પાસે રાખજો.'

નિવેદિતા આજે તો એના પતિને જરા પણ નમતું આપવાને તૈયાર ન હતી, એટલું તો યશવંત પણ એકને બદલે બે બે પત્નીઓને જોવા છતાં પણ સમજી શક્યો. એ ચૂપ થઈને પથારીમાં પડ્યો — ઘસઘસાટ ઊંઘી યે ગયો.

# પ્રકરણ સાતમું

## કલહ-રસ

નખ જેટલી યે જગ્યામાંથી કલેશ ઘરમાં પ્રવેશ કરી શકે છે, તો આ તો ઘરના ધણીએ પોતાના મુખવાટે પ્યાલા ભરી ભરીને કલેશ પીધો હતો. આવી રીતે ઘરમાં દાખલ થયેલો કલેશ પતિ-પત્ની અને બે બાળકોની સાથે પાંચમી સજીવ વ્યક્તિ તરીકે ઘરમાં વસી ગયો. કાયમી વસવાટ કરવાને માટે કલેશને આવું સુંદર સ્થળ તત્કાલ બીજે સાંપડવું સહેલું ન હતું. પોતાની કલાના બહુવિધ રંગ જમાવવાનો એને અહીં ઘણો બહોળો અવકાશ હતો.

યશવંત સામાન્યતઃ ભોળો જુવાન હતો. એને પોતાની શક્તિનું અરમાન હતું. પત્નીનું અભિમાન હતું. બાળકો તરફ પ્રેમ હતો ને ઘર પ્રત્યે મમત્ત્વ હતું.

નિવેદિતા હતી તો જાજરમાન જુવતી. પણ એનામાં બીજી પણ ઘણી એવી વાતો હતી જે એને કર્કશાને બદલે ગરવી બતાવતી હતી. એ ઘરરખ્ખુ હતી. પતિને માટે પ્રાણ પાથરવાને તૈયાર રહેતી હતી. બાળકોની પાછળ ગાંડી બનીને ભમતી હતી. ઘરને ખાતર પોતાના દેહને વધારેમાં વધારે કષ્ટ આપવામાં એ પોતાનો નારી ધર્મ વાંચતી હતી. એણે ઘણા મોહને વધારે સાનુકૂળ તક ઉપર મોકુફ રાખ્યા હતા અને ઘણા મોહ પરહર્યા

હતાં. વીરલ એવી એ પત્ની હતી. ગુલાબના સર્વ બાહ્યાભ્યંતર ગુણોને વધારે દીપાવવા માટે જેમ કિરતારે એનામાં મીઠી, ઠંડી, માદક સુગંધ મૂકી છે, તેમ નિવેદિતાના પત્નીત્વના સર્વ ગુણોને–મનોભાવોને વધારે પ્રિયકર બનાવવા માટે કિરતારે એનામાં શીળું રૂપ પણ મૂક્યું હતું. આંખને આંજી નાંખે એવો સૌંદર્ય–દાહ એનામાં ન હતો. હૃદય કંપતું હોય છતાં જોનારને પોતાની લાવાથી પોતાના તરફ બળાત્કારે ખેંચે એવો જ્વાળામુખી એ રૂપમાં જલતો ન હતો. પરંતુ આંખોને કમનીય લાગે, એની સર્વ કોઈ વાતો ઉપર મીઠી ફોરમ બિછાવે એવી પ્રભા એના દેહમાં, ચહેરામાં, એની આંખમાં હતી. તમે એને ઓળખતા ન હો તો એના તરફ બીજીવાર નજર કરવાની વૃત્તિ પેદા કરે, ઓળખતા હો તો પાંચ મિનિટ વહેલાં કરતાં પાંચ મિનિટ મોડા જવાની તમારામાં લાગણી પ્રેરે એવી એ નારી હતી. બુદ્ધિના અંકૂશમાં રહે, એવી ચંચલતા એનામાં હતી. એક પુરુષને પોતાનું સર્વસ્વ અર્પણ કરવાની વૃત્તિ રાખે, ને એમાં સંતોષ ભરપૂર કૃતકૃત્યતા અનુભવે એવી એ હતી. એકવાર તમે એની આંખમાં જુઓ તો તમને જરા સરખી યે શંકા ન રહે કે એ ધન્ય પુરુષ તે એનો પતિ જ હોઈ શકે. એવી એ નિવેદિતા હતી.

બાળક–પુત્ર વિનુ હતો તો ત્રણ ચાર વર્ષનો. પણ ભવિષ્યના આગ્રહી, ઉત્સાહી ને સારસૂઝ જુવાનનાં બીજ એનામાં રોપાઈ ચૂકેલાં હતાં. એ ચાલાક હતો. સમજુ હતો. રમતિયાળ હતો. ને એના માબાપને એ જેટલો વહાલો હતો એટલાં જ એનાં માબાપ એને વહાલાં હતાં.

બેબી હતી તો દશ અગિયાર મહિનાની, પણ નિવેદિતાના લાડ-ઘેલા શબ્દોમાં ‘ સાપ સાચવવો ને બેબી સાચવવી ’ એ બન્ને બરાબર હતાં ! બેબી કદી રોતી નહિ, કદી જંપતી નહિ ને ભારે માથાકૂટ વગર કદી સૂતી નહિ. એનું નામ તો હતું ‘ પ્રતિમા ’ પણ એક વાર

ઘરની કામવાળી ઘાટણે એ નામનો અર્થ અને એના અક્ષરોનો વળોટ–બન્નેને સમજવાની અશક્તિએ કરીને, 'પ્રતિમા'માંથી 'ફરતીમા'નો અપભ્રંશ વળાટ બનાવ્યો હતો. ત્યાં સુધી તો યશવંત અને નિવેદિતા બન્ને બેબીને 'પ્રતિમા'ના નામથી જ સંબોધવાનો આગ્રહ રાખતાં. અને જરા સરખી યે તકને એ નામના સુસ્પષ્ટ ઉચ્ચાર સિવાય જવા દેતાં નહોતાં. પ્રતિમા નામને જરા પણ ભૂલ વગર બોલવાનું નિવેદિતાએ ઘણી ભારે જહેમત પછી વિનુને પણ શીખવ્યું હતું. ત્રણ ચાર વર્ષનો છોકરો પ્રતિમા જેવું નામ સ્પષ્ટતાથી બોલી શકે, એ જેટલી છોકરાની ચંચળતા બતાવે છે એટલી જ એની માની મહેનત પણ બતાવે છે. સખી–સાહેલીઓ ને સગાંવહાલાંઓની પ્રતિમા નામની ક્લિષ્ટતા સંબંધેની ફરિયાદ પણ નિવેદિતાએ સાંભળી ન હતી. જે કોઈનાથી હારી નહોતી એ ઘાટણના આ અપભ્રંશથી હારી. ને દશ દશ મહિનાથી બાળકી ઉપર ભારે બોજા સમું તોળાઈ રહેલું નામ પલવારમાં ઝાકળના બિન્દુની જેમ ઊડી ગયું. બાળકી પ્રતિમા ટળીને બેબી બની રહી.

આવા ઘરમાં કલેશ પેઠો હોય તો એને બહાર જવાનું કેમ ગમે ? ભોળા ભરથાર ને જાજરમાન ભાર્યા વચ્ચે બીજું કાંઈ હોય કે ન હોય તો યે ઘણીવાર જીદ્દ સામાન્ય બની રહે છે.

નિવેદિતા જો કંકાસખોર હોત તો કદાચ પરિસ્થિતિ ઘસડાત નહિ. યશવંત જો પાકો હોત તો પણ કદાચ પરિસ્થિતિ બગડત નહિ. વિનુ ઓછો સમજુ હોત તો પણ મામલો કદાચ હદ બહાર ન જાત. બેબી વધારે કજિયાખોર હોત તો યે કદાચ મર્યાદાનો અતિક્રમ ન થાત. બધાં–બધાં જ જેવાં સારાં હતાં તેવાં ખરાબ હોત તો કલેશ એ ઘરમાં ટકી શકત નહિ. માનવ સ્વભાવની, માનુષી મર્યાદાની ખરી કરુણતા આ જ હતી. દરેકને કલેશનાં 'તાત્કાલિક કારણ ન હોય એવા'

બીજા પાસેથી રાહત મળતી. અને સામાન્ય સંયોગોમાં જે સહકારની સાચી સફળતા મનાત, તેમાંથી જ ભંગાણમાં બીજ રોપાયાં. કલેશના ગર્ભમાં જેમ સહકારની બુભૂક્ષા રહી છે તેમ સહકારના ગર્ભમાં કલેશની ભૂખ તો નહિ રહેતી હોય ને? બધાં જ માણસો જો સારાં હોય તો એકવાર એમની વચ્ચે જાગેલો મતભેદ શમવો મુશ્કેલ થઈ પડે છે. કેમકે કોઈને ય જરા યે નમવાનું, જરા યે વળવાનું કાંઈ કારણ નથી સૂઝતું. આત્મલક્ષી સારપ એ ઘણી જ ભયંકર વસ્તુ છે. નિવેદિતાને યશવંત સાથે મનદુઃખ થયું હોય ત્યારે બાળકોમાંથી આરામ મળી રહેતો–ને બાળકો સારાં હતાં. યશવંતને નિવેદિતા સાથે મનદુઃખ થયું હોય તો બાળકો એને રાહત આપતાં; કેમકે બાળકો સમજુ હતાં. બાળકોને યશવંત સાથે મનદુઃખ થાય તો નિવેદિતા પાસેથી પૂરી રાહત મળી રહેતી–કેમકે નિવેદિતા એની પાછળ ગાંડી હતી. ને આમ સારપ અને મમત્વના ત્રિકોણમાંથી એ નાના ઘરમાં એક મહા દ્વંદ્વ જાગ્યું. ને ધીમે ધીમે પાડોશીઓએ પણ જાણ્યું. જાણ્યું તો ઘણાએ પણ કોઈ નિવેદિતાને સમજાવી ન શક્યું કે કેવળ તિરસ્કાર, કેવળ જાજરમાન પત્નીત્વ કે કેવળ બાળક–પ્રેમ શરાબખોર પતિને સુધારવા માટે પૂરતાં ન હતાં. રૂપવતી પત્નીનાં રિસામણાં કે રમતિયાળ બાળકોની ભયભીત મનોદશા પણ નિત્યની આદતથી સહનીય બની શકે છે. નિવેદિતાને આ પણ કોઈએ ના સમજાવ્યું.

આ ગૃહકલેશ જાગતો રાખવામાં કિશોરનો ફાળો તો પૂરતો હતો જ. પરંતુ એની પાછળ તાત્કાલિક મજા સિવાય એની પણ બીજી કોઈ લાંબી ગણતરી ન હતી કિશોર લુચ્ચો ન હતો. માત્ર દુનિયામાં કોઈ પણ સ્થળે જરા સરખી યે સારપ હોઈ શકે એમ માનતો ન હતો. એ કોઈના સુખનો દ્વેષી ન હતો. માત્ર કોઈની યે સારપ તરફ અવિશ્વાસુ હતો. યશવંતને કિશોર ખરાબ દેખાતો ન હોય તો એમાં યશવંતનો દોષ નહોતો. નિવેદિતાને સારો દેખાતો ન હોય તો એમાં નિવેદિતાનો દોષ ન હતો.

અને આમ બે વર્ષ વીત્યાં.

આ બે વર્ષમાં યશવંતમાં ઘણું ઘણું પરિવર્તન થયું હતું. સોહનલાલના નિર્ભીક પત્રકારત્વમાં યશવંત એનો જમણો હાથ બન્યો હતો. યશવંતને જેમજેમ ગૃહકલેશ વધારે સતાવતો ગયો તેમતેમ એને પોતાની નોકરીમાં વધારે ને વધારે રસ આવતો ગયો. એટલે સુધી કે લાગતાં વળગતાં તમામની નજરમાં યશવંત વ્યક્તિ મટીને છાપું જ બની રહ્યો. યશવંતના સ્વભાવમાં એક વસ્તુ અનેક સ્વરૂપે દેખાતી. મર્યાદા શું એનો એને સ્વપ્નમાં યે ખ્યાલ ન હતો. એ લખવા બેસતો તો એકસાથે પચાસ પાનાં લખી નાંખતો. એ ચાહ પીતો તો એકસાથે પચાસ કપ ચાહ પી જતો. એ પાન ખાતો તો એને એકસાથે ચાર પાંચ પાન જોઈતાં. એ સિગારેટ પીતો તો ઉપરાઉપરી સિગારેટો પી નાંખતો. એક સમયે એને હૂક્કામાં એવી તો મજા આવી કે આખી રાત ઉજાગરો કરીને પણ એણે રાતભર હૂક્કો પીધે રાખ્યો. 'અબ રુક જાઓ.' જેવો કોઈ અંતરનો સાદ યશવંતે સાંભળ્યો સરખો યે નહોતો. આવા યશવંતે સોહનલાલની નિર્ભીકતાને પ્રચાર – ઝનૂનમાં પલટાવી નાંખી હતી.

સોહનલાલનું કાર્યક્ષેત્ર એટલું બધું વિશાળ હતું કે એમણે યશવંતરાયને છૂટો હાથ આપ્યો હતો. ઘણીવાર મિત્રોની વચ્ચે સોહનલાલ ખુલાસો કરતા : 'તમે જાણો છો ને છાપું તો યશવંત ચલાવે છે.' પોતાના ઉપરથી દોષારોપણ તત્કાળ પૂરતું ટાળવા માટેના સોહનલાલના આ જવાબની પાછળ રહેલી મુત્સદ્દીગીરી કરતાં પોતાની લાયકાતની કદર જ યશવંતરાયને વંચાતી હતી. કાલાંતરે યશવંતરાય પોતે પણ આ પ્રકારનો જવાબ દેતાં શીખ્યા હતા. 'એ લેખ તો મેં નહોતો લખ્યો. કિશોરે લખ્યો હતો!' જવાબનો દોર તો એક જ હતો. માત્ર સોહનલાલ જ્યારે આવો જવાબ દેતા ત્યારે હાર્દિક લાગતા યશવંતરાય આ જવાબ દેતો ત્યારે ચિબાવલો લાગતો હતો.

બે વર્ષ આમ વીતી ગયાં. બે વર્ષમાં યશવંતની દુનિયા આખી પલટાઈ ગઈ હતી. બે વર્ષમાં એના ઘરમાં કલેશ વધ્યો હતો. એના છાપામાં પ્રચાર-ઝનૂન વધ્યું હતું. ને એના કંઠમાં શરાબનો શોષ વધ્યો હતો.

આટલી ભૂમિકા પછી હવે આપણી વાર્તાનો સાચો આરંભ થાય છે.

# પ્રકરણ આઠમું

## બીજું પગથિયું

'હમણાં હમણાં લક્ષ્મીપુર રાજ્યના દીવાન સર નીચલદાસ બહુ વધારે પડતું બોલે છે.' સોહનલાલે બપોરના છાપાં વાંચતાં ચાહના મેજ ઉપર ટીકા કરી.

'એ તો એમને આપણે બોલવા દઈશું ત્યાં સુધી બોલશે.' યશવંતે કહ્યું.

'એટલે કાંઈ મારા તમારા કહ્યા એ થોડા બંધ થવાના છે?'

'બંધ કરવા હોય તો કરી તો શકાય!'

'શી રીતે?'

'એમના ખાનગી જીવનમાં એવી એક બે ઘટના જરૂર છે, જે દિવસનો પ્રકાશ જુએ તો એમને દુનિયાને મોઢું બતાવવું સરખું અસહ્ય થઈ પડે.' યશવંતે પોતાનો અભિપ્રાય આપ્યો.

'આ તમારો પોતાનો અભિપ્રાય છે કે જાતમાહિતી છે?'

'અભિપ્રાય પણ નથી, જાતમાહિતી પણ નથી. પાકે પાયેથી સાંભળેલી વાત છે.'

'શી વાત સાંભળી છે?'

નિ–૪

'મેં એમ સાંભળ્યું છે કે સર નીચલદાસ મુંબઈની એક સિનેમાની નટી સાથે સંબંધમાં હતા. એ અરસામાં એમણે એ નટી ઉપર કેટલાક પ્રેમ – પત્રો લખ્યા હતા. આ પ્રેમ – પત્રો જો હાથ કરી શકાય તો સર નીચલદાસ સદાને માટે નીચી મૂંડી રાખતા થઈ જાય !'

'મને લાગે છે કે એ નટીનું નામ પણ તમે જાણતા હશો ?'

'નટીનું નામ છે હસીના. એક જમાનામાં એ બહુ મશહુર હતી. એ રહે છે સેન્ટ્રલ હોટેલમાં.'

'સર નીચલદાસ પણ મુંબાઈ આવે છે ત્યારે સેન્ટ્રલ હોટેલમાં જ ઉતરે છે, એનું કારણ પણ આ જ હશે ?'

'બીજું હોય જ શું ?' યશવંતે પોતાનો અભિપ્રાય મિલાવ્યો : 'આ પત્રો હાથ કરીને જો આપણે પ્રસિદ્ધ કરીએ તો સર નીચલદાસની વાત પૂરી થાય.'

'એ પ્રસિદ્ધ કરવાથી શો લાભ ?'

યશવંત ક્ષણભર તો સોહનલાલના સવાલથી અવાક્ બની ગયો. 'શો લાભ ?...શો લાભ...? અરે બીજું કાંઈ નહિ તો એકવાર તો સનસનાટી કેટલી જબરી થાય ? છ મહિના સુધી છાપાના ફેલાવામાં ગરમીનો ચડતો જ પારો રહે, અને સોહનલાલ પૂછે છે શો લાભ ?' વિચારીને બોલ્યો.

'લાભ મારી નજરે બે.' યશવંતે પોતાની દલીલો શોધી-સજીને રજુ કરવા માંડી : 'એક સર નીચલદાસ પડે અને બીજો આપણું છાપું ઊંચે ચડે.'

સોહનલાલ હસ્યા : 'આપણું છાપું ઊંચે ચડાવવાને માટે એક ઊંચે બેઠેલા માણસને નીચે પાડવો એ તમને બરાબર લાગે છે ?'

'બરાબર કેમ નહિ? સર નીચલદાસને એના દંભનો પૂરો નતીજો મળે એ ઓછી વાત છે?'

'દરેક માણસને જો પોતાનાં કર્મ, અકર્મનો નતીજો મળવા માંડે તો દુનિયામાં રહેવું જ મુશ્કેલ થઈ પડે. દુનિયામાં દરેકેદરેક માણસને એકાદ વાત ઉપર તો ઢાંકપિછોડો કરવો જ પડે છે. મારે પણ એકાદ વાત બધાથી છુપાવવાની હશે. તમારે પણ હશે...એ કાગળો જો મારા હાથમાં આવે તો હું તો સર નીચલદાસને પોતાને જ પાછા આપી દઉં–વાંચ્યા વગર.'

યશવંતરાયને સોહનલાલની આગલી વાત પોતાના ઉત્સાહના અગ્નિ ઉપર ઠંડા પાણીના છંટકાવ જેવી લાગી. પાછલી વાત તો બિલકુલ સમજાઈ નહિ. એને નથી સમજાઈ એ સોહનલાલ પણ જોઈ શક્યા.

'મારે તમને થોડા વખતથી કહેવું હતું. આજ અનાયાસે વાત નીકળી આવી. મને પોતાને ખાનગી જીવનના અંગત મેલ જાહેર રીતે છાપાની કટારોમાં ધોવાય એ નથી ગમતું.'

'અધિકારીઓની નીતિભ્રષ્ટતાનો રહસ્યસ્ફોટ કરવો એ જાહેરની સેવા છે-પ્રમાણિક અખબારનવેશનો ધર્મ છે.'

'આ વિષે મને પોતાને તો શંકા છે. જે નીતિભ્રષ્ટતા એના જાહેર જીવનની સાથે, એના અધિકારના ક્રમની સાથે કશો સંબંધ ધરાવતી ન હોય, પરંતુ કેવળ વૈયક્તિક સ્ખલન માત્ર હોય એને બહાર લાવવી એ મને તો બહુ મેલું લાગે છે. તમારા હાથમાં છાપું આવ્યા પછી આ જાતનો ઝોક મને વધારે ને વધારે દેખાય છે.'

'હું તો એમાં માનું છું.'

'હું નથી માનતો. જે તરવારથી આપણે મારીએ છીએ,

એ જ તરવારથી આપણે પણ કોઈ વાર આપઘાત કરવો પડે છે. આટલા માટે જ શુભ હેતુ સાધવા માટે પણ મેલાં સાધનોનો માણુસે ઉપયોગ કરવો લાજમ નથી. સિદ્ધિથી સાધના કદી યે સાબિત થઈ શકતી નથી.'

'હું પત્રકાર છું. કાંઈ ફિલસૂફ નથી. જેને હું વિરોધી માનું છું, એને મહાત કરવાના સર્વ શક્ય માર્ગ લઉં. છાપાવાળા આજના ઝડપના યુગમાં ધર્મનો કાંટો હાથમાં રાખીને બેસી શકે નહિ. બેસે તો પાછળ પડે. આપણો ધર્મનો કાંટો એ અદાલત. અને આપણાં તોલાં એ બદનક્ષીનો કાયદો.'

'મને પોતાને તો એ રુચતું નથી. સ્થાપિત કાયદાની નજરે તમે કદાચ સાચા હશો ને તમારી સાચપ પૂરવાર પણ કરી શકો. પણ માણુસાઈનાં સ્થાપિત ધોરણો, તો તમારી વાત હરગીજ મંજુર નહિ રાખે.'

'નીતિભ્રષ્ટતા એ પણ માણુસાઈ છે કે?'

'મેં તમને કહ્યું તેમ, કોઈપણ માણુસમાં એકાદ જાતની નીતિ-ભ્રષ્ટતા હોય તો તે માનુષી છે. માણુસ સર્વ રીતે સંપૂર્ણ નથી. માણુસ દેવ પણ નથી. હરકોઈ માણુસના બખ્તરમાં એકાદ કડી તો નબળી રહેવાની જ છે. એટલે અદાલતી કાયદાની ઉપરવટ પણ માણુસાઈનો કાયદો છે. એ કાયદો કહે છે કે વિરોધી ઉપર કેવળ આત્મસંતોષ માટે ઘા કરવો નહિ. આપણી તાકાત બતાવવાના એક માત્ર હેતુ માટે પણ કોઈ દિવસ ઘા કરવો નહિ. કોઈ દિવસ મેલો ઘા કરવો નહિ. ને કોઈને ય કેવળ બરબાદ કરવાના સંતોષને ખાતર બરબાદ પણ કરવો નહિ. ટૂંકમાં માનુષી વ્યવહારમાં, ગમે એટલું પ્રલોભન હોય તો યે, જંગલનો કાયદો અજમાવવો જોઈએ નહિ.'

'તમે કહો છો એ રોજિંદા અનુભવ કરતાં ગીતા–જીવનના પાઠ જેવું વધારે લાગે છે.'

'સાચી ઇન્સાનિયતની રીતિ ને વ્યવહારનાં મૂળ કોઈ ને કોઈ ધર્મગ્રંથમાંથી શોધીને પછી ધાર્મિક ફરમાન તરીકે એની વિડંબના કરવી એ આજકાલ એક જાતનો પવન થઈ પડ્યો છે. તમે પણ એ પવનમાં ઘસડાયા છો. આ વાતનો તો તાગ નહિ આવે.'

'નીચલદાસના પત્રો......'

'બસ કરો ભાઈ. હું અત્યાર સુધી ભાગવત જ ભણી ગયો! નીચલદાસના પત્રો મેળવવાનો કે મેળવીને આપણા છાપામાં પ્રગટ કરવાનો તમે કોઈ કરતાં કોઈ પ્રયાસ ન કરશો.'

'પણ પત્રો મળી શકે એમ છે!'

'તો મેળવીને વાંચ્યા વગર જ સર નીચલદાસને પાછા મોકલી આપજો. હું એવા પ્રકારના સંગ્રામમાં માનું છું.'

'વિરોધીને નિર્ભય કરવો?'

'જેને વિરોધના સ્વીકારાયેલા મુદ્દાઓ સાથે કોઈ જાતનો યે સંબંધ ન હોય એવી તમામ વાતમાં વિરોધીને નિર્ભય બનાવવામાં જ મને મારી પોતાની તાકાત દેખાય છે. તક આવ્યે ઘા તો પશુ પણ કરી જાણે છે, તક આવ્યે ઘાને ઇરાદાપૂર્વક વારી રાખે એ કેવળ મનુષ્ય જ કરી શકે.'

'સમજ્યો,' યશવંતે વાત પડતી મૂકી: 'તમારી વાત મને પૂરી સમજાતી જ નથી, તો ગળે તો ક્યાંથી ઉતરે? પણ અત્યારની વાતનો સાર મારે તો એટલો જ સમજવાનો કે સર નીચલદાસના પ્રેમ–પત્રો આપણા છાપામાં આપણે છાપવા નહિ.'

'હા. એમાં તો મારો નિર્ણય ફરશે નહિ.'

'સારું.' યશવંતે વાત બંધ વાળી: 'મને પણ મનમાં અંદેશો તો હતો જ.'

'મને નવાઈ તો એ લાગે છે કે હમણાં હમણાં તમને આવું સૂઝે છે કેમ?' સોહનલાલે સવાલ કર્યો: 'નિખાલસતાથી કહું તો શરૂશરૂમાં તો મને તમારામાં બહુ આશાસ્પદ શક્યતા દેખાતી હતી. હમણાં હમણાં મને તમારામાં ન સમજાય એવું પરિવર્તન દેખાય છે.'

'હું તો છું એવો જ છું. માત્ર હમણાં હમણાં તમે બહાર બહુ રહો છો એટલે આપણે પહેલાંની જેમ નિરાંતે વિચારોની આપલે નથી કરી શકતા.'

'કોણ જાણે પણ મને એમ લાગે છે કે તમારા જીવનમાં કોઈક એવું તત્ત્વ પેઠું છે જે તમને સદા વ્યગ્ર અને સદા ઉત્તેજિત રાખે છે.'

યશવંત હસ્યો. પરંતુ એ હાસ્યમાં નિર્મળતા નહોતી. કાંઈક પણ પાછળ રાખવાની વૃત્તિ દેખાતી હતી.

સોહનલાલે કેટલીક વાતો સાંભળી હતી. એ સાંભળેલી વાતો એને ચમકાવનારી પણ લાગી હતી. એટલે એણે એના સ્વભાવ મુજબ તપાસ પણ કરી હતી. એ તપાસનું પરિણામ કાંઈ આવ્યું નહોતું. પોતે સાંભળેલી વાતો ખોટી છે એમ પણ એ બતાવતી ન હતી. ને સાચી છે એમ એ કહી શકતી ન હતી. સોહનલાલને લાગ્યું કે એણે સત્ય જાણવાનો સીધો પ્રયાસ કરવો જોઈએ છે. સર નીચલદાસની આખી વાત એને ખૂંચતી હતી.

'તમે શરાબ પીઓ છો?' સોહનલાલે સવાલ કર્યો.

આ સવાલ એટલો તો અણધાર્યો હતો કે ક્ષણભર યશવંત

તો અવાક્ બની ગયો. સોહનલાલને આ વાતની ક્યાંથી ને કેમ ખબર પડી એની એના મનના એક ખૂણામાં મીમાંસા ચાલી રહી. મનના બીજા ખૂણામાં સોહનલાલના સંશયને નાબૂદ કરવાની અનિવાર્યતા સમજાઈ. યશવંત ખૂબ મોટેથી હસ્યો.

'વાહ ! તમે પણ ખૂબ કરી. હું શરાબ પીવું ?'

'મને પણ ગળે વાત તો ન ઉતરી. પણ મનમાં રાખવાને બદલે તમને પૂછવાનું સારું જાણી તમને પૂછ્યું. હમણાં હમણાં એ ત્રણ બનાવો એવા બન્યા કે મને મનમાં દહેશત પણ પેઠી.'

'એવા કયા બનાવો બન્યા ?'

'આપણે જાહેર જીવનના મેલ તો વરસોથી ધોઈએ છીએ. પરંતુ આપણી દાનત સાફ, આપણાં સાધનો સાફ અને દૃષ્ટિ જાહેર જીવનને સાફ રાખવાની હતી. એટલે કોઈ પણ વ્યક્તિ આપણી સામે કાંઈ કરી શકતી ન હતી. હમણાં હમણાં આપણા ઉપર ત્રણ બદનક્ષીના કેસો થયા છે.'

'હું પણ તમારી સાથે એ જ વાત કરવાનો હતો.' યશવંતે વચમાં સૂર પૂરાવ્યો.

'મેં તો ફરિયાદો થતાં વેંત જ પ્રગટ થયેલી વસ્તુઓ જોઈ લીધી. અને જોયા પછી ફરિયાદીઓની માફી માગી લીધી.'

'માફી ! આપણી પાસે પુરાવા છે. સો તો એફિડેવિટો છે.'

'એફિડેવિટો એ પુરાવા ન જ કહેવાય. એ વાત બાજુ ઉપર રાખીયે તો યે આપણે બચાવ કરવાનો જ નથી.'

'ડોસી મરી જાય એનો ભો નથી, પણ જમ ઘર ભાળી જાય એનો ભો છે.'

'જમ ઘર ભાળી જાય તો છાપું ભલે મરી જતું. પરંતુ કોઈ

પણ માણસના ખાનગી જીવનના મેલમાં મારે મારા હાથ ઝબોળવા નથી. જે વાતોને એમની નોકરી સાથે કાંઈ સંબંધ નથી. જે વાતોની પ્રસિદ્ધિ એમની નાલેશી સિવાય બીજું કશું સાધતી ન હોય, એવી ખાનગી વાતો જાહેરમાં લાવવાનું કામ આપણા જેવાં છાપાં માટે નથી.'

'પણ આ તો તમે મારા ઉપર ઠપકાનો ઠરાવ કરો છો. આ રીતે જો મારી સ્વતંત્રતા મર્યાદિત રહેતી હોય તો મારાથી કામ કેમ થઈ શકે? મારે રાજીનામું આપવું જ જોઈએ.'

'આવી પ્રસિદ્ધિની કાયરતાનો દોષ વહોરવાને બદલે તો હું તમારા રાજીનામાનું જોખમ વહોરવાનું પસંદ કરું.'

યશવંત સ્તબ્ધ થઈ ગયો. સોહનલાલ આવો કડક વ્યવહાર સ્વીકારશે એનો એને ખ્યાલ ન હતો.

'તમારું છાપું છે ને તમને ઠીક લાગે તેમ કરો.'

'મૂર્ખા ગણાવું એ બહેતરીન છે. લુચ્ચા ગણાવું એ કમતરીન છે. તમે મારી વાત ઉપર નિરાંતે વિચાર કરી જોજો.'

## પ્રકરણ નવમું

## બીજું પગથિયું

રાતના નવેક વાગ્યાનો સુમાર હતો. નિવેદિતા એકલી બેઠી હતી. પણ કેવી એ નિવેદિતા ! ખીલેલા ફૂલની ફોરમ સમું એનું લાવણ્ય ઊડી ગયું હતું ને પાછળ સંભારણાની જરા સરખી યે સુરખી મૂકતું નહોતું ગયું. એના બદનમાં પહેલા જે કોમળતાની કૌમુદી હતી એ સદંતર દાઝી ગઈ હતી. એનાં નારીત્વની ચંદ્રલેખા ઉપર કો રાહુનો પડછાયો પડેલો સાફ દેખાતો હતો. એકવાર જે વદન ઉપર ચંચલતા હતી, ત્યાં અત્યારે તો કડવી કઠોરતા દેખાતી હતી. અગ્નિના તાપથી શેકાઈને જેમ કોઈ ફળ રસહીન અને બરડ આકાર ધરે એવી એ રસહીન અને કરડી લાગતી હતી. ભારે વિષમ સંયોગોની સામે, આસપાસના વાતાવરણથી સદંતર વિરુદ્ધ એની જીવનરેખા પકડનાર વ્યક્તિમાં જે આગ્રહી જીદ અને સ્વાયત્ત બેપરવાઈ આવે છે, એવી જીદ અને બેપરવાઈ એની આંખમાં સાફ વંચાતાં હતાં. શરીરે કમજોર માનવી બૂરા ભાવિનો સામનો કરવાને માનસિક એકાગ્રતા પકડે છે ને પકડી રાખે છે ત્યારે એનામાં આવું પરિવર્તન થાય છે.

બારણું ઊઘડ્યું અને અંદર યશવંત દાખલ થયો. એના કંઠમાં ઇશ્કનું એકાદ ગાયન હતું. એના મુખમાં શરાબની આછી

વાસ હતી. એણે આવીને પોતાનાં કપડાં ઊતાર્યાં. નિવેદિતા એને જોઈને એક શબ્દ પણ બોલી નહિ. માત્ર એની હિલચાલને ઝીણી નજરે તાકી રહી.

'ખાવાનું તૈયાર છે કે?' યશવંતે પૂછ્યું. જ્યારથી સાચા વહાલનો સૂર એના કંઠમાંથી ઊઠી ગયો હતો ને નકલી વહાલના સૂરથી નિવેદિતા ભોળવાવાની ના પાડતી હતી, ત્યારથી એણે પોતાના અવાજમાં અમલદારી રણકાર પૂરવાની મહેનત કરવા માંડી હતી. પરંતુ નિવેદિતા એ રણકારથી યે દબાવાની કે ડરવાની ના પાડતી હતી, એ યશવંતનો જૂનો બનેલો ભારે આંતરિક અફસોસ હતો.

'હા!' નિવેદિતાએ ટૂંકો જવાબ આપ્યો.

'ત્યારે કાઢો.'

નિવેદિતા એક પણ શબ્દ બોલ્યા સિવાય ઊઠી.

'નિવેદિતા!' યશવંતે કહ્યું: 'જરાક આમ તો આવ.'

'શું કામ છે?'

'એક વાત કહેવી છે.'

'ત્યાંથી જ કહેવી હોય તો કહો.'

'અરે ગાંડી તારા લાભની વાત છે. તું સાંભળ્યા પછી મને કહેજે ને?'

નિવેદિતા નજીક આવી. યશવંતે નિવેદિતાનો હાથ પકડયો. હાથ પકડીને પોતાના તરફ ખેંચી—અને એના મોઢા ઉપર, નાક ઉપર પોતાનો સર્વ શ્વાસ ઘૂંટીને જોરથી ફૂંક મારી.

હાથ છોડાવીને એ તિરસ્કારથી મૂખ મરડીને ઊભી. ચપ્પુની ધાર જેવા અવાજે એ બોલી: 'છાકટાને બીજું સારું તો શું સૂઝે?'

યશવંત એટલો તો છોભીલો પડ્યો હતો કે નિવેદિતાનું વાક્ય સાંભળ્યું યે નહિ. ઘણા ઘણા વિચાર પછી નિવેદિતાને ઠેકાણે લાવવા માટે, નિવેદિતા ઉપર પોતાનું ઘટી ગયેલું વર્ચસ્વ જમાવવા માટે એણે આ નૂસખો આજે ઘેર આવતાં આવતાં શોધ્યો હતો! નિવેદિતા દારૂની વાસ સહી શકતી નથી, એકવાર તો એ બેભાન પણ બની ગઈ હતી અને આજે પણ એ વિહ્વલ તો થઈ જ જશે! ઓહ! એનો ચહેરો ત્રાસથી ખેંચાશે એ જોવાની કેવી મજા આવશે! યશવંતે પોતાની ભૂરી આદતની આસપાસ એક બખ્તર ઊભું કરવા ભારે ચિંતન કર્યું હતું ને એ મહામહેનતે કરેલા ચિંતનનો અંજામ તો આવો આવ્યો! નિવેદિતાએ ન તો બૂમ પાડી, ન એને મૂર્છા આવી. એ તો એકવાર પણ પાછું જોયા સિવાય રસોડા તરફ જતી હતી.

નિવેદિતાને ચિડવવી એ યશવંતને અત્યારે પોતાના શરાબશૂર પૌરુષેયનું સાર્થક લાગ્યું. કેમ ન ચિડાય? શા માટે એને ન ચિડવાય? પોતે જ્યારે શરાબ આખો પી જાય છે ત્યારે શા માટે એનાથી જરા સરખી યે વાસ પણ ન સહેવાય? પોતે આજે શરાબ પીધો પણ ક્યાં હતો? આ તો બે દિવસ પહેલાં એક મહેફિલમાં પ્રમાણ કરતાં પોતાનાથી વધારે પીવાઈ ગયેલો હતો, એનો ઉતાર માત્ર આજ કર્યો હતો! નિવેદિતા તો તદ્દન મૂર્ખ છે! એને સમજવાની અક્કલ પણ નથી કે જ્યારે શરાબ હદથી બહાર પિવાઈ જાય, ત્યારે એનો ઉતાર કરવો જોઈએ. નિવેદિતાને અત્યારે ચિડવવી જ જોઈએ! કાંઈ એના બાપના પૈસાનો થોડો દારૂ પિવાય છે કે એ આ નાની શી વાતમાં મોઢું ચડાવીને ફર્યા કરે?

યશવંતે એક પગ બીજા કમરા તરફ ભર્યો. શરાબીની વિવેક-ભ્રષ્ટ લુચ્ચાઈ યશવંતમાં આવી ગઈ હતી. બીજા તમામ દરવાજા બંધ થાય

તો ય નિવેદિતાને ચિડવવાનો એક દરવાજો તો આ ઘરમાં મોજૂદ હતો — વિનુ, બેબી......

યશવંતે ધાર્યા કરતાં વધારે ઝડપથી અને તદ્દન જુદી રીતે નિવેદિતાને ચીડ બતાવી. વિફરેલી વાઘણની જેમ એ રસોડામાંથી દોડતી બહાર નીકળી. પીઠ પાછળથી એણે યશવંતના કોટનો કોલર પકડયો :

‘ ત્યાં નહિ ! ’ એણે કહ્યું :

‘ કેમ નહિ ? ’ યશવંત આ ઉગ્ર ઝડપથી જરા છોભિલો પડયો.

‘ ત્યાં છોકરાં સૂતાં છે મારાં. મારે એમને છાકટો બાપ નથી બતાવવો. ’

‘ છોકરાં તો મારાં ય છે. સમજી ? ’

‘ જે દિવસથી તમે દારૂ અપનાવ્યો તે દિવસથી છોકરાં તમારાં ટળી ગયાં. ’

‘ એમ ? જા જા ડાહીલી ! કોટનો કોલર છોડ. ’

‘ આમ ચાલો. ’

‘ કોલર છોડે છે કે નહિ ?’

‘ આમ ચાલો. ’

‘ પછી મારો મિજાજ કાબૂમાં નહિ રહે. ’

‘ કાંઈ વાંધો નહિ. પણ ચાલવાનું છે આમ !’ નિવેદિતાનો અવાજ એટલો તો નિશ્ચલ હતો કે એનું હૈયું અંદર થડકી રહ્યું છે એનો યશવંતને ખ્યાલ સરખો ન આવ્યો.

શરાબી હિંમત એ અજાયબ પ્રકારની હિંમત છે. જ્યાં સુધી એનો સામનો કરવામાં આવે નહિ ત્યાં સુધી એનામાં નવખંડના બાદશાહનો હુકમી તોર રહે છે. વિરોધ કરવામાં આવે તો તેનામાં

વકીલશાહી તોર આવે છે. છેલ્લા પગથિયાંનો સામનો કરવામાં આવે તો એ નીચે બેસીને પોક્કેપોક રોઈ બેસવાને પણ તૈયાર હોય છે. એનો દિમાગ એક એવી તો લપસણી ભૂમિ ઉપર નાચે છે કે એને માનસશાસ્ત્રના જાણ્યા અજાણ્યા કોઈ કાનૂન લાગુ નથી પડી શકતા.

યશવંતને નિવેદિતાની છેડ તો કરવી હતી, પણ એની સદંતર બેપરવા અને એનો ભાવહીન સૂર એને વ્યગ્ર બનાવી રહ્યાં.

'તમારી બૈરી અહીં ઊભી છે.' નિવેદિતાએ ફરી સાદ દીધો.

'મારી બૈરી?'

'હા. જેને તમારી સાથે જિંદગીનો પનારો પડ્યો છે તે. એ એના કંથને કહે છે કે આમ પધારો.'

'નહિ. હું તો આજ આ ઓરડામાં જ જવાનો!'

નિવેદિતાએ હાથમાં થાળી લીધી હતી એ નીચે મૂકી. છંછેડાયેલી સિંહણ ફાળ મારે એમ ફાળ ભરીને એ ઓરડાના બારણા આડે આવીને ઊભી.

'અહીં લાખ વાતે પણ નથી જવાનું.' એણે બેપરવાઈભરી નિશ્ચયાત્મકતાથી કહ્યું.

'હું કમાઉં, હું ભાડું ભરું ને મને જ બંધી.' યશવંત પોતાની આંખોથી નિવેદિતાને ડારવા મથ્યો: 'વાહ આ ન્યાય ક્યાંનો?'

'જુઓ. મારી વાત બરાબર સાંભળી લ્યો,' નિવેદિતાએ યશવંતનો ખભો પકડ્યો: 'આ ઘર અત્યારે છે ને એટલામાં તમે મારા ધણી ને હું તમારી વહુ. બોલશો એ સહીશ, કરશો એ વેઠીશ, બતાવશો એ જોઈશ ને સુંઘાડશો એ સુંઘીશ, પણ આ ઓરડાના બંધ બારણાની આગળ......'

'હા. શું ?' યશવંતે વાત મશ્કરીમાં ઉડાડવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો: 'ફરમાવો સરકાર.'

'આ ઓરડાનાં બંધ બારણાં આગળ હું છાકટા ધણીની ઓરત નહિ રહું. મારાં આળાંભોળાં બાળકોની માત્ર જનેતા બનીને રહીશ.'

'તે જનેતા છો તો કરીશ શું તે કહે ને ?'

'હું શું કરીશ ? મારે મારાં છોકરાંને છાકટો બાપ નથી બતાવવો. એને માટે જાન દેવો પડશે તો દઈશ...ને...ને...' હોઠ પીસીને બધી કડવાશને વાચા આપતી હોય એમ નિવેદિતાએ ઉમેર્યું: 'અને જાન લેવો પડશે તો લઈશ.'

એ આંખમાંથી જે અગ્નિ ઝર્યો એ સામે યશવંત મૂઢ અને મૂક જેવો તાકી રહ્યો. એની ઘેનભરી આંખો પૂણ્યપ્રકોપથી પ્રજળી રહેલા આતશનો તાપ જીરવી ના શકી. યશવંત મૂંગે મોંએ નિવેદિતાનો દોર્યો દોરવાયો.

# પ્રકરણ દશમું

## સિફારસ

બહારથી કોઈએ બારણું ખખડાવ્યું.

'એ, કોણ છે એ ?' નિવેદિતાએ પૂછ્યું.

'જરા ઊઘાડજો ને!' બહારથી જવાબ આવ્યો.

નિવેદિતાએ ક્ષણભર યશવંતની સામે જોયું. પછી બારણાં પાસે જઈને બારણું ઊઘાડયું. બહાર એક અપરિચીત આધેડ માણસ ઊભો હતો.

'કોણ છો ભાઈ ?'

'યશવંતરાયનું ઘર તો આજને બહેન ?'

'હા.'

'મારું નામ, સુનીલ દેસાઈ. એમને કહોને કે ટાર્ટ કંપનીવાળા સુનીલ દેસાઈ તમને મળવા માગે છે.'

'પણ એમની તબિયત બરાબર નથી.' નિવેદિતાએ કહ્યું.

'કોણ સુનીલ દેસાઈ!' બારણાંની જરા આડમાં રહેલા યશવંતે તરત જ અવાજ દીધો. 'આવો, આવો. નિવેદિતા! એમને આવવા દે.'

એક પણ શબ્દ બોલ્યા સિવાય નિવેદિતા દૂર ખસી ગઈ. ત્રણ વર્ષના અનેક સારા માઠા અનુભવો પછી નિવેદિતાને શરાબ-શોખીન પતિ જીરવવો આસાન થઈ પડયો હતો. બહારના દેખાવને જાળવી રાખવાના પ્રયાસો હવે નિવેદિતાએ સદંતર છોડી યે દીધા હતા ! યશવંતની ઇચ્છા જ હોય સુનીલને મળવાની તો ભલે મળે. કદાચ આવનાર પણ એનો મિજલસી ભાઈબંધ હશે ! નિવેદિતા ગૂપચૂપ રસોડામાં ચાલી ગઈ અને બેઠી.

'મિ. યશવંતરાય ! હું આપણી થોડીએક દોસ્તીના દાવે અહીં આવ્યો છું.'

'ફરમાવો.' યશવંતે જવાબ આપ્યો:

'તમારા છાપામાં હમણાં હમણાં લખમીપુરના વહીવટદાર ઉપર સખત ટીકાઓ આવે છે.'

'અરે હજી તો ક્યાં આવી છે ? હવે જ આવશે !'

'વાત એવી છે કે એ વહીવટદાર એ મારા 'બોસ'ના ભાઈ થાય છે. તે મારા 'બોસ'ને, મારે ને તમારે ઓળખાણ છે એની ખબર પડી એટલે એણે મને અત્યારે ને અત્યારે તમારી પાસે મોકલ્યો. હવે યશવંતરાયભાઈ ! આખી વાત સદંતર બંધ થઈ શકે એવું કાંઈ નથી ?'

'જાહેર હિતની નજરે એ બંધ કેમ થઈ શકે ? વહીવટદારને અમારા ઉપર કેસ કરવો હોય તો ભલે કરે.'

'અરે ભલા માણસ ! અહીં તમે ક્યાં તંત્રી છો ? અહીં તો તમે કેવળ યશવંતરાય છો. એક માણસને બરબાદ કરી નાંખવાની તમારા છાપાની રીત જ તો ભાઈસાહેબ કોઈને ય ગમે નહિ. વાત જ પડતી મૂકો ને ?'

'મારા 'બોસ' સોહનલાલ મને પૂછે તો હું શું જવાબ

હઉં ? એમને ય કદાચ જવાબ દઈ શકું પણ મારા અંતરાત્માને કેમ છેતરી શકું ?'

'અંતરાત્માનો અવાજ એટલો તો ઝીણો છે કે બીજા અવાજ આડે નહિ સંભળાય.'

'પણ બીજો અવાજ તો જોઈએ ને?'

'એમ કરોને. વહીવટદારનો કાગળ વાંચી તો જુઓ!' સુનીલે યશવંતના હાથમાં એક કવર મૂક્યું. યશવંતે બેદરકારીથી કવર તોડ્યું. અંદરથી બધા કાગળો બહાર કાઢ્યા. નિવેદિતાએ—યશવંતરાયે જોયું. સાદા કવરમાંથી નીકળતા કાગળોની પાછળ એક નોટ હતી. નોટ તો તરત જ યશવંતે નજર બહાર કરી દીધી. પણ છતાંયે નોટ જેટલી કાંઈ એણે જોઈ હતી એટલા ઉપરથી એ સો રૂપિયાની હતી, એવી નિવેદિતા ઉપર અસર રહી ગઈ.

સુનીલ યશવંતરાયના ચહેરા સામે જોઈ રહ્યો. એની આંખ યશવંતની આંખોને બારીકીથી નિહાળી રહી હતી. એણે યશવંતના ચહેરાને પહેલાં ઉજ્જડ બનતો જોયો, ત્યાર પછી ધીમે ધીમે એણે એ ઉજ્જડતામાં કોઈ ઝાંય છવાતી જોઈ. એ ઝાંય ઉપર એણે મેલનો થર ચડતો જોયો. બહારથી સદંતર સાદી ને વ્યવહારુ લાગતી વાત કરનાર સુનીલનો ચહેરો યશવંતની આંખના પડદા ઉપર ખેલાયેલા આ ત્રિઅંકી નાટકની સામે નિર્વિકાર રહ્યો. પરંતુ એના મનમાં તો પોતાની માનવપરિક્ષાની શક્તિ માટે પાકો આત્મવિશ્વાસ જડબેસલાક થઈ ગયો.

સાંજના પાંચ વાગે પોતાની ઑફિસમાં થઈ ગયેલી વાત એને યાદ આવી. એની ઑફિસમાં લખમીપુરના વહીવટદાર સેવકદાસ આવ્યા હતા. સોહનલાલનાં છાપાં 'દેશદીપક'માં એમના વિરુદ્ધ જબરો વંટોળ ઉડ્યો હતો અને એમાં કાંઈક ધૂળ ઊડતી હતી ને

નિ—૫

ડાળો ખડખડતી હતી. આનો કાંઈ બંદોબસ્ત કરવા એ આવ્યા હતા. ટાર્ટ કંપનીના મુખ્ય મેનેજરના એ ભાઈ થાય. એટલે મેનેજરે સુનીલને બોલાવીને એની સલાહ માગી. સુનીલે વાત સંભાળીને સલાહ આપી હતી કે ત્રણસો ચારસોમાં વાત પતી જાય ખરી.

મેનેજરે અચરજ બતાવ્યું : 'રૂપિયા આપતાં વાત પતે એમ લાગે છે તમને?'

'મને તો લાગે છે.'

'પણ સોહનલાલનું છાપું છે હો, ને સોહનલાલને તમે જાણો છો ? ભૂખે મરે પણ સિંહ તરણું ન ખાય.'

'અરે સાહેબ ! ખુદ ભગવાનને ય દુનિયાનું રાજ અપ્સરાના આશક ને મદિરામાં મસ્ત એવા દેવોથી જ ચલાવવું પડે છે. સિંહને વનનું રાજ મૂર્દા ચૂંથનાર શિયાળવાં થકી જ કરવું પડે છે, તો સોહનલાલ તે કોણ માત્ર ?'

પણ આ વાત ન તો મેનેજરને ગળે ઉતરી હતી કે ન તો વહીવટદારને ગળે ઉતરી હતી. 'સોહનલાલ માટે તો મનાય એવી વાત નથી.'

'ન મનાય એવી વાતો બનતી નથી એવું થોડું છે?'

'તો અજમાયશ કરો. ત્રણસો ચારસો રૂપિયા લઈ જાઓ. કેશિયર પાસેથી હમણાં મારે ખાતે માગી લ્યો. તમારી વાત જો સાચી ઠરશે તો એક રીતે મને આનંદ થશે. બીજી રીતે ખેદ થશે કે દીવા જેવા માણની પીઠ પાછળ આટલું અંધારું !'

આ વાત થઈ હતી ઑફિસમાં. સુનીલ ચારસો રૂપિયા લાવ્યો હતો ! ને સોદો તો સો રૂપિયામાં પત્યો ! અલબત્ત, વહીવટદારે પોતે એટલા બધા પૈસા એટલાં બધાં વર્ષથી ખાધા હતા કે બાકી

વધેલા ત્રણસો રૂપિયા એને પાછા આપવા એ બેવકૂફી ન હોય તો યે વ્યવહારિકતા તો નહોતી જ. પોતાના શાણપણમાં સુનીલને એટલો બધો તો આત્મવિશ્વાસ આવ્યો કે એણે ધાર્યા કરતાં એક કદમ આગળ ભરવાની હામ ભીડી.

‘ નકામો તેજોદ્વેષીઓએ ઊભો કરેલો જૂઠો બળાપો છે. કજિયા હોય ખાનગી. વાતની પાછળ કાંઈ તથ્ય તો નહિ ને નકામા કાગળના ફુગ્ગા ફૂંક્યે રાખે છે, આજકાલ તો ખબરપત્રીઓ. ’

‘ અમારે પણ કામો એટલાં બધાં હોય કે ખબરપત્રીઓ સાચું જૂઠું લખે છે એની તપાસ કરવાની યે ફુરસદ નથી રહેતી : આ તો ઠીક છે કે તમારા જેવા કોઈક આવીને સાચજૂઠનો ફોડ પાડે, બાકી તો પાપડી ભેગી યેળ બફાય તો ય છાપું અટકે છે ? સાચા કે અધૂરા કે ખોટા પણ ખબરો સાથે પણ અખબાર તો પ્રગટ થવું જ જોઈએ ને ? ’

સુનીલને જ્યાં વાત લઈ જવી હતી ત્યાં આ વાત ના ગઈ. યશવંત આત્મવંચના સેવતો હતો કે દંભ કરતો હતો ? સુનીલે આગળ ચલાવી – પોતાની વાત.

‘ ખરેખર આવા જૂઠા ખબરપત્રો લખી શરાફ અખબારોને બદનામ કરનારા લેભાગુ ને મતલબી ખબરપત્રીઓનાં નામ છાપીને તમારે એમને ઉઘાડા પાડવા જોઈએ. નકલી અલખધારીનો વેશ ઉતરાવવો એ સાચી જાહેર સેવા થશે. ’

‘ અરે એમ નામ છાપીએ તો પછી અમને ખબરપત્રો મોકલે પણ કોણ ? નકલી સાથે સાચા પણ આળસી જાય. ’

‘ તો પછી બીજું કાંઈ નહિ તો પણ જેની સામે લખાણો આવ્યાં હોય એને તો એ નામોથી વાકેફ કરવા જોઈએ ખરા. એક સારા માણસને નાહકના બદનામ કરનારા એના કોણ કોણ છૂપા શત્રુઓ

છે એ વાત જણાવવી એ પણ એક જાહેર સેવા છે. આમ કરો તો બીજા ખબરપત્રીઓને ખબર ન પડે.'

યશવંત થોડીવાર વિચારમાં પડ્યો. પછી બોલ્યો: 'પણ એમ અત્યારે કાગળો ક્યાં પડ્યા હોય, એની તપાસ કોણ કરે ? એમાં તો વખત જાય.'

'વખત જાય તો યે સારા કામનો બદલો પણ મળી રહે છે ને ? વધારે મહેનતનો બદલો ન મળે તો વધારે મહેનત કોઈ કરે જ કેમ ?' સુનીલે આ વાક્યો બોલીને ભોંય ઉપર જાણે કાંઈ નકામો વ્યવસાય કરતો હોય તેમ આંગળી વતી સોનો આંકડો લખ્યો.

'કાલે ઑફિસમાં જ મળજો ને ?'

'અગિયાર વાગે આવું ?'

'ના. ના. હું કાલ વહેલો જવાનો છું. તમે દશ વાગે જ આવજો ને !'

'સારું.' સુનીલે ઊઠીને રજા લીધી.

સુનીલની પાછળ નિવેદિતાએ બારણું બંધ કર્યું. પછી એ યશવંતની પાસે આવીને બેઠી.

'મારા નાથ ! ત્રણ વર્ષ સુધી હું નથી બોલી. તમારો માર સહન કર્યો છે, તમારો ત્રાસ સહન કર્યો છે, એક પત્નીએ પોતાના પતિ પાસેથી કદી નહિ કલ્પવું જોઈએ એવું મેં સહ્યું છે ને મારા હૈયામાં ને મારા શરીરમાં એનાં એંધાણ આજ પણ છે. પણ મારા દિલમાં પરણ્યા પહેલાં ને પરણ્યા પછીનો યેશુ હજી વસી રહ્યો છે. હજી યે યેશુને માટે મન તપે છે. બળેલીઝળેલી હું એ જૂની યાદગીરી જાળવી રાખી રહી છું.'

'પણ તું કહેવા માગે છે શું ?' યશવંતે નિવેદિતાને આવી રીતે બોલતાં સાંભળી નહોતી.

'નવા ચેશુની યાદગીરી તો આ શરીર ઉપર છે ને એ તો વહેલી મોડી સાવ ભૂંસાઈ જશે. મારી જૂની યાદગીરી ન ભૂંસાય એટલા ખાતર કહું છું ...'

'પણ કહી નાંખ ને ? સીધેસીધું.'

'સીધેસીધું કહું ? તમે કર્યું એ સારું નથી કર્યું.'

'પણ તું ...'

'મને સાંભળી લ્યો પૂરેપૂરી એકવાર. મારા નાથ! વિચારો તો ખરા! તમે શું કર્યું તે ? ત્રણ વર્ષથી તમને બૂરી લત લાગી છે. એમાં તમે કાંઈ ભૂલો કરી હશે, કંઈ તોફાન કર્યાં હશે, તમને કંઈક સાંસારિક ઉપાધિયો આવી હશે, એ બધામાં એક તમારી નેકી ઉપર યકીન રાખીને સોહનલાલે તમને નિભાવ્યા છે. હજાર માણસોએ તમારી સામે હજાર જાતની ફરિયાદ કરી હશે, પણ સોહનલાલે એ સાંભળવાની સાફ ના પાડી છે.'

'ના તો પાડે જ ને ? સાંભળે તો રાજીનામું આપી દઉં. પછી મારા જેવો વિશ્વાસુ ને લાયક માણસ એમને બીજો મળવો કાંઈ સહેલું નથી.'

'પણ સોહનલાલે તો તમારો પક્ષ તાણ્યો છે. બધાને એ કહે છે કે બીજું ગમે તે હોય પણ એ નેક માણસ છે. એ જે જાતનો શરાબ પીએ છે એ જાતની મને ખબર આપો તો હું મારા બીજા નોકરોને પણ એ શરાબ પીવરાવું – જો એ મારા 'ચેશુ' જેવા નેક ને પાત્ર રહેતા હોય તો!'

સોહનલાલે યશવંતની રૂબરૂમાં કોઈ દિવસ કોઈ અભિપ્રાય નહોતો આપ્યો. યશવંતને ઘણીવાર આ વાત ખટકતી યે હતી. સોહનલાલ યશવંતની સામે બેસીને બીજા ઘણા માણસોનાં વખાણ કરતા હતા, પણ કોઈ દિવસ યશવંતનાં વખાણ એ નહોતા કરતા.

યશવંતના મનમાં એક પૂર્વગ્રહ બંધાઈ ગયો હતો કે સોહનલાલને મારી કશી કદર નથી. ત્રણ વર્ષ દરમિયાન જેમ જેમ યશવંતને પોતાની લાયકાતની, આવડતની જાતપિછાન થતી રહી એમ એમ એનો આ પૂર્વગ્રહ વધારે મજબૂત બન્યો હતો. આ પૂર્વગ્રહમાંથી જ યશવંતે એવો સાર તારવ્યો હતો કે સોહનલાલ ગમે તેટલા નિર્ભીક અને નિર્મળ હોય તો યે કાચા કાનના અને કાચી આંખના માણસ છે. અલબત્ત, સોહનલાલે પોતાના જમણા હાથ સમી જગ્યા માટે એની કેવી રીતે પસંદગી કરી હતી એનો યશવંતને ખ્યાલ ન રહ્યો. પરંતુ માણસ ગમે એટલા તર્કસિદ્ધ પણ પૂર્વગ્રહ બાંધે છે ત્યારે એના પાયાની એકાદ ઈંટ તો ભૂલી જ જાય છે. પૂર્વગ્રહ એ પીઝાના ઢળેલા મિનારા જેવો છે. તર્કથી સિદ્ધ ન થઈ શકે એવી એ ઈમારત છે.

એના એ પૂર્વગ્રહને કાપે એવી વાત નિવેદિતાને મુખેથી સાંભળીને યશવંતને જરા આઘાત લાગ્યો. પરંતુ માણસના વિચારો, માણસનું ચારિત્ર્ય જેટલી ઝડપથી પલટાય છે એટલી ઝડપથી પૂર્વગ્રહ પલટાતા નથી.

'નાથ! તમે મારું માનો! તમે બધા ઉપર પાણી ફેરવી બેઠા છો. એક માત્ર સોહનલાલ પાસે તમારી છાપ બાકી રહી છે. હવે એ મૂડીને ના વટાવો. એમણે તમને ઈજ્જત આપી, એમણે તમને લાયક નોકરી આપી, એનો તમે દ્રોહ ના કરો.'

'હું ક્યાં એનો દ્રોહ કરું છું?'

'ત્યારે બીજું તમે શું કરી રહ્યા છો?'

'એક સારા માણસની બદબોઇ થાય એ કેમ સહન કરી લેવાય? ખબરપત્રીઓ ખાનગી વેર લેવાને માટે, ખાનગી અદાવતને કારણે છાપામાં કોઈ અશરાફ માણસની સામે ધૂળ ઉડાડે તો

એમણે એ ધૂળ પોતાની આંખમાં પાછી પાડવા માટે તૈયાર રહેવું જોઈએ.'

'તમારી જાતને છેતરો ના, સ્વામી ! શરાબે ......'

'ચૂપ ! પુરુષની વાતમાં વળી બૈરીને શું ખબર પડે ? અમારે પણ અમારી આબરૂનો ખ્યાલ કરવો કે નહિ ?'

'સા...આ...રું. તમને શોભે એમ કરો.'

અને નિવેદિતા ઊઠીને બધે ઠીકઠાક કરવા લાગી.

'એમ કર. તારા દાગીના ગીરો મૂકાઈ ગયાં છે ને એની ચિઠ્ઠી લાવ.'

'આજે છોડાવશો તો ય વહેલાં મોડાં તો ફરીને મૂકવાનાં જ છે ને ? તે વખતે વળી પાછો કોઈક બીજો અશરાફ વહીવટદાર તમારે શોધવા જવો પડશે !'

નિવેદિતા ઊઠી ગઈ. પોતાના પતિને વારવા માટેનો એક પ્રયત્ન એણે કરી જોયો. એ દિશામાં વિશેષ પ્રયત્નશીલ થવામાં એને કાંઈ સાર લાગ્યો નહિ. એ વિશે વિશેષ એને હવે કાંઈ નવાઈ કે અચરજ પણ રહ્યાં ન હતાં.

એણે બાળકોના કમરાનું બારણું ઉઘાડ્યું. ઉઘાડીને એ અંદર પેઠી. અંદરથી એણે બારણું વાસી દીધું.

પોતાની પત્નીને અને પોતાને દૂર તો ક્યારનું યે પડી ગયું હતું. એ દૂરપણું ઓછું થવાને બદલે વધતું જ જવાનું. ક્ષણભર નિવેદિતા એના જીવનમાં, એના ચિંતનમાં, એના કવનમાં, શું હતી એ ખ્યાલે યશવંતના હોઠ જરા ઢીલા પડ્યા. બીજી પળે એ હવે એના જીવનમાંથી કેટલી સદંતર ફારગ થઈ ગઈ છે એના ખ્યાલે યશવંતે હોઠ પીસ્યા. જીદ્દી અવાજે એ બડબડ્યો: 'એટલું બધું સોહનલાલનું રહેતું હોય તો સોહનલાલને જ પરણવું હતું ને ?'

## પ્રકરણ અગિયારમું

## સોહનલાલની વ્યથા

સર નીચલદાસ એક દેશી રાજ્યના દીવાન હતા. રાજ્યની અંદર એમનું સ્થાન અનેરું હતું. એ રાજા નહોતા. રાજાના બનાવનાર હતા. એમનું હૃદય પણ બીજા દીવાનોને હોય છે એવું કઠોર નહોતું. એમની પાસે લાખોની દોલત ક્યાંથી આવી એ ઘણાને મન એક છૂપો સવાલ હતો, પણ એ દોલત કેમ ખર્ચાય છે એ તો ઉઘાડું હતું. જીવનની ઉચ્ચતમ ભાવનાઓને સ્પર્શતાં સર્વ કોઈ કાર્ય માટે એમની થેલી ઉઘાડી હતી. ને એમનો હાથ મોકળો હતો. એમને ખાલી હાથે ઘણી જાતભાતનાં માણસો મળતાં, પણ કોઈ ખાલી હાથે પાછું ન આવતું. રાજ-હક્કની વાત ન હોય ત્યાં રાજકાજમાં પણ એમની નજર મૂકછાટ કરવાની રહેતી હતી. એ હાથના ઉદાર છે એમ સર્વ કોઈ જાણતું. હૃદયના ઉદાર છે એમ ઘણા કહેતા. જીભના ઉદાર છે એમ બધા અરજદારો જાણતા હતા. રાજ્યની બહાર એમની ઘણી મોટી કીર્તિ હતી.

એમના હૃદયમાં સાફસાફ બે ભાગલા હતા. સમાંતરે વહેતી બેવડી રેખા એમના હૃદયમાં મોજૂદ હતી. અંગત વ્યવહારમાં,

એ જેટલા ઉદાર હતા, એટલા રાજહક્કની બાબતમાં એ કંજૂસ હતા. પોતે કોઇ ધર્મકાર્ય કરવાને માટે જ અવતર્યો છે, એવો અચળ ઈતબાર જ્યારે કોઈ માણુસમાં જાગે છે ત્યારે એ માણુસ વિરોધી ભાવનાઓના એવા તો અજબ સંમિશ્રણુ સમો બની રહે છે કે એનામાં આખરે તો નામ અને હાડમાંસના પૂંજ સિવાય કશું નથી રહેતું. એનામાં ભાવનાઓનો સરવાળો નથી રહેતો, પણુ છેદ રહે છે. એનું હ્રદય ઉદાર હોય છે ને નઠોર હોય છે. આખરે એને હ્રદય જેવું કાંઈ હતું કે નહિ એની પણુ શંકા રહે છે. એનામાં કવિનું ઉડ્ડયન પણુ હોય છે ને મારવાડીની નક્કર રુક્ષતા પણુ હોય છે. એનામાં મહાન થવાનાં બીજો છે ને લઘુ થવાની ભૂમિકા હોય છે. એનામાં પોતાના વર્ચસ્વ માટેની સદંતર બેપરવાઈ હોય છે ને બીજાનું વર્ચસ્વ સ્થાપવાની જીદ્દ હોય છે. સર નીચલદાસ પણુ આ પ્રકારના માણુસ હતા. સંસ્કારની બુદ્ધિથી પ્રજાના હિતવાંચ્છુ એવા એ બુદ્ધિના સંસ્કારથી રાજાસંસ્થાના પ્રતિપાદક હતા. પ્રજાને માટે એ કાંઈ કરી શકે એવું ન હતું. રાજાને માટે એ કાંઈ મેળવી શકે એવું ન હતું. એવા એ સર નીચલદાસ હતા.

એમના બંગલાની પરસાળમાં એ બેઠા હતા. અને એ મનોહર બંગલો એમના શારીરિક વ્યક્તિત્વના પ્રભાવથી પ્રતિભાવંત બનતો હતો.

એમની સામે બેઠા હતા સોહનલાલ. સોહનલાલ ખાનગી કામે એ શહેરમાં ગયા હતા. જ્યારે જ્યારે એ કાંઈ પણુ કામે એ શહેરમાં જતા ત્યારે ત્યારે સર નીચલદાસને એ મળતા. બન્નેને એકબીજાથી ચેતતા રહેવા જેવી મૈત્રી હતી. બન્ને જણુમાંથી એક જ્યારે જ્યારે બીજાના વાસની નજીકમાં હોય ત્યારે ત્યારે એને મળવાનું ચૂકતો નહિ. બન્ને જણુ વચ્ચે સ્પષ્ટ શબ્દોના ઉચ્ચાર સિવાયનો પણુ જરા યે ગેરસમજૂત થવાનો સંભવ ના રહે એવો

મૂગો સંકેત હતો કે જ્યારે જ્યારે મુલાકાત થાય ત્યારે ત્યારે એમણે આંતરરાષ્ટ્રિય સવાલો ઉપર જ ચર્ચા કરવી.

હિંદુસ્તાન સિવાયના ધરતીપટ ઉપરના ઘણા દેશોના એમણે ભૂત, વર્તમાન અને ભવિષ્યની આગાહીઓ કરી.

એવામાં ટપાલી ટપાલ લાવીને સામેનાં નાના મેજ ઉપર મૂકી ગયો. સર નીચલદાસે એક છાપું ઉઘાડી વાંચવા માંડ્યું, અને વાંચતાં વાંચતાં ત્રણ ચારવાર એમનાં ભવાં ઊંચાં થયાં.

જરા સરખો યે વિકાર એમના ચહેરા ઉપર કળાવા દીધા સિવાય, એમણે બાકી રહેલા કાગળો વાંચવાનું પૂરું કર્યું.

એટલામાં લખમીપરના વહીવટદાર, સાહેબની સલામે આવ્યા. સોહનલાલને જોઈને પોતે ન જોવા ધારેલા માણસને જોયો હોય એવો ભાવ એમના ચહેરા ઉપર આવ્યો. અને આવ્યા પછી ના ખસ્યો.

સર નીચલદાસે કાગળો વાંચવાના પૂરા કરીને વહીવટદાર ઉપર નજર કરી.

'કેમ તમને પછી નામો મળ્યાં કે ?'

'ના...ના. એ વાત પછી......' વહીવટદારે સોહનલાલ સામે આંખનો ઈસારો કરીને એની હાજરીમાં પૂછેલા સવાલનો જવાબ આપવો મુનાસબ હોવા વિષે મૂંગી શંકા બતાવી.

સર નીચલદાસ હસ્યા. અને એમના હાસ્યમાં કાંઈક તિરસ્કારની છાંટ આવી :

'સોહનલાલ ભલે ને રહ્યા.'

સોહનલાલનું ખાસ ધ્યાન ચાલી રહેલા વાર્તાલાપ તરફ નહોતું. પોતાના નામનો ઉચ્ચાર થતાં એ દોરાયું. 'કેમ સાહેબ! મારું નામ કેમ લેવું પડ્યું ?

'તમારી હાજરીમાં અમારા વહીવટદાર એક વાત કરવા નહોતા માગતા. હું કહું છું કે એનો વાંધો શો છે?'

'કોઈ ખાનગી વાત મહેમાન તરીકે મારા જાણવામાં આવે તો હું એનો કોઈ ઉપયોગ નથી કરતો.' સોહનલાલે જવાબ દીધો.

વહીવટદારે સર નીચલદાસ તરફ એક આર્જવ નજર નાંખી. હજી પણ વાતને વાળી શકવાની શકચતાનો લાભ લેવાની એમાં સાફ આતુરતા હતી. પણ સર નીચલદાસે કાંતો એ નજર જોઈ નહિ અને કાંતો એનો લાભ લેવાની ના પાડી. સર નીચલદાસે સોહનલાલને કહ્યું: એના અવાજમાં ઠંડી ક્રૂરતા તો નહોતી, પણ ટાઢા ડામ દેવાની ચોકખી ઈચ્છા હતી.

'ના આ કાંઈ અમારી ખાનગી વાત નથી, તમારી ખાનગી વાત છે.'

'મારે તો કશી જ ખાનગી વાતો નથી.'

'તમારી ઑફિસને તો હશે ને?'

'હા. અમારી ઑફિસમાં પારકા માણસોની ખાનગી વાતો હોય છે ખરી.'

'બસ એની જ વાત છે.'

'શી?'

'તમે પણ 'બ્લેકમેઈલ'ના ધંધા કરવામાં પછાત નથી એની વાત છે.'

સામાન્ય વાતમાંથી આવો સીધો ગોળો પોતાને વાગશે એની સોહનલાલને કલ્પના ન હતી. ક્ષણભર તો એ સ્તબ્ધ સમો બની રહ્યો. બીજી ક્ષણે એ હસ્યા. 'મારા ઉપર આવો આરોપ મૂકયો તો છે ઘણાયે, પણ હજી કોઈ સંગીન પુરાવા લાવી શકતું નથી.'

રાજરમતનો પાવરદો વહીવટદાર સર નીચલદાસના પવનની

દિશા નક્કી ન કરી શકે એટલો મૂર્ખ નહોતો. એણે પોતાના ખિસ્સામાંથી ચાર પાંચ કાગળો કાઢીને ટેબલ ઉપર મૂકતાં કહ્યું: ' પુરાવો, પુરાવો શું કરો છો ? આ રહ્યા મારી વિરુદ્ધમાં તમારી ઑફિસમાં આવેલા અસલ કાગળો. રૂ. પાંચસોમાં મેં ખરીદ્યા છે. મારા સાહેબ ! '

સોહનલાલ અવાક્ બની ગયો. એ શું બોલે ? છટકી ગયેલી વિવેક–શકિતને કાબૂમાં લેતાં એને પરિશ્રમ કરવો પડયો: સોહનલાલ અને એની કચેરીમાં આવેલા અસલ પત્રો વિરોધીના હાથમાં જાય ! એની કચેરીમાં આવું કૌભાંડ !

સર નીચલદાસે વહીવટદારે મેજ ઉપર મૂકેલા પત્રો ઉપાડયા. લખનારના નામ વાંચવા માંડયા.

' આ એક તો કાળુ ગોર છે. ' સર નીચલદાસે એક નામ વાંચ્યું: ' મને શંકા તો હતી જ. જ્યારથી એ બગલમાં છાપાં નાંખીને ગામમાં ફરવા માંડયો ત્યારથી. વહીવટદાર ! કાળુ ગોરને ચોવીસ કલાકની નોટીસ આપીને રાજ્યથી હદપાર કરજો. '

કાષ્ટનું પૂતળું હોય એમ સોહનલાલ બેઠો રહ્યો.

' બીજો કાગળ મંછારામ માસ્તરે લખ્યો છે. નિશાળની નોકરી કરતાં કરતાં એ આ છાપાના લખણે ચડયો. ને છે તો એવો મીઠો ને મીઠાં બોલો કે કાગળ નજરો નજર ન જોયો હોય તો કોઈને વહેમ સરખોય ન જાય. વહીવટદાર ! એને ડીસમીસ કરજો. હું માનું છું કે એને તો ગામની સીમમાં જમીન પણ છે. એની જમીન આ વરસમાં ગમે તે રીતે પણ દરબાર દાખલ થવી જોઈએ.'

' જરા થોભો ! થોભો ! ' સોહનલાલની મનોવેદના એની પાસે આ ઉદ્ગાર કઢાવી ગઈ.

' થોભવાનું કેમ ? ' સર નીચલદાસે કહ્યું: ' તમે તમારું કામ કરો, અમે અમારું કરીએ. તમને ખબર લખનારાઓએ 'બ્લેકમેઈલિ'માં

જાણ્યે અજાણ્યે પણ ભાગ લેવાથી આવતાં જોખમો માટે તૈયાર પણ રહેવું જોઈએ.'

સોહનલાલની વ્યથાનો પાર નહોતો. પોતાને કારણે આ જુલમ થતો હતો! એની પોતાની કચેરી કાણી નીવડી માટે એના મકાન ઉપર ઇતબાર રાખનારાઓ એક નઠોર જુલમગારીના ભોગ બનતા હતા.

'મને હજી માન્યામાં નથી આવતું કે મારી ઑફિસ આ 'બ્લેકમેઇલિ'માં જરા સરખીયે કાચી નીવડી હોય! તમારી ભૂલ થતી હશે. મારે ત્યાં આવું હરગિજ ના બને!'

સર નીચલદાસ હસ્યા. એ હાસ્યમાં સાફ તિરસ્કાર હતો: 'તમને હજી માન્યામાં આવતું નથી? વહીવટદાર પોતે જ તમારી જ ઑફિસમાંથી પોતાની સામેના અસલ કાગળો લાવ્યા છે ને તમારી સામે જ એમણે અહીં મૂક્યા છે. પણ આવી દીવા જેવી વાત પણ હજી તમને ન સમજાતી હોય તો જુઓ આ તમારું છાપું. એમાં પહેલા જ પાના ઉપર મોટે અક્ષરે છપાયેલા ચોગઠાનો અર્થ અમને સમજાવો'

સોહનલાલે છાપું લીધું. એમાં પહેલા જ પાના ઉપર ઘણા મોટા અક્ષરે છાપેલું લખાણ એમણે વાંચ્યું:

: એક અદ્દભૂત કહાણી :

**એક પહેલા વર્ગના અને દેશદેશાવરમાં માનપાન પામેલા દીવાનના એક સીનેમા એક્ટ્રેસ ઉપરના પ્રેમ પત્રો. અમારા આવતા અંકમાં એમાંથી વીણી કાઢેલા થોડા પત્રો પ્રગટ થશે—તંત્રી.**

**તા. ક. નકલો સિલિકમાં નહિ રહેતી હોવાથી તમારી નકલનો અત્યારથી જ બંદોબસ્ત કરી રાખશો.**

અક્ષરો મોટા હતા. લખાણ છૂટું છૂટું હતું. પરંતુ સોહનલાલ

મહા પ્રયાસે ઉપલું લખાણ વાંચી શક્યા ને એથીયે વિશેષ પ્રયાસે હૃદયમાં ઉતારી શક્યા !

જરા સરખીયે ગેર સમજૂતને અવકાશ નહોતો, પણ દુરાશય ઉપલા લખાણના અક્ષરે અક્ષરમાં હતો. ખંજર જેવી ખૂંચતી તો એ વેદના હતી કે યશવંતે એના નામનો ઉપયોગ કર્યો હતો !

સર નીચલદાસનું હાસ્ય એનાથી ન જીરવાયું. વહીવટદારનો જરઠ આત્મસંતોષ પણ એને અપથ્ય લાગ્યો. યશવંતની કારીગરી એને દાહ કરવા લાગી !

'તમારા સહ–તંત્રીને રોજ એક બોટલ દારૂ પણ પગારની સાથે આપતા રહેતા હો.' વહીવટદારે ટાઢો ઘા માર્યો.

સોહનલાલ ખુરશી ઉપરથી ઊભો થઈ ગયો: 'હું પોતે આ બાબતમાં કાંઈ જાણતો નથી. એ મારો બોલ તમારાથી મનાય તો માનજો.'

વહીવટદાર તિરસ્કારથી હસ્યા. સર નીચલદાસ સોહનલાલના સફેદ બની ગયેલા ચહેરા સામે જોઈ રહ્યા. સોહનલાલને એ વર્ષોથી પિછાનતા હતા. એના ધંધાદારી સાહસની ઈજ્જતના અરમાનને લાગેલો આઘાત એ સમજી શક્યા. સર નીચલદાસ દુષ્ટ માણસ પણ ન હતા. એ એકદમ ઊભા થયા. વહીવટદારના કર્કશ હાસ્યને એમણે એક કરડા ઈસારાથી ડાર્યું. એ ચાર કદમ આગળ આવ્યા. 'તમારા બોલ ઉપર મને વિશ્વાસ છે. પરંતુ પોતાના બની જઈને પછી કોઈ માણસ જ્યારે પેટમાં છૂપા ઘા મારે ત્યારે જે દરદ થાય છે એ હવે તમે સમજી શકશો, એવી ઉમેદ પણ રાખું છું.'

'આપનો અહેસાન માનું છું. મારા બોલની આપને પ્રત્યક્ષ પ્રતીતિ પણ થશે.'

અને સોહનલાલ પીઠ ફેરવીને ત્યાંથી ચાલી નીકળ્યા.

થોડીવાર પછી વહીવટદાર પણ ઉઠ્યા: 'મને આશા છે કે હવે તમે સુધરશો.' સર નીચલદાસે કહ્યું: 'તમને એક છેલ્લી તક છે.'

વહીવટદારના ગયા પછી સર નીચલદાસ ઉંડા વિચારમાં ખુરશી ઉપર બેઠા રહ્યા. ખૂબ બેઠા પછી એ કાંઈક નિશ્ચય ઉપર આવ્યા. એમણે એક ટેલીફોન જોડીને ઓપરેટર પાસેથી મુંબઈનો સીધો 'કોલ' માગ્યો.

## પ્રકરણ બારમું

## 'બ્લેક-મેઈલ્'

વળતે દિવસે સવારના પહોરમાં જ્યારે યશવંત પોતાની નોકરી ઉપર આવ્યો ત્યારે એને મળવાની રાહ જોઈને એક સજ્જન ક્યારનાયે બેઠા હતા.

'હું તમને આ લખાણ બાબત મળવા આવ્યો છું.' સજ્જને સર નીચલદાસે સોહનલાલને વંચાવેલા લખાણનો નિર્દેશ કરતાં કહ્યું.

'વારુ, તમારે શું વાત કરવી છે?'

'આ જાતનું લખાણ એ 'બ્લેક-મેઈલ્'ની શરૂઆત છે. ને 'બ્લેક-મેઈલ્' કરનાર માણસને ફોજદારી કાયદા નીચે સજા થાય છે. એટલે તમે આ લખાણ કે લખાણને છેડે આપેલી ધમકીને અમલમાં ન મૂકો એવી સલાહ મારે તમને આપવી જોઈએ છે.' સજ્જને યશવંતને સજાનો કાયદો સંભળાવ્યો.

યશવંતે કહ્યું: 'મારા ઉપર ફરિયાદ થાય તો એને વિષે તમે મારી ચિન્તા ન રાખશો.'

'હું તો તમારા ભલા માટે કહું છું. નાહકના જેલ જશો ને બૈરાં છોકરાં રઝળી પડશે.'

'તમે મને ધમકી આપવા આવ્યા છો ?' યશવંત ઉંચે સાદે બોલ્યો: 'આવી ધમકીઓથી જો હું ડરી જઉં તો જે જગ્યાએ હું અત્યારે બેઠો છું ત્યાં બેસી ન શકત. તમે સર નીચલદાસ......'

'હં. હં. આપણે આપણી વાતમાં ત્રાહિત નામો શા માટે આણવાં જોઈએ. હવે હું તમને એક સવાલ પૂછું તો ખોટું નહિ લાગે ને ?'

'બિલકુલ નહિ.'

'ખાનગી વાતો પણ આટલા ઉંચા સાદે તમે હંમેશા કરતા હો તો તો કાંઇ ખાનગી રહી જ ના શકે.'

'જુઓ ભાઈ! મારે ઘણું કામ છે. તમારે કામ હોય તો મુદ્દાસર વાત કરો. નહિતર તમે મહેરબાની કરીને સિધાવો.'

'બહુ ઉતાવળા! તમારી અવસ્થાએ હું પણ ઘણો આકળો હતો હો. એકવાર...'

પરંતુ એ સજ્જનનો જુવાનીનો અનુભવ વર્ણવાતો કપાયો. યશવંતના કંટાળાના જવાબમાં જાણે હાજર થયો હોય એમ છાપખાનાનો ફોરમેન આવ્યો: 'ભાઈ! કાંઇ મેટર આપો છો ?'

'થોડીવાર પછી આવજો! યશવંતે જવાબ આપ્યો.'

'કંપોઝીટરો બેઠા છે હો ભાઈ.' કહીને ફોરમેન ઊભો રહ્યો.

'હમણાં એમની પાસે કાલનું છોડાવો.'

'સારૂં.' કહીને ફોરમેન ચાલતો થયો.

આ ચીકણા સજ્જનને પતાવવાનો એક માત્ર રસ્તો હતો. એમને અવગણીને પોતાનું કામ કરવાનો. યશવંતે લખવા માંડ્યું.

'આ ભાઈ,' સજ્જને પાછો વાર્તાલાપ શરૂ કર્યો. 'આ ભાઈ આપણી તો આવરદા નોકરીમાં ગઇ. હું હતો મુનસફને મારો ભાણેજ હતો શિરસ્તેદાર.'

યશવંતે લખતાં લખતાં ઉંચું જોઈ કપાળે હાથ મૂકતાં કહ્યું: ‘મને ‘ડીસ્ટર્બ’ ન કરો.’

‘અરે સાહેબ! કામ તો જીંદગીભરનું છે. અમેય નોકરી કરી છે. નોકરી લીધી એટલે આખી જીંદગીની વેઠ વળગી જાણવી. એમાં કાંઇ પાંચપાંદડે થોડા થવાય? આ હું શું કહેતો હતો? હા. હું મુનસફ ને મારો ભાણેજ શિરસ્તેદાર.’

યશવંતે કંટાળીને કલમ નીચે મૂકી. એને લાગ્યું કે આ માણસને વિદાય કરવાનો સહેલામાં સહેલો રસ્તો એનું કામ જાણવાનો છે. ને એનું કામ જાણવાનો સહેલામાં સહેલો બલ્કે એક માત્ર રસ્તો એને એની રીતે કહેવા દેવાનો છે. આ માણસને પતાવતાં હજી કેટલો સમય જશે ને પછી પહોંચી વળવા માટે પોતાને કેટલી ઝડપે કામ કરવું પડશે એનો અડસટો કાઢતો હોય એમ યશવંત ઘડિયાળને તાકી રહ્યો.

‘આ એક દિવસ પછી એવું બન્યું સાહેબ,’ યશવંતની અસ્વસ્થતા તરફ જરા સરખુંયે લક્ષ ન ગયું હોય એમ સજ્જને પોતાની વાત પાછી આરંભી: ‘અમારા ખાતામાં જે ગોરો મુખ્ય હતો એ ગયો ને એની જગ્યાએ નવો ગોરો આવ્યો. ‘મામા!’ મારા ભાણેજે મને કહ્યું: ‘કહે છે કે એ ઘણો જ કડક માણસ છે.’ મેં કહ્યું: ‘ભાઈ કડક હોય કે નરમ પણ વિલાયતથી છેક અહીં નોકરી કરવા આવ્યો છે એ કમાવા આવ્યો છે. ને તું જઈને તપાસ કર કે એને આગળ પેટ ને પાછળ વાંસો એમ છે કે બેય બાજુ વાંસા છે? એને નાનુ સરખુયે પણ પેટ જેવું હશે તો પછી આપણે એને પહોંચશું.’ ને ભાઈ હું પણ તમને પૂછું છું કે તમારેય બે વાંસા છે કે એક પેટ પણ છે?’

પોતે જેને મહાપ્રયાસે જીરવી શકાય એવું નકામું ટાયલું માનતો હતો એના અંત ભાગમાં પોતાને માટે આવો સીધો સવાલ

હશે, એવો યશવંતને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. એક ક્ષણ તો એ અવાક્ બનીને સજ્જનને જોઈ રહ્યો.

'કેમ ભાઈ મારી વાત ખોટી હોય તો મને કહેજો. તમારે ઘર હશે, કુટુંબ હશે, બાયડી હશે, છોકરાં હશે. ને ભાઈ હું તો જાત અનુભવે કહું છું કે જેના ઘરમાં બાયડી હોય એને દેખતું ખરચ ને છોકરાં હોય એને આંધળું ખરચ. ને પગાર તો ગમે એટલો મોટો હોય તોય કોઈને પૂરો ન થાય. આ અમારા દરબારની જ વાત લ્યો ને. ભાઈ! દરબારી નોકરોની લાંચ-રુશવત સામે કોઈ દરબારને ફરિયાદ કરે તો દરબાર જવાબ આપે કે: 'ભાઈ! તમે જેની ફરિયાદ કરો છો એ મારી વસતિ કહેવાય, તોય મારું કામ કરે છે એના દરમહિને મારી પાસેથી પૈસા લ્યે છે, તો પછી તમારું કામ કરે એના પૈસા કેમ ન લ્યે?' આ તમે પણ સોહનલાલના માણસ કહેવાઓ ને એનું કામ કરવા બદલ એની પાસેથી દરમહિને પગાર લ્યો છો, તો પછી સર નીચલદાસનું કામ કરવા બદલ તમે એની પાસેથી પૈસા કેમ ન લ્યો?'

'ધીમેથી બોલો, કોઇ સાંભળશે!' યશવંતે ભયભરી નજરે બારણા સામે જોઈને કહ્યું.

'અરે કોઈ નથી સાંભળતું. કેમ પછી મારી વાતનો શો જવાબ દેવો છે તમારે?'

'મારે જવાબ?...' સર નીચલદાસ તરફથી આવી જાતનું કહેણ આવવાનો યશવંતને પાકો ભરોસો હતો. ત્યારે પોતે કેમ વર્તવું એની યશવંતે પૂરી પૂર્વ તૈયારી કરી રાખી હતી. પોતાને જાણે કશો અંગત સ્વાર્થ હોય જ નહિ, પોતે કેવળ સર નીચલદાસના ફરેબથી હેરાન-પરેશાન થયેલી નારીને ઈન્સાફ અપાવવા જ મેદાને પડ્યો છે, એ બાઈના ભવિષ્ય માટે જ પોતે જે કાંઈ લક્ષ્યે છે તે લે છે – આવું પોતાની જાતને મનાવનારું ને સામાની જાતને છેતરવા માગનારું

નાટક ભજવવાનો યશવંતનો પાકો મનસૂબો હતો. પણ ત્યારે એણે સર નીચલદાસ તરફથી આવા લપીલા, વાતો ઉપર અને સાફસાફ સીધો સવાલ પૂછનારી વ્યકિતની કશી ગણના નહિ કરેલી.

'સોહનલાલ ભગત છે. પણ તમારે શું કામ ભગત થવું જોઈએ ? કાંઈ કારણ ? તમારે એની જરૂર પણ શી ? કેમ ખરું કહેજો મારા ભાઈ ! હજાર આપું હજાર !'

સર નીચલદાસને પોતે સામાજીક ઈન્સાફના આસન ઉપરથી દંડ ફરમાવતો હોય એવા અવાજે અને એવી ઢબે યશવંતે દશ હજારનો આંકડો નક્કી કરી રાખેલો. અત્યારે પાછલી ભૂમિકા તો ન રહી. પણ આંકડો શા માટે ન રહે ?

'દશ હજાર !'

'અરે ઘી ઢોળાયું તો ખીચડીમાં છે ને મારા સાહેબ ! લ્યો દશ હજાર !' સજ્જને હસીને ખિસ્સામાંથી નોટોનું બંડલ કાઢીને અંદરથી નોટો ગણવા માંડી. એ નોટો જોઇને યશવંતની આંખ શિકારી તરસથી જલી રહી. દશ હજાર રૂપિયા એના થાય છે ! એના પોતાના ! હવે એ ગરીબ નહિ રહે. હવે તો એ પૈસાદાર ગણાશે. દશ હજાર !

'આ દશ હજારની નોટો. બધી પચાસ પચાસમાં જ છે. બસ આ નોટો હું તમને આપી દઉં, ને તમે મને તમારી પાસેના કાગળો આપી દ્યો એટલે વાત પતી જાય.'

'કાગળો !'

'હાસ્તો. મારે એ કાગળો સર સાહેબને મોકલવા જોઈએને ! નહિતર એમને ખાતરી કેમ થાય ? ને ખાતરી ન થાય તો પછી મને દશ હજાર આપે પણ કોણ ? સાચું કહેજો.'

'કાગળો અહીં મારી પાસે નથી.'

'તમારી પાસે નથી ?' સજ્જને નોટો પાછી ગજવામાં મૂકી.

'વાત એમ છે કે આ કાગળો ગેરવલ્લે ન જાય એટલા માટે મેં એક સ્થળે અનામત રાખ્યા છે.'

'તો પછી મંગાવી લ્યોને ?'

'મંગાવ્યે આવે એમ નથી. મારે જ જાતે જવું પડશે.'

'તો તમે કહો ત્યારે આવું ? અથવા તમે મારે ઘેર આવો. આ સરનામું મારૂં.' સજ્જને પોતાનું વીઝીટીંગ કાર્ડ યશવંતના હાથમાં મૂક્યું: 'ક્યારે, કાલે રાહ જોઉં ?'

'હા.'

'ક્યારે આવશો ?'

'બસ અત્યારના સમયે.'

'સારું ત્યારે ?' સજ્જને વિદાય લીધી.

## પ્રકરણ તેરમું

## વેર-વૃત્તિ

સર નીચલદાસના પ્રતિનિધિની વિદાય પછી યશવંત દીવાલ સામે ટગર ટગર જોઈ રહ્યો. કામમાં એનું ચિત્ત પેઠું નહિ — પેસી શકે એમ લાગ્યું નહિ. એટલામાં ફોરમેન પાછો મેટરની ઉઘરાણીએ આવ્યો. કામમાં ચિત્ત પેસી શકે કે નહિ પણ મેટર તો એણે આપવું જ પડવાનું રહેશે. દુનિયાની પીઠ ઉપર ગુલામીના મુકાદમો, વહુઆરૂ ઉપરની સાસુઓ, પગાર કાપની તૈયારી કરતા મીલ માલેકો, જેવા કંઈક કામના ખેંચનારાઓ વિષે યશવંતે સાંભળ્યું હતું; પણ એને લાગ્યું કે એક અખબારના ફોરમેન આગળ એ બધા પાણી ભરે છે. યશવંતે અખબારની જૂની ફાઈલ કાઢી. ઘણા વખત પહેલાં એમાં છપાયેલા પોતાના જ લેખની એણે ઝપાટાબંધ નકલ કરવા માંડી. 'કોણ જોવા બેઠું છે કે આ એકવાર આવી ગયું છે?'

એની આંખ અને એના કાન ખૂબ ઝપાટાબંધ કામ કરી રહ્યા હતા, ત્યારે એનું ચિત્ત બીજે જ દોડતું હતું.

હસીના! હુસ્ન-આરા! એકવાર એ નામ ઘર ઘર જાણીતું હતું! ને લાખો લોકો એના કસમ ખાતા ને એને માટે લડતા!

દશ વર્ષ ઉપરની એ હસીના ક્યાં ? ક્યાં એ હસીના કે જેના કદમમાં ચમરબંધી મહારાજાઓનાં ચમર ઢળતાં ને સિપેહસાલારોની તરવારોના કમરબંધ છૂટતા ?

લેખ પૂરો થયો. યશવંતે ફોરમેનને બોલાવ્યો: 'આ આજનો અગ્રલેખ. મારે જરૂરી કામે બહાર જવું છે. જગ્યા વધે તે બધી ઉભેલી મેટરથી પૂરી દેજો. પેજ પ્રુફ ઑફિસમાં કોઈને મારું નામ આપી બતાવીને છાપી નાંખજો.'

જ્યારથી દશ હજાર રૂપિયાને યશવંતે એ ઑફિસમાંથી જતા જોયા હતા ત્યારથી એને ઑફિસમાં બેસવું ગુંગળામણસમું લાગતું હતું. એ ઉઠ્યો, અને યાતનાના આવાસમાંથી ભાગતો હોય એમ ઝપાટાબંધ બહાર નીકળ્યો.

બહાર નીકળીને એણે એક ટેકસી બોલાવી. પોતાને જ્યાં જવું હતું તેનું ટેકસીવાળાને સરનામું આપ્યું. ટેકસી ચાલવા લાગી. યશવંતની કલ્પના ટેકસીથીયે આગળ દોડવા લાગી.

જ્યારે પોતાના હાથમાં દશ હજાર રૂપિયા આવશે ત્યારે પોતે શું કરશે ? એક નાની સરખી મોટર લેશે. એકાદ નાની સરખી મોટરની કીંમત કાંઈ બહુ થતી નથી ને ખરચ પણ એનું બહુ આવતું નથી. માત્ર હાથે હાંકી લેતાં શીખવું જોઈએ.

અને ...... અને દશ હજારમાં તો ઘણું ઘણું થઈ શકે. સોહનલાલને ખબર ન પડે તો દશના વીસ પણ આજ સ્થાને થઈ શકે. જો ખુદ સોહનલાલ પોતાના છાપાંને ધંધો સમજે છે તો પછી યશવંતને પણ છાપામાંથી કમાણી કરતાં એ રોકી શી રીતે શકે ? શ્રીમંત માણસો બેવકૂફી કરે કે લુચ્ચાઈ કરે તો એની સજા ભોગવે નહિ શા માટે ? બ્લેક-મેઈલ્ ! સામાન્ય માણસને તો એની કાંઈ પડીએ નથી. માત્ર જેઓને 'બ્લેક-મેઈલ્'થી ડરવાનું છે તેઓએ જ એની

સામે પોતાની સૂગ કેળવી છે. ને જેઓને શ્રીમંતોની દયા-માયા ઉપર જ જીવવાનું છે એવાઓએ એવી સૂગને ટેકો આપવો છે. બ્લેક-મેઈલ્ તો કાયદાનો પૂરક છે. કેમકે એ પ્રજાકીય કાયદો છે. જેઓને કાયદાનો ઈન્સાફ નથી પહોંચી શકતો તેઓને બ્લેક-મેઈલ્નો ઈન્સાફ પહોંચે છે. બ્લેક-મેઈલ્ એ ગુનો શા માટે ? ને ગુનો હોય તોયે શું બ્લેક-મેઈલ્ કરનાર જેટલો ગુનેગાર છે એટલો જ ગુનેગાર બ્લેક-મેઈલ્ કરાવનાર પણ નથી શું ?

હસીનાનો જ દાખલો લ્યો ! એકવાર ઘરઘરને ખૂણે ખૂણે મશહૂર બનેલી એ સીનેમાની નટી હતી. ત્યારે એની તૂમરી ઉપર પ્રેક્ષકો વારી જતા. ને એના અભિનય ઉપર આફ્રીનના પુકાર ઉઠતા હતા. ચિત્રપટમાં એનું પ્રથમ દર્શન હરએક સમયે આનંદ તાળીઓના અવાજેથી ઉજવાતું ત્યારે હસીનાના ગળામાં ગાંધર્વની મિઠાશ હતી. એના ચહેરા ઉપર મેનકાની લાલી હતી. ને એના પગમાં ઉર્વશીનું નૃત્ય હતું. સારે એના અંગેઅંગમાં ઉમ્મરખય્યામે જગ મશહૂર બનાવેલું શરબતે-અનાર હતું. ત્યારે હસીનામાં શું ન હતું ? માનવીના દિલ ખેંચવાને-ખેંચાયેલાં રાખવાને માટે પરવર. દિગારે જેવી નાજનીન ઘડવા ધારી હતી એવી એ હતી. ત્યારે એ સૌન્દર્યના સત્ત્વસમી હસીનાનું વય વીસેક વર્ષનું હતું.

—અને સર નીચલદાસે એકવાર એને ચિત્રપટમાં જોઈ. બે દિવસ પછી કોઈ રડયા ખડયા જાણીતાએ બન્નેને વરલીની ચોપાટી ઉપર સાથે જોયાં – લગભગ મધરાતે. ત્યાર પછી છ મહિનામાં હસીનાએ ચિત્રપટની દુનિયાને સલામ ભરી. અને એ જૂહુ ઉપર એક આલિશાન બંગલામાં વસવા લાગી.

સાત વર્ષ એ એ બંગલામાં રહી. સાત વર્ષ સુધી અવારનવાર સર નીચલદાસ એ બંગલામાં ઉતરતા.

અને પછી સર નીચલદાસે હસીનાને છોડી દીધી. હસીનાનાં પ્રકારનાં માનવીઓ કદી ભવિષ્યમાં નજર નાંખતાં નથી. વર્તમાન કાળમાં ઈશ્કની ખુશબોથી પાગલ બનેલાઓ ભવિષ્ય વિષે બે પરવા હોય છે. સર નીચલદાસે હસીનાને તજી દીધી ત્યારે હસીના બિમાર પણ બની હતી. સાત વર્ષ પછી હસીના પાછી ચિત્રપટમાં નોકરી શોધવા લાગી. પરંતુ રુપેરી તકતાની એકવારની સમારાજ્ઞીને જણાયું કે શું દેશમાં ને શું ચિત્રપટમાં પોતાની ગેરહાજરીનાં સાત વર્ષમાં તો આખી દુનિયાની રુખ ફરી ગઈ છે. હસીનાને મહા પ્રયાસે ને ભારે આજીજી પછી એક સ્ટુડિયોમાં વધારાનાં માણસ તરીકે નોકરી મળી! હસીના વધારાના માણસ તરીકે રહી અને હસીનાના જમાનામાં જે છોકરી હસીનાની દાસી થતી તે આજે મશહૂર નટી હતી. ને આજે હસીના એની દાસી બનતી!

જેની આવી માનહાનિ, આવી બરબાદી, સર નીચલદાસે પોતાના શોખમાં કરી એ......

ટેકસી ઉભી રહી. અને ટેકસી ડ્રાઇવરે પોતાની બેઠકમાંથી હાથ લંબાવીને બારણું ઉઘાડયું.

'આ તમારું ઠેકાણું આવી ગયું સાહેબ!'

યશવંત નીચે ઉતર્યો. ટેકસીના પૈસા આપીને એ એક શંકા ભરેલી નામચીની ભોગવતી હોટેલમાં રહેવાના ભાગમાં છત્રીસમી ઓરડી શોધવાને દાખલ થયો.

મોટા શહેરોમાં આવી હોટેલો મોજૂદ જ હોય છે. દરેક શહેરમાં એકાદ બે હોટેલો આવી હોવાનું તમારી જાણમાં જ આવી જાય છે. આ હોટેલો હલકટ ઉદારતાના ધોરણ ઉપર નભે છે. એમાં હરકોઈ વ્યકિત રહી શકે. એ શું કરે છે, એ કોઈ પૂછે નહિ-તપાસે નહિ. હિસાબ ચૂકતે થતો જાય ત્યાં સુધી એમાં રહી શકાય. કોણ વ્યક્તિ ક્યારે આવે છે, કોને સાથે લાવે છે, ઓરડીમાં શું કરે છે કે બહાર

શું કરે છે એ કોઈ જોતું જ નથી. જોવા માગે એને પંચાત કરનારો ગણીને વળાવી દેવામાં આવે. આવી હોટેલોના દર પણ કાંઈ વિશેષ નથી હોતા. બરબાદ થઇને, ઘસાઈને, પાયમાલ થઈને માણસ ઊંચેથી નીચે પછડાયો હોય અને પોતાની જાતને માટે એને રૂપિયે એક પાઈ-ભાર જે માન રહ્યું હોય, તે એને છેક તળિયાના કાદવમાં રગદોળાવા દેવા સામે વિરોધ પોકારતું હોય, એવા પડેલાંઓ, પછડાયેલાંઓને આવી હોટેલો એક માત્ર છતાં અનન્ય વિરામ સ્થાન છે. આવી હોટેલો અનાચારને પોષવા માટે ઉભી થાય છે–ને ચલાવવામાં આવે છે–એમ કહેવું એ જૂઠું છે. પણ સામાજીક તંત્ર એ રીતે ગોઠવાયું છે કે સ્વભાવ સિદ્ધ દુરાચારી નહિ એવાં માણસો અનાચારના વમળમાં ફસાય છે. ને એવી રીતે એ વમળમાં ઘસડાયેલાંઓને માટે જીવતી કબર પહેલાંની ઓથ સમી આ હોટેલો બની રહે છે. આવી હોટેલમાં હસીના રહેતી હતી.

યશવંત છત્રીસમી ઓરડીમાં ગયો ત્યારે એણે એ ઓરડીમાં ખાટલા ઉપર લંબાઈ પડેલી એક બાઈને જોઈ. એ બાઇ હતી તો સત્તાવીસ અઠાવીસ વર્ષની, પણ લાગતી હતી ચાલીસથી બેતાલીસની. એના ચહેરામાં આ વયે જ્યાં જ્યાં ગુલાબી ઝાંય હોવી જોઈએ ત્યાં ત્યાં કાળી દાઝ હતી. જ્યાં જ્યાં ઉપસાવ જોઈએ ત્યાં ત્યાં ખાડા પડ્યા હતા. એ કોઇ બાઈ નહોતી. બાઈનું ખંડિયર હતું.

'તમારું નામ હસીના બાઈ કે?'

'હા. કેમ ભાઈ! તમે કોણ?'

'હું યશવંત. આપણે પત્ર વ્યવહારથી એક બીજાને ઓળખીએ છીએ.'

'તમે જ યશવંત કે? તમારો છેલ્લો કાગળ તો મને ગઈ કાલે જ મળ્યો.'

'અને હું એ કાગળનો જવાબ લેવાને માટે જાતે આવ્યો છું.'

'સારું થયું. મારે એક આનો બચ્યો.'

'મને લાગ્યું કે હવે વાત ઝાઝી ઢીલમાં નાંખવી નહિ જોઈએ. તમારા છેલ્લા જવાબ ઉપર વિશ્વાસ રાખીને મેં મારા છાપામાં જાહેર તો કરી દીધું છે કે એ કાગળો હું છાપવાનો છું.'

'જાહેર પણ કરી દીધું? નામઠામ સાથે. શું તમે એમ જાહેર કર્યું છે કે સર નીચલદાસના હસીના ઉપરના પ્રેમ-પત્રો છાપવામાં આવશે?'

'એમ તો જાહેરાત ન થાય. જ્યાં સુધી કાગળો મારા હાથમાં ન હોય ત્યાં સુધી નામઠામ પ્રગટ ન થઈ શકે!'

'કેમ ન થઈ શકે?'

'એમ કરીએ તો અમારા ઉપર બદનક્ષીનો કેસ માંડી શકાય. અમે સાચું કહીએ છીએ કે નહિ એનો કેસ એ કહેવાય.'

'પણ હું હસીના જાતે તમને કહું છું, પછી સાચ જૂઠનો સવાલ જ ક્યાં રહ્યો?'

'આવા કાગળો છાપવા – તેમ સર નીચલદાસ જેવા લાગવગવાળા માણસના, તે તો જીવ સટોસટનું કામ. અમારું છાપું જ બંધ કરાવી દે.'

'છાપું બંધ કરાવી દે! પણ લોકો તો કહે છે કે સરકારના રાજમાં કોઈનેય કાંઈ પણ ધંધો કરતાં ન રોકી શકાય ને?'

'એ તો સરકારી રાજ છે અહીં. અહીં તો ચોરનેય ચોરી કરતાં ન રોકાય. પછી ભલે ચોરી કર્યા પછી સજા થાય. અહીં કાંઈ પોતાના રાજ્યની જેમ નીચલદાસનો વટહૂકમ પણ ન ચાલે. પણ ભારે કેસ તો માંડી શકે ને?'

'કેસ વળી શેનો માંડે? એના લખેલા કાગળ તમે છાપો એમાં કેસ શેનો થાય? ને જો કાગળ છાપવા બદલ કેસ થતો હોય તો લખવા બદલ કેમ ન થાય?'

'આ તો આપણું સરકારી રાજ છે. એની આંટીઘૂંટી તમને નહિ સમજાય. મોટા બારીસ્ટરો ને જજ્જો પણ ગોથાં ખાય છે ત્યાં. પણ ટૂંકામાં વાત એટલી કે એ અમારા ઉપર કેસ કરે કે આમણે મારી આબરૂને હરકત પહોંચાડી માટે મારી આબરૂની કીંમત સરકાર મને એની પાસેથી અપાવે. આ કીંમતની રકમ પણ કાંઈ નાની સૂની ન હોય, એટલે અમારી પાસે કાગળો ન હોય તો એ પૈસા કાંઈ અમારાથી અપાય નહિ. એટલે ન છૂટકે છાપું બંધ કરવું પડે. અને કાગળો અમારી પાસે હોય તો અમે કાગળો બતાવી શકીએ ને કહી શકીએ કે એક ભોળીને વિશ્વાસુ એવી માબાપ વગરની છોકરીને ફોસલાવી, ભરમાવી બે ઈજ્જતને પાયમાલ કરનારને વળી આબરૂ કેવી ને એ આબરૂની કીંમત કેટલી?'

'હા. એની આબરૂ કેટલી? તમે જાણતા નથી, આજ મારે કેટલું અપમાન સહન કરવું પડે છે! જેઓ મારા બૂટ ઉપાડતા એના બૂટ આજ મારે ઉપાડવા પડે છે. જેઓ મારી સાથે વાત કરવાનીયે હીંમત નહોતા કરી શકતા તેઓ આજે મારા ઉપર તુંકારે હૂકમ બજવે છે! આજે મને પહેરવાનાં પૂરાં કપડાં નથી મળતાં, ખાવાનું પૂરું અનાજ નથી મળતું અને એ બધાય પલટાનું કારણ એ નીચલદાસ—નીચલદાસ છે. મારા ધંધાદારી વરસો મને છેતરીને એ લઈ ગયો. ત્યારે તો 'હસુ' એને મન અપ્સરા હતી. ત્યારે હસુની આંખમાં ચિરાગ હતો. ગાલમાં ગુલાબ હતો. ચહેરા ઉપર કુમાશ હતી. આ બાતો મને મારા ધંધામા ખૂબ આગળ વધારનાર બની હોત પણ એક લુચ્ચો માણુસ મને ભોળી અબળાને......હું પાયમાલ થઈ, ભલે થઈ. હું બદનામ થઈ, ભલે થઈ. હું ગટરમાં પડી, ભલે પડી. મારું જે થયું તે થયું. પણ એ હરામખોરને તો......તો......બસ બરાબર ફજેત કરો.'

'આ કાગળોની પ્રસિદ્ધિમાં તો એક કાંકરે બે પક્ષી મરવાનાં

પણ ખરાં. આ કાગળો છપાય, સર નીચલદાસે લખ્યા કહેવાય તો તમને પણ જાહેરાત મળવાની ખરી ને ? ને તમે તો જાણો છો ને કે જાહેરાત જ સીનેમા સ્ટારો બનાવે છે.'

'મારી વાત જ ના કરશો. મારી વાત પૂરી થઈ. મારી જીંદગાની પૂરી થઈ. હસીનાનું હુસ્ન પૂરૂં થયું. મને હવે કાંઈ જોઈતું નથી. મને ફત્તેહ નથી જોઈતી. મને કીર્તિ નથી જોઈતી. મને કોઈ કામયાબી નથી જોઈતી. મને કાંઈ જોઇતું નથી. મારામાં હોંશ જ નથી, હુસ્ન નથી, લુત્ફ નથી, સંગ દિલી નથી, કાંઈ નથી. એક માત્ર પેટ છે એ તો હું ભરી લઈશ જેમ તેમ. હું ખાકની પૂતળી છું. જે દિવસે એણે મને પોતાની માશુક કહી તે દિવસ મારામાં શું હતું ને મેં એને શું શું આપ્યું હતું ? ગટરમાં આળોટી આળોટીને, દારૂડિયા માબાપના માર ખાઈ ખાઈને કીચડમાંથી મેં ગુલાબ ખિલાવ્યું હતું. મારે હાથે, મારી જહેમતે, ઉસ્તાદો પાસેથી તાલીમ લીધી. બુલબુલ પાસેથી કંઠ લીધો. વસંત પાસેથી સૌન્દર્યની ધૂન લીધી. અંધા પાસેથી રંગ લીધો. સંધ્યા પાસેથી સુરખી લીધી – મેં...મેં... હસીનાએ ભૂંડની જેમ દારૂમાં આળોટતાં માબાપની છોકરીએ – મને પગ તળે છૂંદી નાંખવાને તૈયાર થયેલી દુનિયાની ઉપરવટ થઈને. કેવળ કામયાબીને મારો આશક બનાવીને. અને એ બધુંયે સ્વેચ્છાથી મેં એ નીચલદાસના કદમોમાં રોશન કર્યું. જ્યાં સુધી એ રહ્યું ત્યાં સુધી એણે મને રાખી, અને પછી જૂની થયેલી જૂતીની માફક ફેંકી દીધી, પણ હું જૂની થયેલી જુતી એના માથામાં પછડાઉં ને આજે હું જેટલી નીચી પછડાઈ છું એટલો નીચે એને પછાડું.........અને આ શહેરની શેરીમાં એને ભીખ માગતો જોઉં... ને હું એક ટંક ભૂખી રહીને પણ એને ભીખ આપું......એ લગન મને લાગી છે–એ અગન મને લાગી છે.'

હસીનાના ઉશ્કેરાટ આગળ યશવંત તો અવાક્ થઈ ગયો.

હસીનાને બોલતાં બોલતાં એટલો તો જુસ્સો આવ્યો કે એ ઉભી થઈને આમ તેમ ઉતાવળા આંટા મારતી બોલવા લાગી. એના ચહેરા ઉપર વેરની જ્વાલા જલી રહી. પીસેલા હોઠમાંથી સૂસવતા નીકળતા શબ્દો એ ઓરડાની દિવાલે દિવાલે જાણે- વેર વેર ને વેર ના લેખો લખી રહ્યા.

આ ભયાનક પ્રકોપની સામે યશવંતના હૃદયમાં એક પ્રકારની થડક પણ આવી ગઈ. પોતે જે હેતુથી કાગળો માગવા આવ્યો હતો એ હેતુ સાથે હસીનની ગણત્રી શું સખત નહોતી? હસીનાને જે જાતનું વેર જોઈતું હતું એ જાતનું યશવંતને નહોતું જોઈતું ......પણ આ બધી વાતો હસીનાને કહેવાનો કાંઈ અર્થ ન હતો. હસીના તો માત્ર એક એનું સાધન જ હતી. આ સાધન પાણી પાયેલા લોખંડનું હતું. હસીનાનો પ્રકોપ જોતાં યશવંતને લાગ્યું કે કાગળોની એણે આંકલી કીંમત તો ઘણી ઓછી હતી. આવું ઉગ્ર વેર જગવનાર માણસ તો વધારે દંડને પાત્ર લેખાવો જોઇએ.

દશ હજારમાં બરાબર સોદો પાકો થયો હોવાથી હવે એમાંથી છટકવું કેમ? બલ્કે વધારે પૈસા વસુલ કેમ કરવા? અલબત્ત, હસીનાના કાગળોમાંથી એકાદ કાગળ રાખી મૂકાય તો પછી એ એક કાગળના પણ દામ ઉપજાવી શકાય ખરા.

'તમે એ કાગળો મારા હાથમાં મૂકો, પછી જોઈ લ્યો રંગ જામે છે તો!'

'મારી પાસે કાગળો તો છે, પણ વેરણછેરણ પડયા હશે. બધા આજે કાળજીપૂર્વક શોધી રાખીશ ને તમે સવારનાં પહોરમાં લઈ જજો. પણ જો જો હો. કાલને કાલ છપાઈ જાય. ને છપાય એની નકલ મને જોવા મોકલજો.'

'ભલે! ત્યારે કાગળો કાલ સવારના પહોરમાં મને મળશેને?'

'હા. કાગળો મળશે. હું આજને આજ તમામ પત્રો શોધીને કાલે તમારા માટે એક બંડલ કરી રાખીશ. તમે આઠેક વાગે આવી જજો. હું ઉઠું છું છ વાગે. તો છથી આઠ સુધીના ગાળામાં ગમે ત્યારે આવીને લઈ જજો!'

યશવંતે વિદાય લીધી. હસીનાએ આવા પત્રો સાચવીને રાખ્યા કેમ નહિ હોય એનો એના મનમાં વિચાર થયો. એના ખુલાસા એના મનમાં જાગ્યા. કાં તો આ પત્રોનું મહત્ત્વ એને સમજાયું ના હોય. પણ આવી વેરઝનૂની બાઈ આ પત્રોનું મહત્ત્વ ના સમજે એ એને ગળે ના ઉતર્યું: બીજો ખુલાસો એ હોય કે પત્રો એણે સાચવ્યા જ ના હોય. પણ તો હસીના આટલી ચોકસાઈપૂર્વક સવારે એને બોલાવે એ એને ગળે ના ઉતર્યું: ત્રીજો ખુલાસો એ હતો કે હસીનાએ આ પત્રો કોઈને વાંચવા આપ્યા હોય. યશવંતને એ ખુલાસો વધારે વાજબી લાગ્યો. આ બતાવે છે કે યશવંતને હજી ઓરતનું દિલ સમજવાને બહુ વાર હતી. સાચી હકીકત એ હતી કે હસીના ફરીને એકવાર આ શાપિત બનેલો પત્રવ્યવહાર નીરાંતે વાંચી જવા માગતી હતી.

યશવંતના ગયા પછી હસીનાએ આ પત્રો બહાર કાઢ્યા. એકંદરે વીસેક જેટલા પત્રો હતા. સર નીચલદાસ જેટલા પોતાના કામકાજમાં પાવરધા હતા, એટલા જ વિનોદના પણ શોખીન હતા. અને એ વિનોદમાં, એ સાહિત્યના શિષ્ટગ્રંથોનાં વાંચન અને કવિતાનાં આયોજનનો પણ સમાવેશ કરતા. માનવી માત્રના એક વિનોદની છાયા બીજા વિનોદ ઉપર પડે જ છે. તેમ હસીના સાથેના એમના સંબંધ ઉપર સાહિત્યનાં વાંચન અને કવિતાનાં આયોજનની છાયા પડી હતી. અને આવી છાયા જેમ હસીનામાં એ સંબંધ સર્વ કલેશ-હર હોવાનો સંતોષ જગવી શકી હતી, તેમ સર નીચલદાસમાં, પોતાનો આ સંબંધ આવા અન્ય સર્વ સંબંધો કરતાં તદ્દન જુદી અને ઉંચી

કક્ષાનો હોવાની ભ્રમણા પેદા કરી શકી હતી. આ પ્રેમ – પત્રોમાં મેઘદૂતથી માંડીને ઉર્દુ શાયરોના ઉતારાઓ હતા અને ચંદ્રગુપ્તની માતા મુરાના ઈતિહાસથી માંડીને તે પોતાનાં લેડી નીચલદાસ સાથે થયેલાં લગ્નમાં બનેલા કેટલાક સારા–માઠા પ્રસંગોનાં સૂચનો હતા. આ પત્રો અત્યારે તો કેવળ દંભી, કેવળ આત્મલક્ષી, કેવળ મિથ્યાભિમાની જણાતા હતા અને બેવકૂફ પણ લાગતા હતા. એ પત્રો જ્યારે એને મળ્યા હતા, ત્યારે તો હસીનાને જીવન – કિતાબના પાનાં મળતાં – લાગતાં હતાં !

પત્રો વાંચીને હસીનાએ એને એક બંડલમાં બાંધ્યા. સવારે યશવંત આવે ત્યારે શોધવા ના પડે એમ માનીને એણે એ પત્રો પોતાની નાની હેન્ડબેગમાં મૂક્યા.

પણ આ અભાગી અબળાનું ચિત્ત છળી ઊઠયું હતું. એને એ મદભરી રાતો યાદ આવવા માંડી. સર નીચલદાસના પ્રેમ – વાક્યો અંતરિક્ષમાંથી નીચે ઉતરીને ફરીને એના કાનમાં અનહત ગાજવા માંડ્યા. સર નીચલદાસ એને કેમ બોલાવતા ને કેમ મનાવતા, એને કેમ ગવરાવતા ને પોતે કેમ એની પાસે ગાતા, પોતાને એ કેવી રીતે ભૂજપાશમાં ભીડતા.........હજાર ગણી મોટી વાતો એના એક માત્ર દિલપઝીર પ્રેમ – પ્રસંગની એના ચિત્તમાં ઉભરી આવી. ક્રૂર–નિષ્ઠુર તિરસ્કાર હસીનાના અંતરમાં જાગ્યો. ક્રૂર એકલતા એને પોતાના કમરામાં લાગી. બહાવરી જેવી એ ઉભી થઈ રહી. એના રોમાંચ ખડાં થઈ ગયાં. સહસા એની નજર સામેના આયના ઉપર પડી. આયનાના કાચની પાછળ એની સામે બીજી હસીના ઉભી હતી. સર નીચલદાસના પ્રેમ – પત્રોમાંથી જે હુશ્ન–આરા ઉઠતી હતી એવી નહિ, પણ ફિક્કી પડેલી ચામડી, મળી ગયેલું મુખ, ઉજ્જડ થયેલી આંખો અને બેકદર બનેલા શરીરવાળી, ભાંગેલાં સ્વપ્નમાંથી જાગેલા ઓથાર સમી. ' જૂની જૂતી......કોઈકવાર નવા

કરતાં પણ વધારે ડંખે છે !' હસીનાએ ટીકા કરી, અને આગનો ઉંધો ફેરવી નાંખ્યો.

રાતે તો કામ ઉપર જવાનું જ છે. પણ જો હું અત્યારે ય અહીં રહીશ તો કાં ગાંડી થઈ જઈશ, કાં ગૂંગળાઈને મરી જઈશ. બહાર જવું જ પડશે. બહાર જઉં જ.

હસીનાએ કપડાં પહેર્યાં. કપડાં પહેરીને એ ઊભી રહી. કયાં જઉં ? નાટકમાં ? ના. ના. મારે માટે હવે નાટક કેવાં ? વરલી ? આશક-માશૂકના સંકેતસ્થાન જેવાં પરીસ્તાનમાં ખાકની પૂતળીનું કામ શું ? એપોલો ? આજ નહિ.

સીનેમા ! હા. આજે જ એક સીનેમામાં એક ચિત્રપટ ચડતું હતું. એ ચિત્રપટમાં એણે જાતે કામ કર્યું હતું – અલબત્ત, એક દાસી તરીકે આખા ચિત્રપટમાં એને ભાગે માંડ સો સવાસો ફૂટ આવ્યા હતા. સર નીચલદાસના પરિત્યાગ પછી એને શોધવી પડેલી નોકરીનું આ સીધું પરિણામ હતું. હસીના એ ચિત્રપટ જોવા ગઈ.

## પ્રકરણ ચૌદમું

### રુખસદ

સર નીચલદાસ પાસેથી વિદાય લીધા પછી સોહનલાલના મનમાં ભારે જબરું તોફાન મચી રહ્યું હતું. પોતે કોણ ? અને પોતે જોયું શું હતું ? દશ વર્ષ પહેલાંની વાત હતી. હિન્દુસ્તાન દેશની દશા મરવા સૂતેલા વૃદ્ધ ગજરાજ સમી હતી. એની વિરાટ કાયા કૃશ થઈ ગઈ હતી. એના ઉદરમાં કોઈ આહાર નહોતો. એના અંગમાં કંઈ ચેતન ન હતું. એની આંખમાં દેવતા નહતો. એના આત્મામાં જીવવાને ઝૂઝવાની કોઈ હામ દેખાતી નહતી. એના મૃત્યુની જાણે તિથિ આવી પહોંચી હતી. અને એના મૃત્યુના હીમથી થીજતા જતા કલેવરની આસપાસ, એના દેહની ઉજાણી કરવા કાગડા, ગીધ ને શિયાળવાં એકઠાં થયાં હતાં. અને કોઈ એની આંખમાં ચાંચ મારતું હતું. કોઈ એના કાનમાં ગણગણતું. કોઈ એના મુખને ભરખી ખાતું. કોઈ એની પીઠને કરડી ખાતું. અને જે માતંગે એકવાર વાઘો અને સિંહો, ચિત્તાઓ અને મગરમચ્છોનો સામનો કર્યો હતો અને જીવસૃષ્ટિને નિરૂપદ્રવી રહીને કુદરતના ઉછરંગમાં મસ્ત એવું નિર્ભય જીવન ગાળ્યું હતું. એ આજ કાગડા, ગીધ ને શિયાળવાંનો તુચ્છકાર સહી રહ્યો હતો. અવસાનની ઘડીએ હાથીના કાનમાં મૃત્યુનો સાદ જાગે છે. જે

સ્થળે એના પૂર્વજો મૂવા ત્યાં જ મરવાની એનામાં કારમી ભૂખ જાગે છે. અને પછી એ માતંગ ઊભો થઈને ચાલવા માંડે છે - પોતાના બાપદાદાઓની કબર તરફ. ને એની પાછળ ગીધ ને શિયાળવાંનાં ટોળાં એને બચકાં ભરતાં દોડે છે.

અને જૈફ અને જર્જરિત હિન્દુસ્તાન દેશના કાનમાં પણ પરલોકનો સાદ બાજ્યો. હજાર સ્થળેથી હજાર ભક્તો ને સંતો પુકારવા લાગ્યા: ' આ લોકની વાસના છોડી દો. આ મિથ્યા માયા છોડી દો. ધન, દારા, સૂત, દેશ, પ્રજા, કાયા સર્વેનો મોહ પરહરો ભગવાનના નામને ભજો. પરલોકને ભજો. શિયાળવાં ભલે તમારી કાયાને કરડી જાય – દેહ તો ફાની છે ને મૃત્યુની ઘડી આવી પહોંચી છે. ગીધો ભલે તમારી આંખો ફોડી નાંખે. અંધાપાની ઘડી આવી ચૂકી છે અને પરલોકને જોવાને આંખો જોઈતી નથી. પૂર્વજોની કબર યાદ કરો. બાપદાદાઓના પૂણ્યધામને યાદ કરો. જીવવાનો લોભ છોડી દો. તમે ઘણું જીવ્યા છો, હવે મરવાની વેળા આવી છે. મુમૂર્ષા કેળવો ને મોક્ષની ઘડી આપ મેળે આવશે! અને ચારે ખૂણેથી સર્વ કામના, સર્વ વિજીગિષા, સર્વ જીજીવિષા, સર્વ કોઈ જીવનને સંકેલીને, ખંખેરીને હિન્દુસ્થાન દેશ મુમૂર્ષાનો મોક્ષ શોધતો કાશીની નગરી તરફ ઉપડ્યો. ગંગામાં જેવી મૃત્યુની મોહિની સમા સરિતામાં હાડ ગાળી વિશ્વેશ્વરના ચરણમાં બેસી જવાની એક માત્ર જંખના એને રહી. કાશી સંસ્કૃતિની મૃત્યુ નગરી સમી બની ગઈ ને એના ઘંટનાદ દેશને ચારે ખૂણેથી જાણે લોકગણને ' બ્રહ્મ સત્યં, જગન્મિથ્યા'નો સાદ સૂણાવી રહ્યા.

જેનાં જીવતાં હાડચામ ચૂંથાતાં હતાં, ને મૃત્યુની વાટે જીવતા લોહીની પગદંડી પડતી હતી, એવા આ જર્જરિત માતંગરાજને મુમૂર્ષાના મોક્ષની વાટે કો સાહેબનો ગયબી નાદ કાને પડ્યો. હાથીએ કાન બંધ કર્યા ને એ સાદ એના અંતરમાં પડ્યો. અંગેઅંગમાં થરથરીને હાથી ઉભો થઈ રહ્યો. એના ઉપર એને વીંટળાઈ વળેલ

મૃત્યુગંધા જનાવર તૂટી પડ્યાં. હાથીમાં હવે તો મરવાની યે તાકાત નથી રહી. મરવાની અશક્તિએ એ જીવે છે. ચૂંથો, ચૂસો, અને હવે એને મરવાને જવા ના દેશો. હાથીનાં હાડમાંસ તો એ મરવા પડે ત્યારે જ નિરંકુશ ચૂંથાય છે. પણ એ જીવતાં મળે ત્યારે એમાં નવી લિજ્જત આવે છે. અહેસાન માનો એ પાક પરવરદિગારનો કે જેણે હાથીને મુમૂર્ષા આપીને આપણને દાંત, ને નહોર આપ્યા! ક્ષણભર તો જનાવરોને ઉજાણી થઈ – મુમૂર્ષાના ફીંગગા તેજથી ચમકી રહેલા ચહેરા ઉપર જલિયાંવાળા બાગના કારમા ઓળા પથરાયા.

પરંતુ લૂંટની ધરફોડીના, બંદૂકની ગોળીઓના, કોઈ અવાજ હિન્દના કાનમાં બાજ્યા નહિ. ડૂબેલા માણસને માથેથી જેમ પાણીના લોઢ ચાલ્યા જાય એમ એના કાન પાસેથી એ અવાજો ચાલ્યા ગયા. પરંતુ એ અવાજોની ધાણીની વચ્ચેથી એક પાતળો અવાજ દેશના કાનમાં કાંઈક નવી વાત કહેતો હતો. એ નવી વાતની વેદનામાં જૂના લોહીના સગડ હાથીને યાદ પણ ના રહ્યા. પાંચસો વર્ષની મૂર્ચ્છા ને મુમૂર્ષાની યાત્રામાં આવો અવાજ પહેલી જ વાર એને સંભળાયો હતો.

જીવ્યા હોત તો તકરારી ગણાત, એવો એક માણસ મૂવા પછી દેવ બન્યો. ને લાખ માણસ એને વળાવવાને શ્મશાને ગયું. દરિયાને કિનારે ચંદન કાષ્ટની ચિતા રચાઈ ને એ ચિતામાં રાજનો ચોર, રાજનો ગુનેગાર લોકમાન્ય થઈને ચીરકાળની નિંદ્રામાં પોઢ્યો. એ ચિતાની ભસ્મ ઉપર ઊભીને એક દૂબળાપાતળા ધના દરજી જેવા માણસે બે બોલ કહ્યાઃ–માત્ર બે જ બોલઃ મુમૂર્ષાના યાત્રાળુ! પાછો વળ. માયાનો મોહ પરહરીને મરવાની શીખ ભૂલી જા–માયાનો મોહ પરહરીને જીવવાનો મંત્ર તને હું આપું!

કાનમાં એ અવાજ ગૂંજ્યો, દેશ ઉભો રહ્યો. મરવાના કેફની મૂર્ચ્છાથી વશ થયેલા આત્માના એકાદ અંશમાં જરાક પણ જીવવાનો

સળવળાટ થયો–ને અંચળો ઉતરી જાય એમ વાર્ધક્ય ઉતરી ગયું. સૂકા ખાખરાને જેમ વસંતમાં કેસૂડાં મોરે એમ દેશમાં નવયુવાની ને નવહામ ખીલ્યાં. કાશીના મંદિરના શીખરની વાટ પેખતા દેશે નજર ફેરવીને એણે અમદાવાદના કાંગરાં જોયાં. ગંગામાયા હાડ રોળવા જનારાએ સાબરમતીનાં નિર્મળાં નીર જોયાં.

દેશે કાયા ખંખેરીને ને એને ચૂસનારી જીવસૃષ્ટિ ખંખેરાઈને દૂર ઉડી પડી. મુમૂર્ષાના વશીકરણમાંથી મુક્ત થયેલા દેશે જીજીવિષાના સંગ્રામનો સંદેશ મોકલ્યો. 'સુત, વિત્ત, દારા, મોહ માયાને ત્યાગો ને આત્માના કલ્યાણનો ખ્યાલ કરો.' એ મંત્ર પાંચસો વર્ષથી દેશની નાડ કબજે કરી બેઠેલો તે ક્ષણમાત્રમાં અદ્રશ્ય થઈ ગયો. અને એને સ્થાને 'સુત, વિત્ત, દારા, મોહ–માયાને ત્યાગો ને દેશના કલ્યાણનો ખ્યાલ કરો.' એ મંત્ર દેશના ખૂણે ખૂણામાંથી, જંગલોમાંથી, ને પહાડોમાંથી, શહેરોમાંથી ને ગામડાઓમાંથી ઊઠયો. ને એ મંત્રની ધૂનના ધૂની બનેલા વીસમીસદીના શ્રમણો બહાર નીકળી આવ્યા.

દુર્બળ દેહદષ્ટિને પામેલા લોખંડ જેવી આંખવાળા એ સાહેબનો સાદ સાંભળીને જે દશ નહિ, વીસ નહિ, હજાર નહિ, લાખ નહિ, બલ્કે લાખો જુવાનો પોતપોતાની સાંકડી સૃષ્ટિ અને દષ્ટિની મર્યાદામાં આવેલાં સર્વસ્વની કુરબાની કરીને બહાર નીકળી આવ્યા હતા. તે માંહેના એક સોહનલાલ પણ હતા. સારી જેવી વકીલાતને એમણે ત્યાગી હતી. અને એમણે જીવનના મંત્રને દેશના જીવનમાં વણી લેવાના કાર્યને પોતાનું માનીને એક છાપુ કાઢ્યું હતું.

હિન્દમાં જુદે જુદે સમયે જુદાં જુદાં માણસોએ જુદાં જુદાં છાપાં કાઢયાં હતાં. એમાંથી કંઈક મશહૂર બન્યાં હતાં. કંઈક નામચીન બન્યાં હતાં. ને કંઈક મરી ગયાં હતાં. પરંતુ 'અખબારે–હિન્દ' જેવું છાપું આજ દિન તક થયું નથી ને બીજીવાર થશે પણ નહિ.

નવજીવનની ઉષાની ઝાકળની સ્વચ્છતા એનામાં હતી. સર્વ રોગનો શોષ કરતી ગ્રીષ્મની તિખાશ એનામાં હતી. પહેલેથી એણે લોકની કલ્પનાને કબજે કરી. દશ વર્ષ સુધી એણે એ કલ્પનાને કેદ રાખી. હજારો વાંચકો એ છાપાના નામના સોગન ખાતા. સેંકડો પ્રજા-પીડકો એના નામની ફાળ ખાતા. લાખો રૂપિયાની લાંચો એની કટારની એક લીટીને પણ વાળી શકી ન હતી. જાન લેવાની ધમકી એના એક અક્ષરને પણ રોકી શકી ન હતી. થોડા માણુસો એ છાપાને 'ચીંથરું' કહેતા ને ઘણા માણુસો કહેતા કે એ ચીંથરું છે એ ખરું છે પણ એ ચીંથરું એવું છે કે જયાંથી દધિચિના કચ્છ ને ભીમના વજ્ર કછોટા બને છે.

અને તરવારની ધાર જેવી રેખાએ ઉભી થતી. એ ઈમારતના શીલ્પી સોહનલાલ હતા. એ છાપું એમનો શ્વાસ હતો ને એ છાપાંનો અનિષ્ય આત્મા એનો પ્રાણુ હતો. એના ઉપર ઉતાવળાપણાનો આક્ષેપ હતો ને ઘણીવાર એ આક્ષેપનું તથ્ય એ સ્વીકારતા. એના ઉપર સામા પક્ષની પ્રમાણિકતા ના કબૂલ કરવાનો આક્ષેપ મૂકાતો. એ આક્ષેપનેય એ સ્વીકારતા. એમના ઉપર આક્ષેપો તો મૂકાતા, પરંતુ જે કેટલીક વાતો એમના કાળઝાળ દુશ્મનો-ને સોહનલાલને દુશ્મનોનો કાંઈ સુમાર ન હતો-પણ એમના સંબંધે કહી શકતા નહિ. તે માંહેની એક વાત એ હતી, સોહનલાલમાં દુરાશય ન હતો. પોતે લખેલું સત્ય માનતા, પરંતુ અસત્ય જણાય તો પણ વળગી ના રહેતા. થયેલી ભૂલોને માટે સામે આવીને માફી માગવામાં એમને સંકોચ ન હતો. એમને પૈસાનો લોભ હતો નહિ ને પૈસાને માટે એ કદી કાંઈ ન કરતા. એવા સોહનલાલ હતા.

એવા એ સોહનલાલને સર નીચલદાસને ત્યાં બનેલો આખોય પ્રસંગ અસાધારણું વ્યાધિકર થઈ પડયો. યશવંતે એમની દશ વર્ષની કારકિર્દી ઉપર કાલિમા લગાવી હતી. સોહનલાલે ધંધો સ્વીકાર્યો

પહેલાં છાપાવાળાનો ધંધો ને છાપાવાળાની કામગીરી કનિષ્ટ મનાતાં હતાં. સોહનલાલે એ ધંધાને આબરૂદાર બનાવ્યો. સાહસોથી જાજવલ્યમાન બનાવ્યો. સદંતર નિસ્વાર્થી પ્રમાણિકતાથી સર્વશ્રેષ્ટ બનાવ્યો. ખુશામતખોર કે ચુગલખોર બુધવારિયાંમાંથી સોહનલાલે છાપાંને જાહેર હિતની તલવાર પદે સ્થાપ્યું.

એવી એની ઈજ્જત હતી ને તે આજે ત્રાજવામાં તોળાતી હતી. યશવંતે એના છાપાંને મલિનતાનું સાધન બનાવ્યું હતું. સોહનલાલને એ મલિનતાનું લાંચ્છન ધોઈ નાંખવાનો એક માત્ર રાહ દેખાયો. યશવંતની પાસેથી સર નીચલદાસના પત્રો પાછા મેળવવા અને પોતે વાંચ્યા સિવાય જ સર નીચલદાસને પાછા સુપ્રત કરવા. અલબત્ત, યશવંતને ફારગ કરવા સંબંધે આ સમયે વિચારને કાંઈ સ્થાન ના હતું.

યશવંત જ્યારે હસીનાની મલાકાત લઈને પાછો ફર્યો ત્યારે એણે સોહનલાલને ઑફિસમાં બેઠેલા જોયા. ઘરમાં ઘૂસી ગયેલા સાપની બહાર નીકળવાની રાહ જેટલી ચાલાકતાથી ઘરધણી જુએ એટલી ચાલાકતાથી એ યશવંતની રાહ જોતા હોવા જોઈએ, કેમ કે યશવંત જેવો પોતાના કમરામાં દાખલ થયો કે તરત જ સોહનલાલનો સાદ આવ્યો. અને અચાનક ધડકી ઉઠેલા દિલના ડંખે યશવંતને જણાવ્યું કે એની રમત પરખાઈ ગઈ છે. યશવંતના દિલને અત્યારે કાર્યાલયમાંથી સો ગાઉ દૂર નાસી જવાની વૃત્તિ થઈ. એના પગ એને સોહનલાલ પાસે લઈ ગયા.

'બેસો!' સોહનલાલે કહ્યું.

યશવંત બેઠો. એની આંખો સોહનલાલ સાથે મળી ના શકી.

'યશવંત!' સોહનલાલે વાતનો આરંભ કર્યો: 'મને તમારી બધી વાતની ખબર પડી છે. તમારા ભરોસા ઉપર મેં મારી આખીયે

કારકિર્દી છોડી દીધી હતી, એમાં મને લાગે છે કે તમારી લાયકાતને બદલે મારી બેવકૂફી હતી. હવે એ વાતો ઉખેળવાથી કાંઈ શ્રેયસ નથી. ઉઘાડી આંખે તમે તમારો માર્ગ લીધો છે, ને મારો માર્ગ આજ દસવર્ષથી મેં નક્કી કરી રાખ્યો છે. મારો ને તમારો મેળ હવે બાઝી શકશે નહિ. તમે અહીંથી જાઓ તે પહેલાં મારે તમને એક વિનંતિ કરવાની છે. સર નીચલદાસના પત્રો તમારી પાસે છે. એ મને સોંપી દો !'

'મારી પાસે કાંઈ નથી.' યશવંતે કહ્યું.

'તમારી પાસે તો એ હોવા જ જોઈએ.'

'મારી પાસે નથી, એ હું ખરેખરું કહું છું.'

સોહનલાલ ચૂપ રહ્યા.

'–પણ મારી પાસે એ પત્રો હોય તોયે હું ના માનું ને ન આપું. એ પત્રોનું પ્રકાશન જાહેર હિતમાં થવું જ જોઈએ.'

'તમે ભૂલો છો. પરંતુ તમારી ભૂલ તમને સમજાવવાની મહેનત કરવી એ કાલક્ષેપ કરવા જેવું છે. જાહેર હિતમાં પ્રસિદ્ધિ કરવી જોઈએ કે નહિ એની કસોટી તો કેટલીક છે. એમાંની મુખ્ય એક છે કે એવી પ્રસિદ્ધિથી તમને પોતાને કાંઈ અંગત ફાયદો કે નહિ ?'

'એટલે તમે એમ સૂચવવા માગો છો કે આવી પ્રસિદ્ધિ કરવામાં મારો અંગત સ્વાર્થ છે ?'

'હું એમ નથી માનતો.'

'ત્યારે ?'

'હું જાણું છું.'

સોહનલાલના આ સીધા આક્રમણથી યશવંત સ્તબ્ધ બન્યો. સોહનલાલને આ ખબર ક્યાંથી પડી એ જેમ એને મન કોયડો

હતો, તેમ જીવનભરના સર નીચલદાસના વિચારો, કારભાર પ્રણાલિકા વગેરેના કટ્ટર વિરોધી સોહનલાલ આવી પ્રસિદ્ધિ અટકાવીને સર નીચલદાસને માનભંગ થતાં કેમ રોકે છે એ પણ એને મન સમસ્યા રહી. સોહનલાલની સાથે આટલો લાંબો સમય રહેનાર માણુસના મનમાં આ સવાલ જાગ્યો એ બતાવે છે કે પારસમણિ પણ બધાં જ લોઢાંને કંચન બનાવી નથી શકતો. યશવંતને લાગ્યું કે જેમ સર નીચલદાસે સંભાવ્ય પ્રસિદ્ધિ રોકવામાં યશવંતનું દિલ ઊભું કર્યું હતું, તેમ જ સોહનલાલનું પણ કોઈ ને કોઈ દિલ ઊભું કર્યું હોવું જોઈએ. એટલે જ અત્યારે સોહનલાલ સાપને ઘેર પરોણો સાપ જેવી વાત કરતા હતા! વારૂ! તો પછી એટલું જ સોહનલાલે સમજી લેવાનું રહ્યું કે સોહનલાલનું ધાર્યું બધો વખત પાર ઉતરે એવું કાંઈ થોડું જ છે!

'જેમ હું તમને ખાતરી નથી કરાવી શક્યો કે આ પ્રકારની પ્રસિદ્ધિ અખબારી લડાઈનું સંપૂર્ણ વાજબી શસ્ત્ર છે, તેમ તમે પણ મને ખાતરી નથી કરાવી શક્યા કે એ વાજબી શસ્ત્ર નથી. એટલે હું જે કરું છું તે મારી પોતાની જવાબદારી ઉપર...' યશવંત મનમાં હસ્યો કેમ કે જે વાત પોતે આટલી છાતી ઠોકીને કહેતો હતો એ વાત તો થવાની જ ના હતી! યશવંતને તો માત્ર સમય જોઈતો હતો. સોદો પાર ઉતરે નહિ ત્યાં સુધી આવી પ્રસિદ્ધિ થવાની નથી એટલું સોહનલાલ જાહેર ના કરે, એટલું જ એને જોઈતું હતું. અને બન્ને વચ્ચે કોઈ જબરા સિદ્ધાન્તનો ભારે ચર્ચાસ્પદ વિરોધ છે એવી હવા જમાવવાની યશવંતને પોતાની નેમ બર લાવવા માટેની એક માત્ર બારી હતી!

'આપણો સંબંધ તો પૂરો જ થાય છે. કાલથી જ હું પોતે જ છાપું સંભાળી લેવાનો છું. માત્ર અત્યાર સુધીના મારા વિશ્વાસનો અને અત્યાર સુધીના છાપાના અધિપતિ તરીકેના તમારા સ્થાનનો ઉપયોગ

કરીને તમે જે પત્રો મેળવ્યા છે તે એક સદ્‌ગૃહસ્થને છાજે એમ મને સોંપી દો. એટલું હું તમારી પાસેથી માગું છું.'

આવતી કાલે રૂ. દશહજાર એના થવાના હતા! સોહનલાલને એ ખબર છે? યશવંતને દશહજાર મળવાના હતા! એવો દશ હજારનો માલિક શા માટે બસો રૂપિયાની પારકી ગુલામી કરે! સોહનલાલને સંબંધ પૂરો કરવો હોય તો ભલે કરી લ્યે. ભલું થયું ને ભાંગી જંજાળ. પોતે ધારે તો પરમ દિવસે જ બીજું છાપું કાઢી શકે. જે હાથોએ અખબારે-હિન્દને મુલ્ક મશહૂર બનાવ્યું હતું એ જ હાથો બીજા છાપાંને પણ એટલું જ મશહૂર બનાવી શકશે. યશવંત પોતાના યશોગાન ગાનારા મિત્રો સિવાય બહારના લોકો સાથે મુદ્દલ ભળ્યો ન હતો. પણ છતાં લોકો તો યશવંતને જ છાપું અને યશવંતને સોહનલાલને બનાવનાર તરીકે પિછાને છે. એવો સર્વ સામાન્ય લોકમત હોવાની બાબતમાં યશવંતને શંકા ન હતી.

'મને તો લાગે છે કે મારે આજથી રુખસદ લેવી જોઈએ.' યશવંતે બહારથી વિનમ્રસ્વરે કહ્યું: 'સિદ્ધાન્તનો મતભેદ ઊભો થાય ત્યારે બીજો માર્ગ અખત્યાર કરવો મારે કે તમારે બન્ને માટે અશક્ય છે. પરંતુ મારે તમને જણાવી દેવું જોઈએ કે ચર્ચાસ્પદ પત્રો તમારા પત્રની કટારોમાં નહિ તો બીજાં અખબારમાં પણ પ્રસિદ્ધ તો થવાના જ છે.'

આ આખરીનામા સાથે યશવંતે વિદાય લીધી. અને એની પોતાની કલ્પના મુજબ એણે માનભર અને છાપ પાડે એવી રીતે વિદાય લીધી હતી. પોતાના આગ્રહ આગળ સોહનલાલ નાઇલાજ થઈ ગયા હશે એમ યશવંતને પોતાની જાતને મનાવતાં સંકોચ ન આવ્યો. ચાલો ખેર! નોકરી ગઈ તો સ્વતંત્રતા મળી! દશ હજાર રૂપિયાની સામે બસો રૂપરડીનો શો હિસાબ છે?

એને કલ્પના પણ નહોતી કે સોહનલાલના દિલમાં તો અત્યારે એક જબરી વેદના હતી. જેને પોતે પોતાનો માન્યો હતો, પોતાનો ગણી રાખ્યો હતો એને એ અવનતિના માર્ગે વળતાં રોકી ના શક્યો! એ વેદના ગહરી તો એ વિચારે બનતી હતી કે પોતે યશવંતમાં મૂકેલા અપાર વિશ્વાસે જ યશવંતને નીચે પછાડવાની તક આપી હતી! સોહનલાલને લાગે વળગે છે ત્યાં સુધી એનો નિરધાર તો અવિચળ હતો. કેવળ 'અખબારે – હિન્દ' અખબાર જ નહિ, પરંતુ એ અખબાર સાથેના સંબંધથી પ્રાપ્ત થતા સંયોગોનો પણ કોઈનાથીયે દુરુપયોગ શક્ય ના થવો જોઈએ. સર નીચલદાસના પત્રોની પ્રસિદ્ધિ તો અટકવી જોઈએ! બલ્કે પ્રસિદ્ધિ તો થવાની જ ન હતી એ તો સોહનલાલ સમજતો હતો. એ પ્રસિદ્ધિની શક્યતાની ધમકી પણ અસંભવ બનવી જોઈએ. પણ એ પત્રો હતા ક્યાં? યશવંતના કબજામાં હોય તો મેળવવા કેમ? એના કબજામાં ન હોય તો મેળવવા કેમ? યશવંતે વાતના આરંભમાં એક બે વાર કહ્યું હતું કે એ પત્રો હજુ સુધી એના કબજામાં આવ્યા ન હતા? એ સાચું હતું? ખોટું હતું? એ તપાસવા જોગ વાત હતી.

## પ્રકરણ પંદરમું

# પત્રોની શોધમાં

કોઈ પણ મોટા શહેરમાં જઈને તમે જોશો તો એના બે સાફ વિભાગો પડેલા દેખાશે. એક વિભાગમાં માનના હક્કદાર, માનના વારસદાર ને માનના અધિકારીઓ રહે છે. બીજા વિભાગમાં અપમાનના ભોગ બનનારાઓ, અપમાનને જ બીજા જીવન તરીકે જોનારાઓ ને અનુભવનારાઓ, રહે છે. આ બે વિભાગોના સંધિસ્થાન ઉપર એવી વ્યક્તિઓ રહે છે જેમના માનના દાવાઓ ક્યારનાયે રદ થઈ ચૂક્યા છે, પણ જેઓને અપમાન પહોંચાડતાં પહેલાં જરા રાહ જોવામાં આવે છે—જીવનનો સંગ્રામ જેમણે ખોયો છે, અથવા તો જેમને એ સંગ્રામમાં જય પામવાના કોઈ કરતાં કોઈ સંયોગો નથી, છતાં જેઓ લડાઈના મયદાનમાં નિરાશા ભરી ચીવટથી ઉભા રહ્યા છે, એવાઓના આવાસો અહીં હોય છે. હીણપતની કાલિમા નીચે આવા સ્થાનોમાં જે બૂરાઈઓ વિચારાય છે એનો જોટો નથી. જે સારપ દેખાય છે અનો પણ જોટો નથી. જે લોભ, લુચ્ચાઈ, અને બદસૂરતી અહીં દેખાય છે એનો પણ જોટો નથી. જે ત્યાગ, જે ખમીર અહીં દેખાય છે એનો પણ જોટો નથી. વિજયને પચાવવો

જેટલો મુશ્કેલ છે એનાથી હજારગણું મુશ્કેલ કામ પરાજયને જીરવવાનું છે. સમાજના લપસણા પાટિયા ઉપર સરકતાં માનવીઓ વધારે નીચે નહિ જવા માટે પાટિયાંને છે ત્યાં જ બાઝી રહી શકવા માટે ગમે તે કરી છૂટે છે – અને બીજા અભાગીઓને લપસતો અટકાવવા માટે ગમે તેવા ત્યાગ પણ કરે છે. ખારા સમુદ્રમાં ડૂબેલા જહાજના ભંગારને બાઝી રહેવા માટે માનવી જેવી મથામણ કરે છે, એવી મથામણ જીવન સમુદ્રમાં ભાંગેલી નૌકાના ભંગારને વળગી રહેવા માટે અહીં માનવીઓ કરે છે.

આવી એક હોટેલ હતી, જેમાં હસીના રહેતી હતી. એ હોટેલમાં સોહનલાલ આવ્યો. એણે આવીને મેનેજરની મુલાકાત લીધી.

‘ મારે આ હોટેલમાં થોડું રહેવું છે. ’

‘ બહુ સારું. આપની જ હોટેલ સમજો. ’

‘ તમારે ત્યાં રૂમ ખાલી છે ? ’

‘ હાસ્તો. હું બતાવું. ’

‘ મને આ હોટેલનું નામ ક્યાંથી યાદ આવ્યું ? અમારા જ ગામનાં એક બાઈ અહીં રહેતાં હતાં. ’

‘ શું નામ, એમનું ? ’ મેનેજરે ચાવીનો ઝૂડો શોધવા માંડ્યો.

‘ એમનું નામ ? નામ તો હું ન ભૂલતો હોઉં તો હસીના કે હુસ્નઆરા કે એવું કાંઈક હતું. ઘણાં વર્ષો થયાં એટલે ખ્યાલ નથી રહ્યો. ’

‘ હસીનાબાઈ હજીયે અહીં જ રહે છે, રૂમ નાં. ૩૬ માં. ’

‘ છત્રીસમાં ? ત્યારે તો બીજે માળે ? ’

‘ ના. એ પહેલે માળે. ’

'બાઈ સારી લાગી. હું પોતે એમને તો ન ઓળખું, પણ એમના કુટુંબને પિછાનું ખરો.'

'લાગે જ છે ખાનદાન કુટુંબનાં. આટલાં વર્ષથી અમારે ત્યાં રહે છે, પણ અમારે એમની સાથે કશો ઝઘડો નથી પડ્યો. પોતે ગમે તેવી આપદા ભોગવે પણ હિસાબમાં જરા યે ગફલત નહિ!'

'એમ જ હોયને? હિસાબમાં નિયમિત ન રહે એ માણસ શા કામનું?' સોહનલાલને હવે હસીનાની વાતમાં રસ નહોતો રહ્યો. એને એક વાત જાણી લીધી–જે જાણવી હતી તે. હસીના કયે માળે અને કયા રુમમાં રહે છે તે.

મેનેજરે ચાવીનો ઝૂડો લીધો ને ચાલવા માંડ્યું. સોહનલાલ એની પાછળ પાછળ ચાલ્યો. મેનેજરે રુમો બતાવવા માંડી. ને સોહનલાલે જોવા માંડી. ભોંયતળિયે, પહેલે માળે, બીજે માળે ખાલી પડેલી રૂમો સોહનલાલે જોઈ. બહુ જ શાંતિથી જોઈ. વાત એ હતી કે એણે તો પોતાની પસંદગી કરી લીધી હતી. પણ પોતાની પસંદગીની પાછળ કોઈ સંકેત હોવાનું એને બતાવવું ન હતું.

રૂમ નં. ૩૬ થી બે રૂમ આગળ એક રૂમ ખાલી હતી. સોહનલાલે એ પસંદ કરી હતી, પણ હસીનાની રૂમની પાસેની જ રૂમ લેવામાં કેવળ જોગાનુજોગ સિવાય વિશેષ નથી એમ એને બતાવવું હતું.

રૂમ નં. ૩૬ ની પાસેથી પસાર થતાં એના ઉપર તાળું જોઈને સોહનલાલે સવાલ પૂછ્યો:

'આ ખાલી નથી?'

'હમણાં આપણે વાત કરતાં હતાં એ હસીનાબાઈ એમાં રહે છે ને?'

'બહાર ગયાં લાગે છે?'

'હા. એ તો રાતના કામે ગયાં છે. સવારે આવશે.'

'આ બાજુની રૂમ પણ બંધ છે?'

'એ તો જરા બહાર ગામ ગયાં છે.'

'ઠીક. ત્યારે રાખોને આપણે ૩૮. ક્યાં ઝાઝું કામ છે? મારે તો એક ભાઈને મળવાનું છે, ને એમને મળીને ચાલ્યા જવાનું છે. મને તો એક દિવસ થાય કે એક મહિનો યે થાય.'

'તો તો તમારે છૂટકને હિસાબે રુમ અપાશે.'

'ભલે ને ગમે તે હિસાબે આપો, એવા હિસાબને કોણ રૂવે છે?'

સોહનલાલે ગજવામાં હાથ નાંખ્યો. એમાંથી પચાસ રૂપિયાની નોટ એમણે બહાર કાઢી. મેનેજરના હાથમાં નોટ મૂકતાં કહ્યું: 'આટલા પૈસા હમણાં રાખો. પછી બીજી વખતે વધઘટ સમજી લેશું.' હોટેલના મેનેજરની રૂપિયાની માટેની ફીકર ટાળવાનો સોહનલાલે સર્વકાલે સર્વક્ષેત્રે ફલદાયી માર્ગ લીધો.

મેનેજરે નોટ ગજવામાં મૂકતાં કહ્યું: 'તમારે રસીદ જોઈતી હોય તો........'

'ના રે રસીદનું વળી ધતીંગ શું કામ કરવું જોઈએ? રસીદ હોય યા ન હોય, તમે થોડી જ ના પાડવાના છો કે પચાસ રૂપિયા મેં નથી લીધા?'

'અરે સાહેબ! એ શું બોલ્યા? અમારો ધંધો જ એવો કે મથરાવટી મેલી થાય. બાકી ખરી રીતે તો અમે પણ વેપારી લાઈનના જ માણસ છીએ.' મેનેજરને આ નવો ગ્રાહક મનપસંદ લાગ્યો.

'બસ, જો આપને આ રૂમ અનુકૂળ હોય તો લાવો સામાન.'

'અનુકૂળ શું ને પ્રતિકૂળ શું મુસાફરને? જ્યાં ત્યાં રાતે પડયા જ રહેવું છે ને? સામાનમાં તો મારી એક બેગ છે. ઝાઝા સામાનની લપ શું કરવા જોઈએ?'

'હાસ્તો. ને જોઈએ તે તો આ મોટા શહેરમાં ક્યાં નથી મળી રહેતું. મોટા શહેરમાં તો માત્ર માબાપ ન મળે. અને આજકાલ તો માબાપને પણ બાકાત રાખવાની આમન્યા ક્યાં રહી છે?'

મેનેજરે કહ્યું: 'આપનું નામ?'

'મારું નામ? લખોને દેવદાસ!'

'દેવદાસ? પેલા ફીલમવાળા?'

'નારે ભાઈ! ફીલમતો હવે થશે?'

'તમેય કોઈ ફીલમવાળા લાગો છો?'

'કાંઈક એવું ખરું.'

'હસીનાબાઈ એ રૂમ પછીના તમારાં પાડોશી પણ ફીલમના ધંધામાં છે.'

'હશે.' સોહનલાલને આ સમયે હસીનામાં પોતાનો રસ હરગીજ બતાવવો નહતો.

'નોકરી આકરી ખરી.' પોતાના તમામ જ્ઞાનનો લાભ સામાની ઇચ્છા અનિચ્છાએ પણ આપવાનો મેનેજરનો સાફ ઈરાદો દેખાયો: 'કો' કો'ક દિવસ તો રાતની રાતો કામ કરવું પડે. ઉજાગરા ન ખેંચી શકે એનું તો એ ધંધામાં મોત જ થાય.'

'પણ આજકાલ તો પૈસા પણ એજ આપે છે ને?'

'હસીનાબાઈ પણ એમ જ કહેતા હતાં! આપને માટે ચાહ મોકલાવું? કે ભોજન લેશો?'

'ના. અત્યારે તો કાંઈ જમવું નથી. માત્ર ચાહ મોકલાવો તો ઠીક. પછી તો મારે સૂઈ જવું છે.'

'આઠ વાગ્યામાં? સીનેમા નાટક જોવા જવું હોય તો જાઓને. રાતે ગમે ત્યારે આપણા દરવાજા ખુલ્લા હોય છે.'

'એક તો લાંબી મુસાફરીએથી આવ્યો છું, ને બીજું શહેરમાં રખડયો છું; એટલે આજ તો ઊંઘ જ ખેંચવી છે.'

'હા. હજાર કામ પડતાં મૂકીને પણ પહેલાં ઊંઘવું. હમણાં જ ચાહ મોકલાવું છું.'

મેનેજરે આખરે વિદાય લીધી. અને સોહનલાલ એકલો પડયો.

અને પોતે જે કામે આવ્યો હતો એ કામ ઉપર એના વિચારો સહેજે વળ્યા.

એની નેમ હતી હસીનાના કમરામાં કોઇને કોઇ રીતે પ્રવેશ કરવાની અને કાગળોની તપાસ કરવાની. સવાલ માત્ર એ હતો કે એ સમયસર હતો કે મોડો? એ સમયસર હોય તો પત્રો કેમ મેળવવા? મોડો હોય તો પત્રો કેમ મેળવવા?

સમયસર હોય તો, તો, તો......તો...તો......વારુ પત્રો ઉઠાવી જ લેવા – જો મળે તો. ધણીની ગેરહાજરીમાં પત્રો ઉઠાવવા એ ચોરી તો છે જ, પણ ચોરી શાની? કયાં એ પોતાના અંગત લાભ માટે કાંઈ કરતો હતો? પારકા માણસને નિર્ભય કરવા માટે અને પોતાની નીતિ મત્તતા જાળવવા જે કાંઈ કરવું પડે એ ચોરી કહેવાય?

જવા દો એ વિચાર! કેટલીક વાર વિચારોનો પણ પીછો નહિ લેવો જોઈએ.

હસીનાના રુમને એના રુમ વચ્ચે તો અંતર ન હતું. હસીના આખી રાતના કામ ઉપર રોકાયેલી રહેવાની હતી. પોતાની પાસે બધાં તાળાંને લાગુ પાડે એવી ખાસ ચાવી હતી.

સોહનલાલને આ કામ ખાસ ગમતું હતું એમ તો હતું જ

નહિ. બલ્કે એના સાહસિક જીવનમાં એને જે કેટલાંક અણગમતાં કામો કરવાં પડેલાં એમાં વધારેમાં વધારે અણગમતું કામ આ હતું. આખરે તો વાત એ હતી કે એ એક હિજરાયેલી અબળાના ઘરમાં ખાતર પાડવાનો મનસૂબો સેવતો હતો. પરંતુ પોતાની નેક દાનત પૂરવાર કરવાને માટે અત્યારે એને માટે આજ માર્ગ હતો. પોતાની પ્રમાણિકતા પૂરવાર કરવા માટે એને ચોરી કરવાની હતી. કેવી વિચિત્ર ઉગ્ર સ્થિતિ હતી એને માટે! પોતાનાં ચારિત્ર્યની નિર્મળતા એ ત્યારે જ પૂરવાર કરી શકે, જ્યારે એ એક વેશ્યા – જેવી પતિત, વિધવા જેવી અનાથ અને બેકાર જેવી અસહાય નારીના ઘરમાંથી ચોરી કરે. સર નીચલદાસ 'બ્લેક–મેઈલ્' થતો હતો! કબૂલ! પણ 'બ્લેક–મેઈલ્' થવાને એ પાત્ર ન હતો. જેઓ બધા 'બ્લેક–મેઈલ્' થાય છે, તેઓને 'બ્લેક–મેઈલ્' સામે રોષ બતાવવાનો અધિકાર હોય છે ખરો? 'બ્લેક–મેઈલ્' એટલે વધારે સ્વાર્થી–લુચ્ચો–માણસ–વધારે દંભી. માણસને સતાવે એ જ કે નહિ? કદાચ બધા સંજોગોમાં એવું ન હોય તો પણ જે સંજોગમાં એવું હોય ત્યાં દંભી માણસનો પક્ષ ખેંચીને સ્વાર્થી માણસને ઉઘાડો પાડવામાં જ પોતાની પ્રમાણિકતા સમાઈ છે, એમ માનવું એ મનની જોઈએ એ કરતાં વધારે પડતી આળપ તો નથી?

જવા દો એ બધા તર્ક જવા દો. જે કામને માટે આવ્યા છો એ જ કામ પૂરું કરો. એમ પણ બને કે એ મોડો જ થયો હોય. એમ પણ બને કે એ પત્રો હસીનાના કબજામાંથી બહાર ચાલ્યા ગયા હોય, એમ પણ બને કે હસીનાના કમરામાં પ્રવેશ કર્યા પછી એને પત્રો મળે નહિ, અને એનો ફેરો ફોક જાય......હા. હા. એમ જ થવાનું એ તો. યશવંત કાંઈ એવો મૂર્ખ ન હોય કે પત્રોનો કબજો લીધા સિવાય છાપાંનો કબજો છોડવાની સ્થિતિ પોતાને માટે ઊભી કરે. યશવંત શરાબી બની ગયો હતો એ વાત સાચી, પણ શરાબી મનુષ્યો જ્યારે નશામાં નથી હોતા ત્યારે તો પાકી નઠોરતા

ભરી મતલબ એમના આચાર-વિચારોમાં હોય છે. યશવંત ઉઘાડી રીતે જોખમ ભરી રમતનો મહત્ત્વનો દાવ ચૂક્યો હોય એ કેમ માની શકાય ? નહિ. પત્રો તો યશવંત પાસે જ હોવા જોઈએ. હસીનાના કમરામાં પત્રો હોવા જ ન જોઈએ. પત્રો હસીના પાસે હોવાની સંભાવના એને સૂઝી જ કેમ ? કઈ વહેવારિક ગણતરીએ એણે આવી હોટેલમાં અજ્ઞાતવાસ કરવાનું ઉતાવળું પગલું ભર્યું ?

પણ હવે જ્યારે પોતે આટલે સુધી આવ્યો છે, ત્યારે...ગમે તેમ પણ એ પોતે જાતે ખાતરી કરે તો પછી પોતાની નૈતિક જવાબદારી એણે પૂરેપૂરી અદા કરી છે એમ એને લાગે. ગમે તેમ વધારે વિચાર કર્યા સિવાય એણે માથે લીધેલું કામ અનિવાર્ય-અનિષ્ટ તરીકે પાર ઉતારી લેવું.

નીચેથી ચાહ આવી. એ પીવાનું કામ એણે પૂરું કર્યું. 'બોય' પાછો ગયો અને સોહનલાલે ચાલીમાં નજર નાંખી.

દરેક કમરાની બનાવટ એક જ સરખી હોવાની વાત તો મેનેજરે એને કહી હતી. પોતાનો કમરો એક નાનો પણ નહિ ને મોટો પણ નહિ એવો મધ્યમ માપનો હતો. કમરાની પાછળ એક પેટાકમરા જેવું હતું. એમાં બાથરૂમ પણ હતો, ને કુદરતી હાજતો પૂરી કરવાનો નાનો કમરો પણ હતો. નહાવાની ઓરડીની વચ્ચે ખાલી જગ્યા હતી. ને ત્યાંથી બહાર ઝરૂખામાં જવાતું. દરેક કમરાને પાછળ એક નાનો અલાહિદો ઝરૂખો હતો. માણસ સાચવીને ચાલે તો ઝરૂખા વાટે પણ ઝરૂખાના કઠેરાને અને બહારની કિનારને ટેકવી ટેકવીને કોઈ પણ બીજા કમરામાં જોખમી માર્ગ કરી શકે એમ હતું. આગલા કમરાનું બારણું આગળની ચાલીમાં પડતું ને એ બારણાની બાજુમાં એક એક મોટી ખુલ્લી બારી હતી. ચાલીમાં હારબંધ આવેલા ઓરડાઓનાં અને બારીઓનાં બારણાં પડતાં હતાં.

આમ કોઈ પણ કમરામાં જવાના બે રસ્તાઓ હતા. હોટેલના કમરાઓના આ ઝરૂખાઓ બહાર રસ્તા ઉપર પડતા હતા, અને સોહનલાલે એ પણ જોયું કે બહારનો રસ્તો પણ રાહદારીઓના અવરજવર વાળો ન હતો.

રાતના દશેકનો હવે સુમાર થયો હતો. અને સોહનલાલે બહાર ચાલીમાં નજર નાંખી. બધા જ કમરાનાં બારણાં બંધ હતાં ને એમાંથી ઘણાખરાંને તો તાળાં હતાં. આવી હોટેલોમાં જે માણસો રહે છે તેઓ બનતાં સુધી તો રાતના દશ વાગ્યાને ' સાંજ 'ના જ નામથી સંબોધે છે ને ઓળખે છે.

સોહનલાલ હીંમતવાન માણસ હતો, પણ અત્યારે એની છાતી ધડકતી હતી. સોહનલાલના હાથો ઠરેલ હતા, પણ અત્યારે એના હાથ કંપતા હતા. જે પ્રકારનાં માણસની સામે એના જેવા સ્વભાવનાં માણસનો ઘા હરગીજ પણ નહિ હોવો જોઈએ, એવો ઘા એ કરવા જતો હતો. પારકા માણસની નજરમાં પોતાની ઈજ્જતને સ્થાપવામાં એ પોતાના અંતરાત્માની સન્મુખ પોતાની ઈજ્જત ગુમાવવા જેવી ભારે ભૂલનાં પગલાં ભરી રહ્યો છે એવી ગવાહી એના દિલમાં અત્યારે જાગતી હતી. એને દબાવીને એ તિક્ષણ વૃત્તિએ ચારે પાસ નજર નાંખતો ચાલ્યો.

તકદીરે જ એને માટે એક અણધારી સગવડ કરી દીધેલી દેખાઈ. બારણાની બાજુમાં એક એક બારી પડતી હતી, ને આ બારી સળિયા વગરની ખુલ્લી હતી.

અને હસીનાના કમરાની બારી અધખોલી હતી ! સોહનલાલને તાળાંને ચાવી લાગુ કરવા જેવું કાંઈ ના રહ્યું.

અને બારીને ધકેલીને–બારીનું બારણું ઉઘાડીને સોહનલાલ

હસીનાના કમરામાં આવી ગયો ! એણે વીજળીની હાથબત્તીને। પ્રકાશ કર્યો. આ પ્રકાશ બહાર રેલે નહિ એ માટે એણે બારી અને બારણાના અંદરના પડદા ખેંચી લીધા. વધારે સાવચેતી માટે એણે પોતાની હાથબત્તી ઉપર પોતાનો હાથરૂમાલ ઢાંકયો.

અને પછી એણે આસપાસ પોતાની નજર ફેરવી !

## પ્રકરણ સોળમું

### ઘર-પ્રવેશ

સોહનલાલે સૌથી પહેલી નજર ફેરવી ત્યારે તેમને અત્યાર સુધી જેનો બિલકુલ ખ્યાલ સરખો પણ નહિ આવેલો એ વસ્તુ-સ્થિતિ દેખાઈ. હોટેલનું મકાન જૂના જમાનામાં નવી ફેશનનું મનાતું હતું-એવી બાંધણીનું હતું. ત્યારે માણસ રસ્તા ઉપરની રજ ઘરમાં આવવાની સંભાવનાથી ડરતું રહેતું હતું. રસ્તા ઉપરનો કોલાહલ ઘરમાં દાખલ થવાના ખ્યાલથી ત્રાસતું હતું. રાતે કે માલિકની ગેરહાજરીમાં દિવસે અજાણ્યા માણસોને ઘરની અંદર નજર કરવાની જરા સરખીએ તક આપવાથી દૂર ભાગતું હતું......જે જમાનામાં માર્ગ વ્યવહાર વધારે કોલાહલ ભર્યો હતો, ઠગ લોકો વધારે પડતી છૂટથી પોતાનું કામ કરી શકતા હતા અને ચેપી રોગના જંતુઓ શહેરની હવામાં સતત ઉડયા કરતાં હતાં, એ જમાનાની બાંધણી હોટેલની હતી. એટલે આગળ કે પાછળ બારી કે બારણાં ઉપર કે દીવાલોમાં હવાના નિરંતરાય અવરજવર માટેનાં વા-બારાં નહોતાં. સોહનલાલને લાગ્યું કે બારીને બારણા બંધ હોય ત્યારે એ નિર્ભયતાથી અંદરની બત્તી કરી શકે છે ખરે. સોહનલાલે વીજળીની બત્તીની ચાંપ દાબી.

અને હસીનાનો કમરો જાણે ચિત્રપટ ઉપર આવતો હોય એમ સોહનલાલની આંખ સામે વીજળીની રોશનીમાં પ્રકાશી ઊઠ્યો.

એ કમરો કેવો હતો ! વહી ગયેલી બરકતનો પડછાયો જાણે શેષ રહી ગયો હોય એવો. ખરીદી કરી હશે ત્યારે મૂલ્યવાન હશે પણ અત્યારે તો ઘસાઈ ઘસાઈને ભાંગ્યાના વટાવ સમી બનેલી વસ્તુઓ જ એ કમરામાં પડી હતી.

અને કમરાની મલ્લિકાએ એ વહી ગયેલી રિદ્ધિસિદ્ધિનાં હાડકાંઓને ઢાંકયાં હતાં કેવી રીતે ? ઢાંકવાની મહેનત લીધી હોય, પણ મહેનત નકામી નીવડવાથી નિરાશ બનીને મહેનત કરવી છોડી દીધી હોય એવી ગવાહી ઠેર ઠેર મળતી હતી. કબાટનો અરીસાનો કાચ ઘસાઈ ગયો હતો, મલ્લિકાની જુવાનીની જેમ. અને એના ઉપર ફાટેલી સાડીમાંથી કટકો કાપીને પડદો નાંખ્યો હતો ! ટીપાઈનો એક પાયો તૂટી ગયો હતો. એ તરફ ટીપાઈ એણે દીવાલની સાથે ટેકવી હતી !

અને પછી સોહનલાલની નજર સૂવાના ખાટલા ઉપર, દીવાલમાં લટકાવેલી એક તસ્વીર ઉપર પડી !

એ તસ્વીર હતી વીસેક વર્ષની એક બાળાની ! એના નખમાંથી જાણે સૌન્દર્યનો પ્રવાહ વહેતો હતો ! એની ગુલછડી જેવી કાયા ઉપર રૂપ જાણે અરમાનની ફણા માંડતું હતું. એની શાનદાર આંખો રૂપ ગર્વિતાના વિજયના ઘેનથી ભરેલી હતી. મહામૂલ્યવાન વસ્ત્રો એણે સજ્યાં હતાં. એની પગની મોજડીની અણીથી માંડીને એના માથામાં નાંખેલી વેણીના ફૂલ સુધી એ બાળા રૂપની જાજરમાન વિજીગિષાથી થનગનતી લાગતી હતી. વીસમીસદીના કો વિશ્વામિત્રની એ જાણે મેનકા બની શકે એવી હતી ! એ બાળા હતી હસીના ! આઠ વર્ષ પહેલાંની. ચિત્રપટની દુનિયાની સામ્રાજ્ઞી ! નારીની દુનિયાની એક એક મૂલ્યવાન

વાસના હતી. એ કમનીય હતી. રમણીય હતી. એ હતી ત્યારે તો ખરે જ હસીના હતી.

સોહનલાલ એ તસ્વીર સામે જ જોઈ રહ્યો. ક્ષણભર એ તસ્વીર ઉપરથી એની નજર ખસીને કમરામાં ચોપાસ ફરીવળી અને ફરી પાછી તસ્વીર ઉપર ગઈ. શું રૂપનો આ રાશિ આવા કમરામાં પોતાના દિવસો વિતાવે છે! દુનિયામાંથી શું રાજા, મહારાજા, નવાબો, શ્રીમંતો, શેરદલાલો, બાપકમાઉઓ બધા જ ખૂટી ગયા છે? લક્ષ્મીથી શોભે, ને લક્ષ્મીથી લોભે એવી લક્ષ્મીના અવતાર સમી આ નારીની આવી દીનહીન દશા કેમ? શું દુનિયામાંથી રૂપની બજાર સાવેસાવ ઉઠી ગઈ છે?

નીચલદાસ એકવાર પણ આવી મોહિનીમાં અંજાઈ ગયો હોય તો...તો... કબૂલવું પડશે કે જે બજારમાં નીચલદાસ ફરવા નીકળ્યો હતો એમાં એ સાચો પારખુ હતો! નીચલદાસ અત્યારે કેમ વિમુખ બન્યો હતો! શું આનાથી કોઈ સુંદરતર સ્ત્રી એને સાંપડી હશે? શું આનાથી કોઇ સુંદરતર સ્ત્રી હોઇ શકે ખરી? રૂપની બાબતમાં શું આ તસ્વીરની નારી છેલ્લા બોલ સમી......

પલંગ અને ભીંતની વચ્ચે સોહનલાલે કાંઇક કાગળના ગોળ દડા જેવું જોયું. કુતૂહલથી એણે એ ઉપાડી લીધું. કાગળનો દડો એણે ખોલ્યો. લંબ ચોરસ કાગળ એણે ઉખેળ્યો. એ હતી એક તસ્વીર.

હતી કોઈ બૂઢ્ઢિ જેવી દેખાતી નારીની. એના દેહમાં ગઈ કાલનો થાક હતો. એની આંખોમાં આવતી કાલનો ભય હતો. દૌલત, રૂપ, જવાની, સર્વના અવસાન ઉપર સદા અફસોસમાં રહેલી એ હતી કો અકાલ વૃદ્ધા!

અને એ તસ્વીર પણ હતી હસીનાની – આજની હસીનાની. જે ચિત્રપટમાં એ કામ કરતી હતી એનો એ એક ‘સ્ટીલ ફોટોગ્રાફ’

હતો. હસીના એ લાવી હશે. પોતાની જૂની તસ્વીર સાથે એને એ મિલાવતી હશે અને પછી ચીડભરી નિરાશાથી એણે દડોવાળી દૂર ફેંકી દીધી હશે! નીચલદાસ ઉપરના બ્લેક-મેઈલનો, નીચલદાસના પરિત્યાગનો અને કમરાની ઢાંકી નહિ ઢંકાતી કંગાલિયતનો એને ખુલાસો મળી ગયો!

અને એના હૃદયમાં અપાર કરુણા ઉપજી!

પણ હવે હાથપરનું કામ તાકીદે પતાવવું મુનાસિબ છે ખરું!

સોહનલાલે આસપાસ નજર કરી. પત્રો હોય તો હોય ક્યાં? કમરામાં કાંઈ ખાસ સામાનતો નહતો. એક કબાટ હતું. એક ચામડાની બેગ હતી. એક હેન્ડબેગ હતી. એક ટીપાઈ હતી. કોઈનેય તાળાં નહોતાં, કોઈને એમાં તાળાં લાગતાં નહોતાં. એની સોહનલાલને ખબર હોત તો એને નવાઈ ના લાગત. એણે કબાટ ઉઘાડ્યું. કબાટનાં બે ખાનામાં નાનાં મોટાં ચોરસ બોકસો હતાં. સોહનલાલે એક પછી એક બોકસ ઉઘાડ્યું. બધાં જ બોકસો તદ્દન ખાલી હતાં. કબાટનાં ખાનામાં કાંઈ ભરવાનું હતું નહિ. એ કંગાલિયત ઢાંકવા માટેનો આ બોકસનો જૂઠ્ઠો પડદો હતો. ચામડાની બેગ હતી બિલકુલ જીર્ણ શીર્ણ. અંદર એક બે સાદા સાડલા હતા, ને એકાદ પોલકાં સિવાય બેગમાં કાંઈ કરતાં કાંઈ નહતું. હેન્ડબેગમાં એક પાઉડર બોકસ ને એક દાંતિયો, એકાદ રૂમાલ, બે ત્રણ જોડ ખોટા એરીંગો હતાં. હેન્ડબેગની લાઈનીંગ તો ફાટેલી હતી ને એમાં કાંઈક કાગળ જેવું લાગ્યું. સોહનલાલે આંગળાં સેરવીને ધકેલાય તેટલો ઉંડો ધકેલી કાગળનો ટૂકડો કાઢ્યો. એ હતી પચાસ રૂપિયાની નોટ. એ નોટને પોતાની સામે ધરીને સોહનલાલ થોડીવાર ઉભો રહ્યો. કમરામાં દુનિયાને મોઢું દેખાડવાને શરમ અનુભવતી કંગાલિયત હતી. રિદ્ધિ-સિદ્ધિ જેવું ક્યાંય કાંઈ હતું નહિ. હતી એક માત્ર આ પચાસ રૂપિયાની નોટ.

પાઇ પાઈ ને પૈસે પૈસે કરીને બચાવેલી આટલી મૂડી ! બેકારી અને આખરી ફેંસલે......આટલે કાગળને ટૂકડે. સોહનલાલે પોતાનાં ગજવા જોયાં. એમાં સો રૂપિયાની નોટ હતી. સોહનલાલે પચાસની નોટ પાછી સેરવી ત્યારે સાથોસાથે સોની નોટ પણ સેરવી.

હવે તો કાગળો છૂપાવવાને માટે જગ્યા રહી હતી એક પલંગની નીચે. સોનલાલે પલંગ ઉપરની પથારી ઉપાડી. ખાટલામાં પાટીને બદલે દેવદારનાં પાટિયાં જડયાં હતા. ને એ પાટિયાં ઉપર એક સ્થળે એક કવર પડયું હતું. સોહનલાલે તે ઉઘાડયું – ઉઘાડ્યું તો હતું જ – અંદરથી પત્રો નીકળ્યા અને આ બધા પત્રો જોતાં વેંત સોહનલાલને સમજાયું કે જેની શોધને માટે એણે આ સાહસ ઉઠાવ્યું હતું એજ એ પત્રો હતા.

પત્રો એણે લીધા – ખિસ્સામાં સેરવ્યા. પથારી સરખી કરી પાછા જવાને એણે કદમ ઉપાડયા; અને બહારના તાળાં ઉપર ચાવી લાગતી એણે સાંભળી.

'કેમ હસીના બાઇ !' મોડી રાતે બહારથી આવેલા પાડોશીએ પૂછ્યું: 'આજે કંઈ વહેલાં આવ્યાં ?'

'હા. મારું માથું એટલું દુ:ખે છે કે મારાથી કામ ન કરી શકાયું.'

સોહનલાલે ચાંપ દબાવીને બત્તી બૂઝાવી દીધી અને હળવા પગે ઝરુખામાં આવ્યો. ત્યાંથી ઝરુખાની કિનારી વાટે પોતાના કમરામાં પહોંચી જવું એને સહેલું હતું.

સહેલું તો હતું. કામ બિલકુલ મુશ્કેલ ન હતું. પરંતુ સંયોગોએ એ કપરું બનાવી મૂકયું. બહાર બરાબર એ સમયે હજારો બત્તીઓ સમેતનો એક શ્રીમંત જનનો ઘણો લાંબો વરઘોડો પરણીને પાછો

આવતો પોતાના ઘર તરફ જતો હતો. વરઘોડામાં દારુખાનું હતું. મોટરો ને ગાડીઓની કતાર હતી – અને સેંકડો બત્તીઓ હતી. એ બત્તીઓનો પ્રકાશ છેક ઝરુખા સુધી લંબાતો હતો. ઝરુખા વાટે જવું એ સોહનલાલને માટે અસંભવ થઈ પડયું.

બહારનું બારણું ઉઘડયું ને અંદર આવનારે વીજળીની બત્તીની ચાંપ દબાવી. કમરામાં પ્રકાશ ફેલાઇ રહ્યો અને બહારની બારીના પડદા પાછળ ઉભો ઉભો સોહનલાલ અંદર આવેલી હસીનાને તાકી રહ્યો.

## પ્રકરણ સતરમું

## સ્ટુડિયોની ભીતરમાં

**હસીના** કામ ઉપર ગઈ હતી. આખીયે રાત એના પાછા ફરવાની સંભાવના નહોતી. ત્યારે એ કેમ આવી?

ગામના પાદરમાં કોઈ પુરાણું ખંડેર જોયું છે? સૂની શાંતિ એમાં દિનરાત જામેલી હોય છે. વનચરો પણ એવા ખંડેરમાં લપાઈને રહે છે ને નિશાચરો પણ એવા ખંડેરમાં પગ મૂકતા નથી. કોઈ કરતાં કાંઈ એ શાંતિને ભયકારીયે નથી બનાવતું. રમણીય પણ નથી બતાવતું. છૂપાં પ્રેમીઓ પણ ત્યાં સંકેત નથી ગોઠવતાં. ને ગાની પશુઓ પણ ત્યાં ફરકતાં નથી. ત્યાં યોગીનીયે શાંતિ નથી. ચોરની પણ ચૂપકીદી નથી. વરુની પણ તલપ નથી. ત્યાં સૂની શાંતિ – કેવળ સૂની શાંતિ છે. પરંતુ એકદા – કોઈક ઘડીએ અંદરની ભૂતાવળ જાગે છે. યુગોનાં દફન દૂર ખસી જાય છે ને ગઈ કાલની રમણીય ભયંકરતાનાં રૂહો આમથી તેમ ભમવા માંડે છે. એ કાળે એ ખંડેર થીજેલા નિશ્વાસ કે રાતની વ્યથા સમું બની રહે છે.

હસીના એવા ખંડેર સમી હતી. ગઈ કાલની રૂપગર્વિતા રમણી આજે કો ઉજ્જડ બનેલા ગુલિસ્તાન સમી હતી. આજે એ ગુલિસ્તાનમાં ગઈ કાલનાં રૂહ ભમવા નીકળી ગયાં હતાં.

અકસ્માત જ્યારે કેવળ અકાકી બની રહે છે ત્યારે એ કેવળ અકસ્માત જ છે. પણ જ્યારે જોગાનુજોગ બની જાય છે ત્યારે કોઈ કોઈ વાર એ ભયંકર સજાનું સ્વરૂપ લ્યે છે. હસીના આજે એવી ભયંકર સજા ભોગવી રહી હતી!

યશવંતે એને નીચલદાસની યાદ આપી. એ યાદગીરીના ખંજરથી– બળદ જેમ આરથી ધકકેલાય એમ હડસેલાઈને એણે ઈરાદા પૂર્વક ભૂલેલા પ્રેમ પત્રો ફરીને વાંચ્યા હતા. શુષ્ક જીવનમાં કડવાશ ભરાઈ. હસીના સીનેમા જોવા ગઈ.

અને સીનેમામાં પગ મૂકતાં જ એના કાને શબ્દો અથડાયા:

'કોણ હસીના! કે પછી મારી ભૂલ થાય છે?'

હસીના એ અવાજ ઉપર ચમકી. એણે જોયું તો જે સીનેમા કંપનીમાં હસીના ભૂતકાળમાં સર્વસ્વ હતી એ કંપનીના મુખ્ય સંચાલક એની સામે તાકીને જોઈ રહ્યા હતા.

આ સંચાલકે ને હસીનાએ કંઇ કંઈ આનંદ રાત્રીઓ, જૂહુના સાગરકાંઠે કે કો એકાન્તિક બંગલે વિતાવી હતી. પણ ત્યારે તો હસીના એ હસીના હતી! જવાદ્યો એ કડવી વાત. હસીના સીનેમાની બહાર નીકળી ગઈ.

હવે ક્યાં જવું? પાસે પૈસામાં હસીના પાસે માંડ એકાદ રૂપિયો હશે. પણ પુરાણી સ્મૃતિમાં એકવાર ઘૂમી આવવાને માટે હસીના શાનદાર હોટેલમાં ગઈ.

'હલ્લો હસીના!' એક સ્ત્રીની બાજુમાં એક મેજ ઉપર બેઠેલા સજ્જને હસીનાને જોઈને અવાજ આપ્યો: 'મારી સાથે ચાહ પીઓ – જૂના વખતની યાદગીરીમાં.'

જે જૂનો સમય આ સજ્જન યાદ કરાવવા માગતા હતા તે સમયમાં તો ઉઘડતા ગુલાબ ઉપર ઝાકળનું બિન્દુ પડ્યું હોય એવી હસીના સોહતી હતી. ત્યારે હસીના મુગ્ધાવસ્થામાંથી બહાર પગ મૂકતી હતી. એને મજા જોઈતી હતી, એને આનંદ જોઈતો હતો. સારાં કપડાં, સારાં આભુષણો ને સારી વસ્તુઓનો એને શોખ હતો. જીન્સી રતિ – જાણે નારીનો અવતાર ધરીને આવી હતી. અને...... અને.........

જવાદો ! જવાદો ! એ બધું – બધું જ વહી ગયેલી વેળાની રેતીમાં દર નાખી દો. હવે તો કામ કરો – દેહ અને આત્માને સાથે રાખવા, હવે કામ કરો – યાદગીરીઓ ભૂલી જવા. હસીના તો મરી ગઈ છે. હસીનાનું પ્રેત માત્ર વ્યાકૂળ હાલતમાં આમતેમ આખરી આશાયેશ શોધતું ભમે છે. હસીનાએ ચાહ કેમ પીધો, સજ્જન પાસેથી વિદાય કેમ લીધી એ એ પોતે જાણતી ન હતી. જ્યારે એ સભાન બની – સ્વસ્થ થઈ ત્યારે તો એ ઝપાટાબંધ પોતાના કામ કરવાના મથક ઉપર જતી હતી.

રાતના આઠ વાગ્યાથી સ્ટુડિયોનું કામ શરૂ થવાનું હતું. આખી રાત ચાલવાનું હતું. હસીના એમાં ચાહનાં વાસણ સાફ કરનારી દાસી હતી !

હોઠ પીસીને હસીના આ કામ કરી રહી. એના હૃદયમાં અત્યારે ન સમજાય એવી અસૂયા, ન સહેવાય એવી વ્યથા થતી હતી. પોતે કેટલું બધું નીચે ઉતરી – પડી. માણસ એકાદ માળ ઉપરથી પડે છે તો એનાં હાડકાં ભાંગે છે, ને ઘણીવાર મરી જાય છે. ને હસીના તો હાંસલ કરેલી ફત્તેહના ગગનગરવા મિનારા ઉપરથી નીચે પડી હતી – ને એને કાંઈ નહોતું થયું. એ જીવતી હતી – જીવતી રહી શકી હતી – જીવતી રહી શકતી હતી.

વચગાળાના એ ચાર ટૂકડાઓમાં હસીનાને કાંઈ કામ ન હતું ને એ સ્ટુડિયોની બહાર બાંકડા ઉપર બેઠી હતી. એકાએક એના કાન પાસે અવાજ આવ્યો: 'હસીના ! ચાલ મારી સાથે !'

હસીના ઊઠી – યંત્રવત ઊઠી. એ અવાજ જનરલ મેનેજરનો હતો. વિશાળ સ્ટુડિયોને વીંટળાયેલાં અંધારામાં બન્ને જણાં ક્યાંય ગયબ થઈ ગયાં. પંદરેક મિનિટ પછી હસીના પાછી આવી. ઉજ્જડ આંખે સામેની દિવાલને તાકતી રહી.

સ્ટુડિયોનું ભીતર કાંઈ બીજા કોઈ પણ સ્થાનના ભીતર કરતાં ખરાબ નથી હોતું. માત્ર જ્યારે જ્યારે કોઈ અસહાય ને નિર્ધન નારીને એ ભાળે છે ત્યારે માનવીનું ભીતર ભયંકર અને મતલબી બને છે.

રાતના બાર વાગ્યા. થોડીવાર કામ બંધ રહ્યું. નાયિકા અંદરથી બહાર આવી. ને એની આસપાસ અનેક ભમરાઓ ગુંજી ઊઠ્યા.

આજે હસીના ત્યાં હોત. પણ......પણ......એ નથી. કેમ નથી ? નીચલદાસ.........કાંઈ હરકત નહિ. નીચલદાસને તો પૂરો નતીજો મળવાનો છે. હવે પૈસાનું શું કામ છે ? રૂપ ગયા પછી પૈસાનો કોઈ ઉપયોગ નથી. જીંદગાની જીવવી કેવળ કડવી જ બની રહે છે, ત્યાં સુધી તો ધૂળનેય ધાન્ય માનીને માણસ જીવે છે. પરંતુ જ્યારે તે ઝેર બને છે, ત્યારે......ત્યારે.........મરવું સહેલું છે. જીવવું સહેલું નથી.

એકવાર જે હસીના પાછળ પાગલ હતા તે હસીના તરફ મુખ ફેરવીને પોતપોતાને કામે જતા આવતા હતા. અંદર કામ ચાલતું હતું ને દરેકે દરેક માણસની અલગ અલગ મહેનતનો સંભાર બનીને— એક પરિશ્રમ થતો હોય એવું કામ રાતે ચાલતું હોય છે, ત્યારે માણસો વચ્ચે કામ દરમિયાન જે મજાક, જે ટોળ અને જે રમણિય

કોલાહલ થાય છે, એવો કોલાહલ અંદર થઈ રહેતો હતો—અને હસીના બહાર બેઠી હતી! અંદર એ ધારે તો જઈ શકતી હતી. પણ અંદર જવાનું એને સળગતી ચિતામાં પ્રવેશ કરવા જેવું લાગતું હતું. એકવાર—અહીં એકવાર આ સર્વ કોલાહલ, સર્વ પરિશ્રમનું મધ્યબિન્દુ હતી. આજે તો પરીઘથીયે બહાર ઉભી હતી! અંદરનું વર્તુલ એને વમળ સમુ લાગતું હતું!

• જ્યારે એનું ધ્યાન ગયું ત્યારે સ્ટુડિયોના દરવાજાની વચમાં ઉભેલા એક માણસ સાથે બીજો માણસ વાત કરતો હતો.

'શેઠ અત્યારે કામમાં છે સમજ્યો. તે કહે છે કે તું જ ટેલીફોન લઈ લે. અને પછી અહીં કહી જા.'

ઓફિસના પટાવાળા જેવો દેખાતો માણસ ગયો. થોડીવાર પછી પાછો આવ્યો. એની સાથે વાત કરનાર માણસ હજી ત્યાં જ ઉભો હતો; એને એણે કહ્યું:

'ટેલીફોન છે. નિચ્છાભાઈનો. એ કહે છે કે એમના ઉપર તાર છે કે સર નીચલદાસ વિમાન રસ્તે કાલે આવશે ને શેઠને ખાસ કામે મળશે.'

હસીના સાંભળી રહી! થોડીવાર એ ઉજ્જડ જેવી રહી અને પછી ધીમે ધીમે એક ભયાનક હાસ્ય હસી. એ હાસ્ય સુંદરતાને સદંતર નહિ ગુમાવી બેઠેલા એના ચહેરાને ભયંકર અને કદરુપ બનાવી ગયું.

નીચલદાસ આવે છે! નીચલદાસે એનું હીર તો ચૂસી લીધું. હવે તો એનામાં રહ્યોસહ્યો જે ડંખ રહી ગયો હતો, એ કાઢવાને એ આવતો હશે? નક્કી કાગળોની વાત એને પહોંચી હશે, અને એ હસીનાની રહેમ માગવા આવતો હશે!

રહેમ! રહેમ! હસીનાના અંતરતમ અંતરમાં તો વેર ધૂંધવાઈ ગયું હતું. સ્ટુડિયોના માલિકને સર નીચલદાસના નાણાં પ્રકરણી

અહેસાનમાં હતા. સર નીચલદાસ એને નોકરી ઉપરથી દૂર હટાવવાની કોશિષ તો કરે એવા છે ખરા.

ભલે કરે એને કરવું હોય તે કરી જૂએ. હસીનાનું બધું–સર્વસ્વ ભલે બરબાદ થાય. આવતી કાલે હસીનાને ભલે રસ્તા ઉપર ભીખ માગવી પડે. આવતી કાલે ભલે હસીનાનું મૃદુ્ં દરિયામાંથી નીકળે, પણ એ પત્રો – એ પ્રેમપત્રો – સર નીચલદાસના લખેલા પત્રો જરૂર છપાવાના. આવતી કાલે – એટલે કે આજે સવારે તો પેલો છાપાવાળો આવવાનો છે. એ ' અખબારે – હિન્દ 'માં કામ કરે છે ને ' અખબારે–હિન્દ ' પ્રતિષ્ઠિત છાપું છે. સર નીચલદાસ આવે છે! ભલે આવે! જ્યારે એ આવશે ત્યારે પત્રો છપાઈ ગયા હશે – કે છપાતા હશે.

અને હસીના ત્યાંથી ઊઠીને પોતાને ઘેર ચાલી ગઈ!

ત્યારે રાતના બાર પછીનો સમય હતો!

## પ્રકરણ અઢારમું

## પ્રેમ પરખ્યો

હસીના આવીને પહેલાં તો પલંગ ઉપર બેઠી. થોડીવાર એ એમનેએમ બેઠી રહી. દિવાલ સામે તાકતી બેઠી રહી.

અને પછી એની આંખમાં આંસુનું એક બિન્દુ આવ્યું. કરમાયેલાં ગુલાબ ઉપર જાણે ઝાકળનું એક બિન્દુ પડ્યું ! વીજળીની બત્તીના પ્રકાશમાં અંદર સમાઈ રહેલાં આંસુઓથી નીલમ જેવી એની ઝળકી રહેલી આંખોને સોહનલાલ તાકી રહ્યો. હસીના રડે છે એ ખ્યાલ પણ એને પહેલાં તો ન આવ્યો ! સોહનલાલને મનમાં થયું કે આવી અજબ આંખો એણે કદિ નથી જોઈ.

અને પછી છાતી ભાંગી જતી હોય એવાં ધ્રુસકાં સંભળાયાં. ઓશિકા ઉપર માથું નાંખીને હસીના રડતી હતી. મધરાતે એકાંતે કોઈ નારી અસહાય વ્યાકૂળતાથી રડે એ દ્રશ્ય સારાયે વાતાવરણને કરુણાથી ગમગીન બનાવે છે.

સોહનલાલને અચંબો થયો ! શા માટે આ નારી આમ રડી રહી છે ? હરકોઈ રૂપસુંદરી કે દેહસુંદરીનાં આંસું લૂંછનાર કોઈ ને કોઈ તો હોય છે જ. આ દેહસુંદરીનાં આંસુ કોઈ લૂંછનાર નથી શું ?

નારી એકાન્તે રડે એના જેવું આ જગત ઉપર પરાજયના સ્વીકારનું બીજું કોઈ દ્રશ્ય નથી. આંસુ એ પુરુષની વેદના છે. નારીનું શસ્ત્ર છે. પુરુષ રડે છે. એકાંતે નારી રડે છે, કોઈને કોઈની પાસે. જાહેરમાં પુરુષ રડે એના કરતાં પણ વધારે દયા ઉપજાવે એવું દ્રશ્ય નારી એકાન્તે રડે તે છે. એકાંતે નારીનું રુદન એક પ્રકારનો સજીવ આત્મઘાત છે!

સોહનલાલે બહાર રસ્તા ઉપર નજર કરી. બહાર વરઘોડો ઊભો રહ્યો હતો. વરઘોડાના મોવડીઓને આ સ્થાન જોઈએ એટલું એકાન્ત ને જોઈએ એટલું જાહેર લાગ્યું હશે. કેમકે એમણે અહીં દારૂખાનું છોડવાને માટે ગોઠવવા માંડ્યું હતું!

અને વરઘોડા સાથેના બેન્ડ આડોશ પાડોશનાં માણસોને વધારે ને વધારે સંખ્યામાં બહાર ખેંચી લાવતાં, ને સૂતેલાં બાળકોને ચીસ પાડી જગાડતાં. સંગીત ને બદલે ઘોંઘાટ મય ગણાય એવા સૂરે બેન્ડવાળા ગાઈ રહ્યાં હતાં: 'કિસેહી કરતા મૂરખ પ્યાર, પ્યાર, પ્યાર, તેરા કોન હે?'

કોઈ ગયબી આકર્ષણે ખેંચાતી હોય એમ સોહનલાલની આંખો ફરીને હસીના તરફ ખેંચાઈ! સોહનલાલે બારીમાંથી અંદર નજર કરી. એને હસીના એકદમ કાંઈક વધારે નાની, વધારે દીણી, વધારે દયાપાત્ર બનેલી દેખાઈ.

હસીના પલંગ ઉપરથી ઉભી થઈ. થોડીવાર વીજળીના પ્રકાશની નીચે ઊભી રહી. પ્રકાશના વહનમાં એનો ગૌર ચહેરો જાણે અંગોળ કરી રહ્યો! આહ્! પણ હસીના તો ખરે જ ખૂબસૂરત નારી હતી!

હસીના વીજળીના દીવા નીચેથી ખસી અને પીઠ ફેરવીને એણે બૂટ ઉતાર્યા. એના અંગમાં છટા પણ હતી!

હસીનાએ કપડાં બદલાવવા માંડ્યાં. ને સોહનલાલે આંખો ફેરવી લીધી. કપડાં બદલાવીને હસીના બાથરુમમાં ગઈ. અંદરથી આવતો પાણીનો અવાજ એવો લાગ્યો કે જાણે હસીના નહાતી હતી.

સોહનલાલના કાનો પાણીના પછડાતાં ઉછળતાં અવાજ ઉપર જડાઈ ગયા. એની આંખો બાથરુમના બારણાં ઉપર ચોંટી રહી.

બાથરુમનું બારણું ઉઘડયું – અને અંદરથી હસીના બહાર નીકળી – પાણીથી થોડી નીતરતી – અને એના અંગ ઉપર એકેય વસ્ત્ર હતું નહિ !

સ્વપ્ન સમી એ એમને એમ ઉભી રહી. એ પોતાનું અંગ લૂછતી હતી. પ્રત્યેક પ્રત્યેક અંગને જાણે એ બતાવતી હતી.

સોહનલાલે આંખો બંધ કરી. પણ મગજની આંખો જાણે ઉઘડી. બાથરુમમાંથી બહાર નીકળેલી હસીના – જાણે કોઈ ચિત્રકારે પોતાની માનતા – મિન્નત – પૂરી કરવાને સર્જી હોય એવી એના મગજમાં પોતાના અંગેઅંગને લૂંછી રહી ! 'ચામડીનો રંગ કેવો સુંદર ! પ્રત્યેક અંગ કેટલું સપ્રમાણ ! છટા કેટલી મોહક ! અને...અને કોણ કહે છે કે હસીના વૃદ્ધ થઈ ગઈ છે ! કોઈ કહેતું હોય તો લાવો એને મારી......'

સોહનલાલની આંખો પ્રયાસે બંધ રહેલી તે અનાયાસે ઊઘડી.

હસીના ધીમે ધીમે કપડાં સજી રહી હતી. સોહનલાલને લાગ્યું કે એક અદ્દભુત સ્વપ્ન જાણે ધીમે ધીમે સંકેલાઈ રહ્યું છે !

બહાર દારુખાનાનો પહેલો અવાજ થયો.

અને હસીના કપડાં પહેરેલી અંદરના ઓરડામાંથી ચાલી. એના ઈરાદાની સોહનલાલને કાંઈ સૂઝ પડે એ પહેલાં એ ઝરુખા તરફ જ આવતી હતી !

વાતાવરણ જાણે વિખરાઈ ગયું ને કાળું વાદળ ઘેરાયું. હમણાં હસીના આવશે. સોહનલાલને જોશે ને ચીસ પાડશે. અને......અને...

સોહનલાલને એક ધસારો કરીને સામા બારણામાંથી બહાર નીકળી જવાનો ક્ષણિક વિચાર આવ્યો, પણ એ નકામો હતો. એ છટકી જઈ શકે એ પહેલાં પકડાઈ જ જાય.

હસીના ઝરુખાના ઉંબર ઉપર આવી ચૂકી.

અને સોહનલાલે હસીને હસીનાને જય જય કર્યા.

હસીના ચમકી. પરાયો પુરુષ મધરાતે મારા ઘરમાં ! એકદમ એ પાછી હટી. એની આંખમાં ભયભરી તાજુબી છવાઈ : ' તમે કોણ છો ? શા માટે આવ્યા છો ? '

' મારું નામ સોહનલાલ ! અને...અને...હું આ ઝરુખા વાટે અંદર આવ્યો; લગભગ અરધા કલાકથી. '

' પણ તમે આવ્યા શા માટે ? '

' હું આવ્યો એટલા માટે...કે...મારે તમારી છબી જોઈતી હતી. '

' ચાલ્યા જાઓ. શરમ નથી આવતી એક એકાકી સ્ત્રીના મકાનમાં રાતે આવતા ? '

સોહનલાલે પ્રણામ કર્યા. ને ચાલવા માંડ્યું.

એમણે આગલું બારણું ઉઘાડવાને હાથ લાંબો કર્યો અને હસીનાએ પાછળથી સાદ દીધો.

' મારી છબી તમારે જોઈતી હતી ? '

' હા. એ જ. '

' કોઈનેય મારી છબીનો હવે ખપ નથી રહ્યો ને તમારે એનું શું કામ છે ? મારી પાસે મારી કોઈ છબી પણ આપવા જોગ નથી. '

' મને મળી ગઈ છે. '

' તમને મળી છે ? ક્યાંથી ? '

' તમે બાથરુમમાંથી બહાર નીકળ્યાં, એ છબી ! '

હસીના ચમકી. એની આંખો નીચે ઢળી ગઈ:

' આહ ! '

' મારા મગજમાં એ છબી હું સાથે લેતો જઉં છું ને એ છબી મને તમને કદિ ભૂલવા નહિ દે. '

' મને યાદ કરીને તમારે શું કામ છે ? '

'હું તમને ચાહું છું.'

'તમે મને ચાહો છો? તમે? મને? મારામાં હવે રહ્યું શું છે ચાહવા જોગ?'

સોહનલાલ થોડીવાર ચૂપ રહ્યો. એના મગજમાં જાણે કોઈ આંધી ચડી હોય એમ દેખાતું હતું. હસીના આતુરતાથી સોહનલાલને પૂછી રહી.

'બોલો! બોલો!'

'તમારા માટે ખાસ આ હોટેલમાં હું રહેવા આવ્યો. તમારાથી નજીકમાં નજીક કમરો લીધો. આજે તમારા મકાનમાં ચોરી કરવા આવ્યો હતો. અને ચોરી કરીને જઉં છું.'

'ચોરી કરીને? શેની ચોરી?'

'તમારી છબીની. મને જે આજે અતિ દુર્લભ છબી મળી છે તે જીંદગી ભર ચાલશે.'

'શું તમે મને ખરેખર ચાહો છો?'

'તમને શી રીતે ખાતરી કરાવું?'

'ખાતરી નહિ. કોઈ ચાહતું હોવાનો દાવો કરે ત્યારે ખાતરી તો માગવી જ નહિ. સ્વપ્નને ભાંગવા પહેલાં લંબાવાય એટલું લંબાવવું; પણ તમે મને ચાહો ક્યાંથી એ તો કહો?'

'મેં તમને પલંગ ઉપર પડેલાં જોયાં! મેં તમને વીજળીના દીવા નીચે ઉભેલા જોયાં! મેં તમને બાથરુમમાંથી બહાર નીકળતાં જોયાં! અને...હું તમને ચાહું છું.'

જુગ જુગ જૂની ભૂખ હસીનાની આંખમાં ઝળકી રહી. બધું ભૂલી ગઈ એ. એક મહાધોધથી જાણે એનો તમામે તમામ અંતરનો બોજો ધોવાઈ ગયો. રજની ગંધની મહેકથી જાણે એ કમરો મહેકી ઉઠયો. એની આંખોમાં જાણે આસ્માન ઉતર્યું. એના અવાજમાં જરાક

વિનાશનો બોજ આવ્યો: ' ફરીથી કહો, ફરીથી કહો, તમે મને ચાહો છો ? શું એટલા માટે જ તમે મારા કમરામાં મધરાતે ચોરની જેમ આવ્યા હતા ?'

નિત્ય યુવા નારી મોહિની સમ છે. ને જે નારીના હૃદયમાં પ્રેમની આશા જાગે છે એ અકાળ વાર્ધક્યને ખંખેરી નાંખીને નિત્ય યુવા બની જાય છે.

કોઈ મહાપૂરમાં ખેંચાતો હોય, પોતાનું કોઈ પોતાને કબજે ન હોય અને એક પ્રચંડ આવેગના જોશથી ખેંચાતો હોય એમ સોહનલાલે સાંકળ ઉપરથી પોતાનો હાથ લઈ લીધો. હસીનાનો હાથ પકડીને એના ઉપર ચૂંબન કર્યું : ' એક સજ્જનના બોલથી તમને કહું છું, તમને હું ચાહું છું - જીવનભર ચાહીશ.'

' ઓહ !' હસીનાએ ચીસ જેવા અવાજે પોતાનો હાથ ખેંચી લીધો.

અને વૃક્ષને જેમ વેલ વિંટળાઈવળે એમ એ સોહનલાલને ગળે વળગી પડી : ' ચોર - સદાયે આવી ચોરી કરવાને મારે ઘેર આવતો રહે જે ! મારા નાથ !'

અને બીજે હાથે હસીનાએ વીજળીનો દીવો બુઝાવી નાંખ્યો.

' આંખથી નહિ - દિલથી પારખવા છે તમને, મારા સ્વામી !'

અને સોહનલાલે હસીનાને બાથમાં લીધી.

## પ્રકરણ ઓગણીસમું

### અસૂયા

હસીનાને તો તે રાત્રે જેવી મીઠી ઉંઘ આવી એવી પૂર્વે કદિયે નહિ આવી હોય. જેને માતા હોય છે, એવા બાળકની અને જેને પ્રેમી હોય છે એવી નારીની નિંદ્રાના શ્વાસોચ્છવાસમાં એવું તો સૂરીલું મોહક સંગીત હોય છે કે રાક્ષસ પણ ઘડીવાર એ સંગીતમાં તાલભંગ કરતાં આંચકો ખાય. જે પ્રેમી પોતાની પ્રેમિકાને આવી સૂરીલી તાલબદ્ધ નિંદ્રા કરતાં જૂએ છે એના જીવનમાં મહેચ્છાઓ, મહત્ત્વાકાંક્ષાઓ ગૌણ બની જાય છે. હસીના આજે આવી ઉંઘ કરતી હતી.

સોહનલાલને પણ ઉંઘ આવી ગઈ હતી. પરંતુ એકાએક એની ઉંઘ ઉડી ગઈ. ઘડિયાળમાં કાંઈક ટકોરા બાજતા હતા અને એ પથારીમાં સફાળો બેઠો થયો. પોતે ક્યાં હતો ? આ કમરામાં ક્યાંથી આવ્યો ?

અને એને બધું યાદ આવ્યું. પોતે ચોરી કરવા આવ્યો હતો અને કેદી બની ગયો હતો.

હસીના......

સોહનલાલનો ભૂતકાળ એની આંખ આગળ અદ્રશ્ય ચિત્રની જેમ રંગબેરંગી રંગે રમી રહ્યો. લાગવગ, પ્રતિષ્ઠા અને સ્વાર્થ સાધવાની ઘણી બહોળી તકોવાળી નોકરી છોડીને પોતે અસહકારમાં સામેલ થયો હતો. એ વર્ષો દરમિયાન એણે જાહેર કારકિર્દી ભોગવી હતી. અખબારી આલમના માણસોને પ્રજાકીય રાજકારણમાં અગ્રસ્થાન અપાવ્યું હોય તો એણે અપાવ્યું હતું. એની નિર્ભીકતા મશહૂર બની હતી. એની પ્રમાણિકતા માર્ગચલિત હરકોઈને કંપાવતી હતી. એની સાહસિકતા તો કહેવત સમી બની હતી. ચારણ દુનાભાઈએ એકવાર કહ્યું હતું કે: 'કેસરીસિંહ કદિક પાછો ફરે, પણ સોહનલાલ પાછો ન ફરે.' દીનહીનોને આશ્રય આપવા માટેના એના દરવાજા સર્વદા ઉઘાડા રહેતા. રોજેરોજ એને આંગણે જાતભાતનાં રજવાડાંઓથી ત્રાસેલા, પીડાયેલાં, અને દુભાયેલાઓની બહારની બૂમ અખૂટ ધારાએ આવતી હતી. અને કોઈપણ બૂમ–ગમે તેની હો, શકય એટલા હમદર્દભર્યા પ્રયાસ વિહોણી પાછી ફરી નહોતી. દશ વર્ષમાં તો એના નામની એક અજબ હવા બંધાઈ ગઈ. પગતળે કચરાઈ રહેલાં અને પગતળે કચરાવા લીધેલાં સર્વ કોઈને એનામાં – એના વ્યક્તિત્વમાં – એના છાપામાં – અને એના પુરુષાર્થમાં–પોતાની પાછળનું પીઠબળ લાગતું હતું. સદીઓથી વાંકી વળેલી કમરો એના નામથી થોડીઘણી ટટાર થતાં શીખી હતી. સદીઓથી કપાળે જતો હાથ છાતી તરફ વળતો થયો હતો. હજારો નારીઓ એને ભાઈ માનતી હતી. હજારો માણસો એને પોતાનો ભાઈ માનતા હતા. એકજ જન્મભૂમિનું ધાવણ ધાવેલો આ સહોદર 'ભાઈ'ના નામથી ઓળખાતો થયો હતો.

અને એની કોઈએ ઇર્ષ્યા નહોતી કરી એમ પણ નહોતું. અસૂયા તો અનેકને થઈ પણ તે બધા બાઈલાજ હતા. કેમ કે 'ભાઈ'નું બિરદ નથી માત્ર ભાષણોથી મળતું, નથી માત્ર લેખોથી મળતું, નથી માત્ર શબ્દોના શૂરાતનથી મળતું, નથી માત્ર બુદ્ધિથી મળતું,

આ તો પ્રયાસ સાધ્ય વસ્તુઓ છે. પણ પ્રયાસથી પર એવી સંસ્કાર – સાધના જ આંતરજન્ય હમદર્દી બતાવી શકે છે. અને ઘણાને શરતના મેદાનમાં ઘોડાં પૂરપાટ દોડાવી રહ્યા પછી સમજાયું હતું: 'ભાઈ' બનવું સહેલું છે, 'ભાઈ' રહેવું એટલું સહેલું નથી.

ઈર્ષ્યા પણ અનેકને થઈ અને એમણે અફવાઓને હવામાં તરતી મૂકી. કોઈપણ વ્યકિતની પીઠ પાછળ સાચું જેટલું બોલાય છે, એટલાથી એના ચારિત્ર્યનો જે તોલ થાય છે, તેના કરતાં વધારે કડક તોલ એની પીઠ પાછળ બોલાતાં જૂઠાણાંથી થાય છે. કોઈએ કહ્યું કે: સોહનલાલને તો 'મહાત્મા' થવું છે! તો વળી કોઈ કે કહ્યું કે: ફંડો એકઠાં કરીને હિસાબ આપ્યા વગરનો વહીવટ કરવાનો સોહનલાલને રોગ લાગુ પડ્યો છે! કોઈકે કહ્યું કે: એને તો જાતે સલામત રહીને દેવતુલ્ય રાજાઓની નિંદા માત્ર કરવી છે! કોઈકે કહ્યું કે: એને ગંદી વાતો ઉલેચવાનો શોખ છે!

અને જ્યારે એણે પોતાના આપ્તજનોની મેલી વાત ઉપર પણ પિછોડો ન રાખ્યો ત્યારે એજ લોકોએ એને મૂર્ખ કહ્યો! જ્યારે એક ભટકતા ફકીરની હાય સાંભળીને હજાર મારાઓએ ઉગામેલા છૂરાઓની વચમાં થઈને ફકીરને હાય પોકરાવનાર રાજાના તખ્તની સામે જઈને ઊભો, ત્યારે એજ લોકોએ એને બેવકૂફ માન્યો! અરે! દેશ આવી જબરી લડાઈ માથે વહોરી રહ્યો છે ત્યારે આ ગમારને એક રઝળુ ફકીર છાતીએ વળગાડવા જેવો લાગે છે – જ્યારે દીકરાઓ બાપને છોડીને જાય છે – ને બાપ દીકરાને છોડીને જાય છે ત્યારે? થંભી ગયેલી રાજસત્તાની વિકરાળ દાઢમાંથી એ ફકીરનો હાથ પકડીને જ્યારે એને સલામત બહાર લાવ્યો, ત્યારે, ત્યારે હકૂમતની કોઠીઓમાં, સોહનલાલ જેટલો ભયંકર લાગ્યો, કંગાલો ને અસહાયો, ને હિજરા-

ચેલાંઓને સોહનલાલ જેટલો 'ભાઈ' લાગ્યો, એટલો જ ભાષણખોરો, અખબારનવેશો, વગેરેને પ્રમાણના ભાન વગરનો લાગ્યો !

અને છતાં સોહનલાલને અત્યારે પણ લાગતું હતું, કે એની જીંદગીમાં એણે ઘણી હામભીડી હતી ને કાંઈક કર્યું પણ હતું, પણ એ ફકીરને છોડાવી લાવવા જેવું મહાકાર્ય બીજું એકેય નથી કર્યું – એ ધારાસભાનો પણ સભાસદ હતો, રાજકાજમાં એની સલાહ લેવાતી. રાષ્ટ્રના માન્ય આગેવાનો એને પોતાનો બરાબરિયો ગણતા.

એવી એની કારકિર્દી. અભિમાન લેવા જેવું કદાચ ઓછું હશે. શરમાવા જેવું એમાં બિલકુલ ન હતું. એમાં એક વાદળ આવ્યું. યશવંત આવ્યો. સાંસ્કારિતાની શરાબજન્ય અવગણના સાથે લઈને આવ્યો. જે અખબારને સોહનલાલે જીવનનો ધર્મ માન્યો હતો, એને એણે ધંધો માન્યો. યશવંતને એણે પસંદ કર્યો એ એના જીવનની એક ભારે ભૂલ હતી. યશવંતને પસંદ કરવા જોગ સ્થિતિ ઉભી કરનાર બીજું અખબાર એણે પ્રગટ કર્યું, એ પણ એની ભારે ભૂલ હતી.

જીવનમાં જેઓ ભૂલો જ કરતા આવ્યા છે, તેઓ હજાર હજાર ભૂલ કરે છે તોય કાંઈ થતું નથી. જે નાની સરખીયે ભૂલ ન કરી બેસાય એની કાળજી જીવનની પગપગ રાખે છે તેને એક ભૂલનું પણ મૂલ ચૂકવવું પડે છે.

સર નીચલદાસના પ્રેમપત્રોના 'બ્લેક-મેઈલ્'નો પ્રસંગ ઉભો થયો. એક રીતે કહતાં આવો પ્રસંગ જ જો એ માત્ર આંખો મીચી રાખી શકતો હોત, તો – પણ એ આંખો મીંચી રાખી શકતો નહોતો, ને એ કારણે એ પ્રસંગ એને કેટલો વિકટ લાગતો હતો !

સર નીચલદાસ ને એ ક્યાં જાણતો ન હતો ? એનાં જાણીતાં ને એણે જોયેલાં જાણેલાં માણસોમાંથી જો કોઈ પણ માણસ 'બ્લેક-મેઈલ્' થવાને વધારેમાં વધારે પાત્ર હોય તો એ સર નીચલદાસ

હતો ! ને એ કાંઈ ગરીબ પણ નહતો ! અને આવા સર નીચલદાસને એની બદફેલીના પરિણામમાંથી બચાવવામાં સોહનલાલને ધર્મ સૂઝતો હતો !

સર નીચલદાસે હસીના તરફ......

હસીના ! સોહનલાલના હોઠ થંભી ગયા. હસીના...સોહનલાલનો હાથ હસીનાના મુખ તરફ વળ્યો ને એ નાજુક વદન ઉપર હળવો હળવો ફરી રહ્યો.

સોહનલાલ ઉભો થયો. એણે શું કર્યું હતું ? ઓહ ! ભગવાન એણે શું કરી નાંખ્યું હતું ? કદાચિત કોઈ એને જોઈ જશે તો ?... છાતીના ધબકારા પણ જાણે હસીનાનું નામ બોલતા હતા. સોહનલાલે ઉભા થઈને અંધારા ઓરડામાં બત્તીનો પ્રકાશ વેરતી ચાંપ દાબી !

હસીના સૂતી હતી ચત્તિપાટ. એના બે હાથો પહોળા લંબાયા હતા, એના પગો પણ જરા પહોળા લંબાયેલા હતા. વસ્ત્રનું કાંઈ ઠેકાણું ન હતું. વાળ વિખરાઈને ગોટા વળ્યા હતા.

એ કેવી...ઓહ્ કેવી સૂતી હતી ! બરાબર આજ રીતે વિશ્વામિત્ર જાગતા હશે ને મેનકા સૂતી હશે ! બરાબર આ જ રીતે બાજીરાવ જાગતો હશે ને મસ્તાની સૂતી હશે !

સૂતેલી એ હસીના કેવી લાગતી હતી ? કારકિર્દી, ચારિત્ર્ય, મહત્ત્વાકાંક્ષાઓ, ભાવનાઓ સમસ્તને એની એક નિગાહ ઉપર કુરબાન કરવા પ્રેરે એવી એ લાગતી હતી ! એની આંખમાં જે વિશ્વાસનું ઘેન ભર્યું હતું, એને એ તરછોડી શકે એમ ન હતું ! એના શયનમાં પોતાના ભેરૂને પ્રાપ્ત કરવાની જે ખુશહાલી હતી એને એ અવગણી શકે એમ ન હતું !

અરે ઓ પત્રકાર ! આંખો આંધળી હોય પણ હૃદય આંધળું ભાળ્યું છે ? હસીનાની વાત પછી કરજે. પહેલાં તારા દિલને તો તું તપાસી લે. હસીના તને છોડી શકે કે ના શકે, તું હસીનાને છોડી

શકશે? કોઈ જૂઠી દલીલના જાળામાં તારી બુદ્ધિને ના અટવાવીશ. કોઈ દંભી આત્મદયાથી તારા ચિત્તનો દ્રોહ ના કરીશ. મીઠાં છતાં કાળકૂટ સમા આત્મદ્રોહના ઝેરથી તારા અંતરાત્માને મૂર્છાવશ ના બનાવીશ. કંઈકની કરણીની તેં આકરામાં આકરી કસોટી કરી છે. આજ તારી કરણીની કસોટી કરી લે.

•

સોહનલાલે મસ્તક ધૂણાવ્યું. પરિચય તો માત્ર સાત આઠ કલાકનો, પણ જુગ જુગ જૂનો ભાસવા માંડ્યો છે. ગઈકાલે એણે હસીનાનું નામ પણ સાંભળ્યું ન હતું, ને આજે હસીના એના બીજા જીવ સમી બની બેઠી છે. સાત કલાલ – કેવળ સાત કલાકમાં દુનિયા આખી પલટાઈ ગઈ. જીવનની દૃષ્ટિનાં સુકાન બદલાઈ ગયાં! આમ શા માટે? શા કાજે?

હસીનાની હૂંફ હજી પણ એના દેહને નશાખોરી મસ્તીભરી ઉષ્મા આપતી હતી. હસીનાના હોઠ હજી એના માટે બેહિસ્તના દરવાજા ખુલ્લા કરતા હતા! હસીનાના હાથો હજી એને પાંખો આપતા હતા! મળી ગઈ! મળી ગઈ! આખરે મળી ગઈ! જીવનભર જેની ભૂખ રહી ગઈ હતી, ભવેભવ જેની તરસ રહી ગઈ હતી એ મળી ગઈ! લોકો કહેતા હતા કે હસીના હવે ઉપયોગની રહી નથી. લોકને વ્યવહારની, ધંધાની એટલી બધી દોડધામ હોય છે કે તે નિરાંતે વિચાર નથી કરતા. હરએક સ્ત્રી કોઈ ને કોઈ એક પુરુષને તો જીવનભર ઉપયોગની રહી જ શકે છે. માત્ર આખરી નિર્માણ શોધવામાં હસીનાની યુવાની વધારે પડતી અધીરી બનીને જ્યાં ત્યાં અથડાઈને ઘસાઈ ગઈ. ભલે ગઈ. સ્ત્રીનું મૂલ્ય એના નિર્માણ પાસે શરીરથી નહિ, જુવાનીથી નહિ, પણ આંખોથી અને દિલથી જ અંકાય છે. લોકો કહે છે કે હસીના હવે યુવાન નથી રહી! બિચારા લોકોને શી ખબર, સાચી યુવાનીની! લોકો તો લોકોની આંખે દેખે. થોડા જ પોતાની આંખે જોઈ શકવાનું છે!

પોતે કોણ? કેવી આકરી બત્તી લઈને એણે દુનિયાના ખૂણે ખૂણામાંથી મેલ શોધ્યા હતા ને જાહેરમાં ધોયા હતા. કંઈક બરબાદ થયા હતા. કંઈક પાયમાલ થયા હતા. કંઈકના સંસાર ધૂળમાં મળ્યા હતા. કંઈકની કારકિર્દીઓ કપાઈ ગઈ હતી. એને શોધવું હતું પાપ. ઈશ્વર સાક્ષી હતો એના અંતરતમ વિચારોનો. એને નાબૂદ કરવી હતી ઈરાદાપૂર્વકની દુષ્ટતા. એની જેહાદ હતી સત્તા અને રુઢ થયેલી ને પર પીડનમાં રાચતી ને આળોટતી દુર્બુદ્ધિ સામે. અને એની દુનિયાને એક જ સપાટામાં નિર્મળ બનાવવાની, આંધળી ધૂને ઘણીવાર દુર્બુદ્ધિ અને અબુદ્ધિ, પાપ અને ભૂલ, વચ્ચેનો ભેદ પારખી શકી ના હતી. એણે કંઈક હરામખોરોને જેર કર્યા હતા – ને એથી અનેક જણા વધારે માર્ગ ભૂલ્યા માનવીઓના ફરીને માર્ગ ઉપર ચડવાના દરવાજા સદાને માટે બંધ કરી દીધા હતા!

અને આજ પોતે ક્યાં આવી પડ્યો હતો? એક વેશ્યા સરખી ગણાતી નારીને ત્યાં–ચોરી કરવા આવ્યો હતો. વિધિના વિચિત્ર વિધાને પણ કાર્યાકાર્યની કેવી અજબ ભૂલભૂલામણીમાં એને અટવાવાને એને કેવો પૂરેપૂરા માપતોલનો દંડ દીધો હતો! ઈરાદાપૂર્વકની દુર્બુદ્ધિ સામે કાયમી જેહાદ પોકારનારા, એને એક એવી જ દુર્બુદ્ધિ ધરાવનાર માણસને એના પાપના દંડમાંથી સંરક્ષણ આપવાનો ધર્મ દેખાયો હતો. પતિતો ને સાધનહીનો માટે ઈન્સાફની લડત ચલાવનાર એને એક પતિતને સાધનહીન એવી લગભગ વેશ્યા જેવી નારીને ત્યાં ચોરી કરવાની પેરવી કરવી પડી. એ કાર્યમાં એ સફળ થયો – અને હસીનાએ પોતાની બાથરુમનું બારણું ઉઘાડ્યું, ને પોતે એક નવી જ દુનિયામાં આવી પડ્યો!

જવાદો! જવાદો! એ લડતો અને એ જેહાદો. જવાદો એ મહેચ્છાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ. જવાદો એ કીર્તિની ભૂખ ને માનની

તરસ. જવા દો ! હૃદયને જ્યાં સુધી અંતઃતૃપ્તિ ના મળી હોય, દિલને જ્યાં સુધી સાથીનો સંયોગ ના થયો હોય, ત્યાં સુધીના હૃદયના અસંતોષના એ તમામ ઉભરાઓ ! જે માનવીના જીવનમાં એ ઉભરાઓ આદર્શનું સ્થાન લઈ બેસે છે એ ખરેખર દુઃખી છે! જે માનવી એ ઉભરાઓની સામેપાર ઉભેલા જીવન સાથીને જોઈ શકે છે એ ધન્ય છે! દુનિયા વશ કરવાને માટે પેદા નથી થઈ, એ તો પ્રેમ કરવાને– પ્રેમ ઝીલવા સરજાઈ છે !

રાત – બસ એક જ રાત – અને તેય પૂરી નહિ – માત્ર ચાર પાંચ કલાકની જ રાત...પણ એટલામાં જ એક જબરી ક્રાંતિ થઈ ગઈ. એટલા સમયમાં હસીનાએ એને બતાવી આપ્યું : – સ્ત્રી એના સાચા સ્વરૂપમાં કેવી હોઈ શકે છે. એટલા સમયમાં સોહનલાલને સમજાયું – વિશ્વામિત્ર અને બાજીરાવ જેવા મેનકા ને મસ્તાનીના મોહમાં કેમ તપોભંગ થયા. એટલા સમયમાં એને સમજાયું – એક નારીને ખાતર ભાઈ ભાઈનાં ખૂનો કેમ કરે છે તે. દંભની, સશક્તની એક આખી દુનિયા ઉપર દરવાજા વાસીને એ એક નવી જ દુનિયામાં પેઠો – જેમાં જગતથી ઉપેક્ષિત થયેલા ને જગતની ઉપેક્ષા કરનારા, જ્યાં જગતને દુભવનારાં ને જગતથી દુભાયેલાં માનવીઓ જ વસી શકે છે – ને વસે છે.

જવાદો ! એ બધીયે તર્ક પરંપરા જવા દો ! આખરે તો માણસ એક સ્ત્રીને ચાહે એમાં કાંઈ પાપ નથી ને ? હવે તો સવાર પડે છે. હસીનાને જાગવાની વેળા થવા આવી છે. હવે તો સવાલ હતો એણે કરવું શું ?

હવે એ નીચલદાસના પત્રોને ચોરીને તો જઈ શકે નહિ. આટલી વાત નિર્વિવાદ હતી. પણ હસીનાને: એ પત્રોનો ઉપયોગ કરતાં વારી શકે કે નહિ ?

મૂર્છાની રાત પૂરી થઈ અને પ્રેમીઓને દુનિયાના વ્યવહારના રોજીન્દા કોલાહલમાં જાગવાની વેળા થઈ. હવે અખબાર યાદ કરવાની, અખબારી ધંધાદારી ચિન્તાની વેળા આવી. અખબારને એની પ્રતિષ્ઠા હતી – હજીયે હતી–અને પ્રતિષ્ઠાનું શું ?

'અહીં મારી પાસે આવીને બેસો.' હસીનાનો ધીમો અવાજ આવ્યો.

'તમે જાગો છો ?'

'હું તો કયારનીયે જાગું છું, ને તમને જોઉં છું. તમને કંઈક ને કંઈક પણ અજંપો થઈ રહ્યો છે.'

સોહનલાલ પલંગ પાસે આવ્યો. પલંગ ઉપર બેઠો. હસીના પથારીમાં બેઠી થઈ. સોહનલાલના ખોળામાં માથું મૂકીને સૂતી. 'બસ ! આમ કેવું મીઠું લાગે છે ? તમને ન ગમતું હોય તો ઉઠી જઉ. મને તો બહુ ગમે છે !'

'હું તો ચાહું છું કે જીવનભર તમને આમ જ સુવાડી રાખું.'

'તો મને કહો, તમને શેનો અજંપો છે ? તમને પસ્તાવો થાય છે ?'

'પસ્તાવો શેનો ?'

'જે થયું તેનો.'

'હરગીજ નહિ.'

'ત્યારે ?'

'તમે જરા મારી સામે બેસશો ?'

સોહનલાલનો ગંભીર ચહેરો જોઈને હસીના આસ્તેથી સોહનલાલના ચહેરા સામે ટીકીટીકીને જોતી જોતી બેઠી થઈ. સામે એક ખુરશી ખેંચીને બેઠી.

'કાલે રાતે હું તમારે ત્યાં ચોરી કરવા આવ્યો હતો.'

'કાલે રાતે તમે ચોર હતા. અત્યારે માલિક છો. જોઈએ એ લઈ જાઓ.'

સોહનલાલે ધીમેથી પોતાના ખિસ્સામાંથી પ્રેમ-પત્રો કાઢયા. કાઢીને હસીના સામે ધર્યા: 'મારે આ જોઈએ છે. રાજીખુશીથી આપશો?' સોહનલાલે હસીનાના હાથમાં પત્રો મૂકયા.

હસીનાએ એ પત્રો પારખ્યા: અને એની આંખો શરમથી નીચે ઢળી ગઈ. એના મનમાં એક સવાલ થયો: આ પત્રોનું આને વળી શું કામ છે? આ પત્રોની માંગ આટલી બધી એકાએક કેમ તેજ થઈ છે?

સોહનલાલે કહ્યું: 'તમે હજી મને વ્યવહારિક રીતે નથી ઓળખતાં. હું એક છાપું કાઢું છું.'

'છાપું? પેલો બીજો માણસ પણ પત્રો માગતો હતો–તેમ છાપાંવાળો હતો!' હસીના પહોળી આંખે મૂક રીતે વધારે પ્રકાશ માગતી સોહનલાલ સામે જોઈ રહી.

'મારા છાપાંની એક આબરુ છે. એ કોઈ દિવસ દુશ્મનો ઉપર મેલો ઘા નથી કરતું. આ પત્રો તમારા જીવનમાં એક મહત્ત્વનો ભાગ ભજવી ગયા છે. એવી જ રીતે મારા છાપાના જબ્બરમાં જબ્બર વિરોધી નીચલદાસના જીવનમાં પણ મહત્ત્વનો ભાગ ભજવી ગયા છે. આ પત્રો જાહેરમાં પ્રગટ થાય તો નીચલદાસની ભારે નાલેશી થાય. કદાચ નીચલદાસને આત્મહત્યા પણ કરવી પડે. એ પત્રો પ્રસિદ્ધ ન થાય એ ખાતર એ માગો એટલી પૈસાની રકમ આપે — ને ફરી આપે!'

'મારી જીંદગી એણે બરબાદ કરી છે. મારો તો એ દુશ્મન છે જ, ને તમારો એ દુશ્મન હોય તો તમે ખુશીથી આ પત્રો લઈ જાઓ. એક બીજો છાપાંવાળો આવ્યો હતો. એણે મારા વેરને પોષવાનું કામ કરવાનું માથે લીધું હતું. ને આજે આ પત્રો હું એમને

આપવાની હતી. પણ કોઈ પણ બીજા માણસ કરતાં તમારો મારા ઉપર વધારે હક્ક છે. તમે આ પત્રો લઈ જાઓ. નીચલદાસને બરબાદ કરો, આત્મહત્યા કરવાની ફરજ પાડો કે પૈસા કઢાવો. કરવું હોય તે કરો.'

સોહનલાલે કહ્યું: 'તમારાથી કશું છુપાવવાની, અથવા તો મારી મતલબ સાધવાને તમને જૂઠાણું કહીને આ પત્રો હું લેવા નથી માગતો. હું તો આ પત્રો સર નીચલદાસને પાછા પહોંચાડવા માગું છું. એને મેલા ધાથી નિર્ભય કરવા માગું છું.'

હસીના સોહનલાલની સામે જોઈ રહી. દુશ્મનને નિર્ભય કરવાને પોતે ચોરી કરવા જાય એ દુશ્મનાવટ કઈ જાતની? પણ...પણ... એને એ બધું સમજવાની જરૂર શી હતી?

'સ્વામી!' હસીનાએ કહ્યું: 'કિન્નો લેવો કે જતો કરવો એ તમને સોંપ્યું. મારે કાંઈ સમજવા જરૂર નથી. તમે મોટા માણસ રહ્યા, ને હું રહી એક પતિત અને અકાળ વૃદ્ધ નારી. ફરીને આપણે મળીએ કે ના મળીએ, પણ એક રાત તમે મારે ત્યાં આવ્યા ને મને અમુલખ વસ્તુઓ આપી ગયા. ઈશ્વરમાં ડગમગી ગયેલી મારી શ્રદ્ધા તમે ફરીને સ્થાપી; અને એ પાક પરવરદિગારના કદમમાં મારી વેદનાઓને આશાઓને ધરનારી પ્રાર્થના કરવાનો માર્ગ તમે ઉઘાડી આપ્યો! મારી જાતમાંથી મારી શ્રદ્ધા ડગી ગઈ હતી, એ તમે ફરીને સ્થાપી. અને પુરુષાર્થ કરવાનો માર્ગ તમે ફરીને ઉઘાડી આપ્યો. જીવનમાંથી મારી શ્રદ્ધા પરવારી ચૂકી હતી, અને એ તમે નવેસરથી આપી. ખમીરથી જીવવાનો માર્ગ તમે ફરીને ઉઘાડી આપ્યો. સ્વામી! એક જ રાત તમે રહ્યા મારી પાસે પણ તમે મને વહી ગયેલી જુવાની ફરીને જીવવાની તક આપી. લુપ્ત થયેલા બેહિસ્તની ફરીને ઝાંખી કરાવી. હૃદય મારું તમે મહા સંતોષથી–મહા શ્રદ્ધાથી ભરી દીધું. એક માત્ર તમારી મૂર્તિ સિવાય આ હૃદય ઉપરથી કિન્નો,

ઈર્ષ્યા, અસૂયા, વિડંબના તમામ સરી ગયું છે, મારા નાથ ! આ પત્રો તમે લઈ જાઓ, ને નીચલદાસને પાછા આપવા હોય તો આપો.'

'કોઈ કરતાં કોઈ રંજ તમને નથી થતો ?'

હસીના હસી ! એક રાતના પ્રેમ-સ્નાનથી હસીનાનો ચહેરો ઉઘડતા ફૂલ જેવો નૌજવાન બની ગયો દેખાયો: 'મારા માલિક ! તું કદાચ ફરીને નહિ આવે. પરંતુ તારી મનોમૂર્તિને તો મારા દિલમાંથી નહિ હટાવી શકે. કહે, મારે હવે આ પત્રોનું શું કામ છે ? જુના કિન્નાનું શું કામ છે ? જુની અદેખાઈનું શું કામ છે ? અને તને જો સંતોષ થતો હોય તો આ પત્રો હું જ જાતે સર નીચલદાસને સોંપી આવવા પણ તૈયાર છું.'

દૂધવાળો આવ્યો. બારણું ઉઘાડીને હસીનાએ દૂધ લીધું. હસીનાએ ચાહ મૂકવાની તજવીજ કરવા માંડી. સ્ટવ ઉપર ચાહનું પાણી મૂકીને હસીના સોહનલાલના ખોળામાં માથું નાંખીને સૂતી. સોહનલાલના ચહેરા સામે એની આંખો, એના ગાલો, એના હોઠો હસી રહ્યા: 'સોહન ! કેવું મીઠું નામ ! તમે ફરીને પાછા આવશો ?'

જવાબમાં હસીના અને સોહનના હોઠો એક બીજાને ચૂમી રહ્યા.

અને બારણું ઉઘાડીને, બારણાના ઉંબર ઉપર ઊભીને યશવંત આ ચૂંબનના દ્રશ્યનો સાક્ષી બની રહ્યો !

એક નાનો સરખો અકસ્માત થઈ ગયો હતો. દૂધવાળા માટે ઉઘાડેલું બારણું ફરીને અંદરથી વાસીદેવાનું સોહનલાલ કે હસીના બેમાંથી એકયને નહોતું સૂઝયું.

યશવંત સ્તબ્ધ બનીને ઊભો રહ્યો ? એ સાચેસાચ આશ્ચર્યની અવધિ અનુભવી રહ્યો. સોહનલાલ હસીનાને ત્યાં હોય એ પહેલું આશ્ચર્ય હતું. સોહનલાલના ખોળામાં હસીના માથું મૂકીને સૂવે એ બીજું આશ્ચર્ય હતું. હસીના સોહનલાલને ચૂમે એ ત્રીજું આશ્ચર્ય

હતું. ને ચોથું અને સર્વ વિશેષ આશ્ચર્ય તો એ હતું કે સોહનલાલ હસીનાને ચૂમતો હતો !

હસીના સફાળી બેઠી થઈ. જીવનમાં પહેલી જ વાર સોહનલાલે કોઈએ માણસથી પોતાનું મુખ ચોર્યું.

'I am Sorry' યશવંતે કહ્યું: 'હું તો આ બાનુને એક કામે મળવા આવ્યો હતો. મને ખ્યાલ નહિ કે તમે બન્ને ખાસ કામમાં હશો.'

હસીના અને સોહનલાલ બેય યશવંત તરફ પણ આંખો ઢળેલી રાખીને જોઈ રહ્યા. એમાંથી કોઈ કાંઈ બોલ્યું નહિ.

'હું થોડી વાર રહીને આવીશ.' યશવંતે કહ્યું. એ સમયે એના ચહેરા ઉપર એક વિચિત્ર હાસ્ય ફરકી ગયું. સોહનલાલ અને હસીના આવી ચૂકયાં હતાં — જ્યાં એને જોઈતાં હતાં જ ત્યાં. હવે એની નોકરી પણ સલામત હતી. હવે સોહનલાલ એને રુખસદ આપી શકે એમ ન હતું. હવે એના પત્રો હસીનાને આપ્યા સિવાય છૂટકો ન હતો. સોહનલાલ જ હવે તો હસીનાને સંભાળશે — અને હવે નીચલદાસને પણ પૈસા આપ્યા સિવાય છૂટકો નહિ થાય. ઓહ ! દશ્ય જોવાયું તો માત્ર એક મિનિટ — અર્ધી મિનિટ, પણ એ મિનિટ અર્ધી મિનિટે તો એના સારાયે જીવનને સુધારી લીધું હતું — એની બગડેલી બાજી સુધારી લીધી હતી.

ક્ષણભર — માત્ર ક્ષણભર યશવંતને મનમાં વિષાદનો ઉભરો ચડી આવ્યો. એ અને નિવેદિતા આવી જ રમત કરતાં હતાં — એકવાર. હવે એમની એ રમત બંધ થઈ ગઈ છે.

'એકાદ પ્યાલો — પેગ અત્યારે લેવો પડશે. ન જાણે શા માટે મારા પેટમાં બળતરા બળી રહી છે. આજ કાંઈકને કાંઈક બનવાનું હોય એમ મને કેમ લાગે છે ?'

## પ્રકરણ વીસમું

## આત્મ વંદના

યશવંતના ગયા પછી હસીના સોહનલાલની સામે જોઈ રહી. એણે સોહનલાલને એક મિનિટમાં દશ વર્ષ મોટો થઈ ગયેલો જોયો ! જેના વદન ઉપર પાંચ પળ પહેલાં એણે પ્રૌઢ અવસ્થાની આથમતી યુવાનીના સંધ્યાકાળ સમી સૌમ્ય સ્વસ્થતા જોઈ હતી, એના ચહેરા ઉપર એણે વાર્ધક્યની કરચલીઓ પડેલી જોઈ. ક્ષણભર તો સોહનલાલને જાણે કોઈ ભારે પછાડાટની કળ વળી હોય એવી મૂઢ ને મૂક વેદના એની આંખમાં છવાઈ ગઈ.

હસીના ઊઠી અને એણે બારણું બંધ કર્યું ! ઓહ્ ! બારણું ઉઘાડું રાખવામાં એણે કેવી મૂર્ખતા કરી હતી ! એને સાંપડેલું મહાભાગ્ય શું એની એક ગફલત માત્રથી રાંકના રતનની જેમ સદાને માટે લુપ્ત થશે !

હસીના આવીને સોહનલાલ સામે બેઠી. બેઠા પછી એને ચાહ યાદ આવી. એ ચૂપચાપ ઊઠી. એણે ચાહ બનાવી, ત્યાં સુધી સોહનલાલ નિશ્ચેષ્ટ–મૌન ધારી રહ્યો. એની આંખો અંદર જોતી હોય એમ ફાટેલી છતાં બહારનું કાંઈ જ જોતી ન હોય એવી દેખાતી હતી.

હસીનાએ સોહનલાલ સામે ચાહનો પ્યાલો મૂક્યો. અને પછી કહ્યું: ‘ આ જ છાપાંવાળો મારી પાસે કાગળો લેવા આવતો હતો. તમે એને ઓળખતા લાગો છો ?’

સોહનલાલે દીર્ઘ નિશ્વાસ મૂક્યો: ‘એને બદલે કોઈ બીજો હોત – ગમે તે પણ કોઈ બીજો જ હોત તો...’

‘ એ કોણ હતો ?’

‘ એ હતો – જે એ હોવો જોઈતો ન હતો તે. આ દુનિયામાં હું માત્ર એવી એક જ વસ્તુથી ડરતો હતો અને એવી એજ વસ્તુ બની ! ખેર ! હરીચ્છા ! ’

હસીના ચૂપ રહી. એ શું બોલે ? એને હજી યશવંત ને સોહનલાલ વચ્ચેના સંબંધની કોઈ ખબર ન હતી !

સોહનલાલે આગળ ચલાવ્યું: ‘ એ કાગળો લેવા આવ્યો હશે ?’

‘હા. મેં એને સવારનો વાયદો આપ્યો હતો.’

‘ એ આવ્યો ને એણે મને જોયો. સવાલ એ છે કે એ કાગળો એને નહિ મળે તો મને ઈજા કરવાનો પ્રયાસ કરશે...અને મને એ ભારેમાં ભારે ઇજા કરી શકશે ! ’

‘ કાગળો એને આપી દોને ! ’

સોહનલાલે હોઠને જરા પીસીને જાણે હસીના ઊભી જ ન હોય ને પોતે મોટેથી વિચાર કરતા હોય એમ કહ્યું: ‘ કાગળો ન આપું તો આખી જીંદગી મહેનત કરી કરીને મેં એક સૃષ્ટિ રચી છે, એ નાશ પામશે ! હું બરાબર જોઈ શકું છું એના રસ્તા. એ મારો નાશ કરશે એ મોટી વાત નથી. પરંતુ સર્વ કોઈ ઈન્સાફ પ્રેમી માનવીના સહકારથી ઇન્સાફના પોકારનું જે સમૂહ – બળ – જે ગણ શક્તિનું બળ–હું જમાવી શક્યો છું, એનો નાશ થશે......’

‘ કાગળો આપી દેવામાં વાંધો શું ?’ હસીનાએ વિચાર રેખા તોડી: ‘ નીચલદાસને ઉગારવા માટે તમારે ખુવાર શા માટે થવું જોઈએ ?’

'અને કાગળો આપી દઉં તો......' સોહનલાલે પોતાના મનને સવાલ પૂછ્યો અને પછી એ સવાલ જાણે જવાબ આપવાને એના ચિત્તમાં રખડવા ચાલ્યો ગયો હોય, એમ એ ચૂપ થઇને બેસી રહ્યો.

ક્યાંય સુધી એ એમને એમ મૂંગો બેસી રહ્યો. સ્થિર રહેલાં પાણી જેમ ડહોળા બની જાય એમ એની આંખનો રંગ–એના અંતરના ડહોળાણની ગવાહી આપતો ડહોળો બની રહ્યો. એના ચહેરા ઉપરની સૌમ્યતા ઉડી ગઇ હતી ને વારંવાર એના ઉપર રુક્ષતાના ખૂણા ખેંચાતા હતા. વર્ષોની આવરદા માણસ જાણે મિનિટોમાં ઝપાટા બંધ કાપતો હોય એમ એનો ચહેરો ક્ષણે ક્ષણે વધારે ને વધારે જૈફ જેવો બનતો ગયો. હસીના ચૂપ થઇ ગઇ. હેબતાઇ ગઇ.

બારણા ઉપર ટકોરા પડ્યાઃ 'હું હવે અંદર આવું બાનુ?' બહારથી યશવંતે પૂછ્યું.

હસીના સોહનલાલ પાસે ગઇ. એણે સોહનલાલને ધીમેથી પૂછ્યું: 'પેલો ફરીને આવ્યો છે!' સોહનલાલે જવાબ ન દીધો, એટલે હસીનાએ એનો હાથ પકડીને ખેંચ્યો. તંદ્રમાંથી જાગતો હોય એમ સોહનલાલે આંખો ઉઘાડી હસીના સામે જોયું: 'પેલો આવ્યો છે.' હસીનાએ દબાયેલા સ્વરે કહ્યું.

'એને કહે કે બપોરે આવે.'

હસીના બારણા પાસે ગઇ. એક બારણું થોડું ખોલીને એ વચમાં ઊભીઃ 'તમે બપોરે આવજો!'

'બપોરે? પછી અમારે કેટલાક ધક્કા ખાવા?' યશવંતે ચીડ કરી.

'હમણાં મને ના સતાવો. બપોરે આવજો.' હસીનાએ જીદ કરી.

'ભલે, બપોરે આવીશ. પણ બપોરે હું નકામો ધક્કો નહિ ખાઉં.'

'ભલે. આવજો હો.' કહીને હસીનાએ બારણું બંધ કર્યું.

જ્યારે એ પાછી આવી, ત્યારે એણે બીજો જ સોહનલાલ જોયો. એના ચહેરા ઉપર એણે એક એવા પ્રકારનો સંતોષ જોયો જે એણે કદિયે જોયો ન હતો – ક્યાંયે પણ.

હસીના આવી ને સોહનલાલે કહ્યું: 'મને એક કપ ચહા બનાવી દેશો? આ કપતો સાવ ઠંડો થઈ ગયો છે.'

વિખરાયેલા વાદળો વચ્ચેથી ચંદ્ર જેમ ચમકે એમ હસીનાના ચહેરા ઉપર સ્મિત ઝબક્યું.

'વાહ, હમણાં જ બનાવી દઉં.'

હસીનાએ ચાહ બનાવી ને સોહનલાલે એ પીધી. પોતે પીધી ને હસીનાને બાજૂમાં બેસાડીને પાઈ.

અને એ ઊભો થયો. એણે કપડાં પહેર્યાં.

એના કપડાં પહેરવાના ઉમંગમાં, એની હીલ ચાલમાં, હસીનાને પ્રણય સુલભ સ્પષ્ટતાથી કોઇ ભયાનક તટસ્થતા લાગી. એકાએક હસીનાને લાગ્યું કે સોહનલાલની સ્વસ્થતા એ ભયંકર નકાબપોશ છે.

એ દોડી: સોહનલાલને બાઝી પડી: 'તમે ક્યાં જાઓ છો?'

'તમને મારી ચિન્તા છે?'

'ચિન્તા? તમારી? આહ, તમે કહો તો છાતી ચીરીને બતાવું!'

'ના. તમારો બોલ પૂરતો છે.'

'મને તમારા રંગઢંગ સારા નથી લાગતા. રાતમાં ને અત્યારમાં તમારામાં આસ્માન જમીનનો ફેર છે. ક્યાંય નથી જવું અત્યારે તમારે. ખુદાને ખાતર, મારે ખાતર તમે રોકાઈ જાઓ.'

'ખુદાને ખાતર નહિ તો તમારે ખાતર પણ હું જરૂર રોકાઉં. પરંતુ મને સમય નથી. મારે જવું જ જોઈએ. મારાથી જરાયે વિલંબ હવે થઈ ના શકે!'

'ક્યાં? ક્યાં જાઓ છો? તમે...તમે...પેલા છાપાવાળાનું ખૂન...'

'ગાંડી રે ગાંડો! પેલો છાપાવાળો. તું એને ભૂલી જા. હું એનું ખૂન કરવા નથી જતો.'

'ત્યારે ... ત્યારે ....'

'હું મારું ખૂન કરવા જાઉં છું.'

એ ભયાનક એકરારની સામે હસીના મૂર્ચ્છા ખાઈને બારણા તરફ જમીન ઉપર પછડાઈ, અને એક પળ પણ હસીના સામે નજર સરખી પણ કરવાને રોકાયા સિવાય સોહનલાલ બારણું ઉઘાડીને બહાર નીકળી ગયો!

## પ્રકરણ એકવીસમું

## હારેલો જુગારી

બપોરે જ્યારે યશવંત હસીનાના કમરા પાસે આવ્યો, ત્યારે એ સ્વપ્નના ઘોડા ઉપર ચડીને આવ્યો હતો.

હસીનાએ એને બપોરનો વાયદો આપ્યો હતો એ તો બરાબર હતો. કેમ કે સવારે તો એને ત્યાં સોહનલાલ હતો ને ? માશાલ્લા ! પણ કેવો એ અજબ જોગાનુ જોગ ! સોહનલાલ હસીનાને ત્યાં ? એ સમયે વધારે નવાઈ કોને થઈ હશે ? સોહનલાલને કે પોતાને ? સોહનલાલ ! ચારિત્ર્યની–પવિત્રતાની શૂળી ઉપર જેણે કંઈકને ચડાવ્યા હતા તે ? જવા દો યાર ! માણસ ખાનગીમાં જે પાપ વધારે કરે છે એની જ જાહેરમાં વધારે સૂગ બતાવે છે ! દશ વરસથી ઢાંક્યો રહ્યો ને અકસ્માતે જ ફસાઈ ગયો ! એ પણ એક છૂપો રૂસ્તમ નીકળ્યો ! કહોતો ખરા આ દુનિયામાં પોતે બાંધેલી પવિત્રતાની ટોચ ઉપર કોણ રહી શક્યો છે ?

એતો જે હો તે. એવા ઊંડા વિચારોની માથાફોડ મારે શીદ કરવી ? દુનિયામાં એવા તર્કો કરવા, તરંગો દોડાવવા ને એવા તર્ક-તરંગો ઉપરથી સિદ્ધાન્તો ઘડનારા માનસશાસ્ત્રીઓ ક્યાં ઓછા છે ?

જવાદો એ વાત જ જવાદો. મુદ્દાની વાત છે કાગળોની, ને એ કાગળો આપવાની તો હસીનાથી હવે ના જ શેની પાડી શકાય? અને એ પણ મુદ્દાની વાત ક્યાં છે? મુદ્દાની વાત તો છે દશ હજારની દશ હ...જા...ર...ની.

અને ભલા મૂળ કાગળોના ફોટા પડાવીને પાસે રાખ્યા હોય તો બીજા દશ હજાર પણ મળે! નીચલદાસ પૈસા આપી શકે એવો હતો! ચાલો વીસ હજાર થયા!

એમાંથી પાંચેક હજારનું દેવું પતશે. બાકી પંદર હજાર કોઈ બેન્કમાં જમા રાખશું! નિર્વેદિતાના દાગીના વેંચાઈ ગયા છે એ પાછા લેશું. નિર્વેદિતા રાજી થશે. હવે હાથમાં પૈસા આવ્યા પછી નિર્વેદિતાને નારાજ કેમ કરવી? નારાજ કેમ રાખવી?

ભલા આ બધા પછી એકાદ નાની મોટર ન રાખી શકાય? મોટી નહિ, નાની ચાલીસેક માઈલે ગેલન પેટ્રોલ ખાય એવી આજકાલ મોટરો બહુ મોંઘી નથી, અને પ્રતિષ્ઠાનાં સાધન તરીકે ઉપયોગી છે.

અને પછી એકાદ છાપું......

માશાલ્લા! સોહનલાલ જ કાં એને ફરીને ન રાખે? રાખવો જ જોઈએ–રાખવો જ પડશે. પછી તો એ છાપું જ પોતાનું કેમ ન બનાવાય? નામ ભલે સોહનલાલનું રહ્યું. સોહનલાલનું નામ તો એક એવું ઢાંકણુ બને કે જેની નીચે ઘણી વાતોને દાબી શકાય. પછી તો નાણાંભીડ પડે ત્યારે સોહનલાલ દોડાદોડ કરે–એ નાણાં ભેગાં કરે ને હું વાપરું. મારી સામે એ કાંઈ આડો હાથ થોડો દઈ શકવાનો છે? ઓહ, મી. સોહનલાલ! પણ તમે મારે હાથ તો ઘણાજ સરસ સંયોગોમાં આવી ચડ્યા છો! હવે આ યશવંતરાયની દુનિયામાં ઝુકે એ પણ જોઈ લેજો. ઘણાયે દુનિયા ઝુકાવનારા થયા છે, પણ આ તો કોઈ ઓર તરેહની દુનિયા ઝૂકવાની છે! સાવધાન! સર્વ કોઈ

સાવધાન! યશવંતનો પંજાબ મેઈલ ઉપડી ચૂક્યો છે. હવે કોઈ એના માર્ગમાં ન આવશો.

હસીનાએ બારણું ઉઘાડ્યું ને યશવંત અંદર પેઠો.

'સોહનલાલ ભાઈ તો ગયા લાગે છે?'

'હા.' હસીનાએ ટૂંકો જવાબ આપ્યો.

હસીનાના ચહેરા ઉપર મ્લાન અને મૂક વેદના છાઈ હતી. પ્રેમી જનની ચિન્તા પાછળ, મ્લાન બનેલા ચહેરાની અંદર અનેરું પારલૌકિક તેજ આવે છે. યશવંતની સ્થૂળ આંખોએ એ તેજને જુવાનીની ઝળક માની. એણે માથું ખંજવાળ્યું. એના મનમાં એક નવો–ભૂરો વિચાર પેદા થયો હતો. એ એને મૂંઝવી રહ્યો – ગલીપચી કરી રહ્યો. એના મનમાં હસીના અને નિવેદિતાની સરખામણી થઈ રહી. અને થોડીવાર હસીનાની પાસે નિવેદિતા કમતરીન દેખાઈ!

'તમે કાગળો માટે આવ્યા છો ને?' હસીનાએ પૂછ્યું.

'હાસ્તો. મારાથી કાંઈ બીજૂં કામ થોડું જ કદાચ છે – સોહનલાલ ભાઈની જેમ?'

હસીનાએ ઘા ઝીલ્યો. ક્ષણભર એને તમ્મર આવ્યાં. સોહનલાલ ક્યાં ગયો હતો? એની આંખોમાં ભયાનક તેજ ચમકતું હતું – ગયો ત્યારે એનો ઈરાદો હતો આત્મહત્યા કરવાનો. એના છેલ્લા શબ્દો હજી પણ એના કાનમાં ગાજતા હતા. 'હું મારું ખૂન કરવા જઉં છું.' આહ! ત્યારે એને મૂરછા કાં આવી? કિરતારે એને દુર્બળ કેમ બનાવી? શા માટે? ઓહ, શા માટે? એ એના સોહનનો માર્ગ ના રોકી શકી, અને હવે સોહન જગત ઉપર હયાત ન હતો!

અને એવી આપત્તિની સામે આ ક્ષુદ્ર માણસ થોડા ક્ષુદ્ર કાગળોની વાત કરતો હતો!

'કાગળો તો તમને નથી દેવા!' હસીનાએ કહ્યું.

‘નથી દેવા? કેમ?’

‘મારે કોઈ કિન્નો લેવો નથી.’

‘પણ મારે લેવો છે એનું શું?’

‘તો લ્યો.’

‘કાગળો આપી દો, મને બાનુ!’

‘મારા કાગળોનો ઉપયોગ તમે નહિ કરી શકો!’

‘તમે મને ના પાડો છો?’

‘હા.’

‘પસ્તાશો. મારું માનીને ગૂપચૂપ કાગળો સોંપી દો.’

હસીના ચૂપ રહી.

‘તમે સોહનલાલને પૂછજો. મને કાગળો તરત સુપ્રત કરવામાં તમારી એમ જ એમની સલામતિ છે. આ કાગળો ઉપર મેં એક જુગારી પાસો નાંખ્યો છે, ને એ પાસો હરગી જ નહિ ફરે.’

‘તમને કાગળો મળી શકશે નહિ.’

‘હજી કહું છું કે હઠ છોડી દો.’

‘મારી કેવળ હઠ નથી, મારો ઘડેલો વિચાર છે. અને કહું છું હવે તમે જાઓ!’

‘આને માટે તમારે પસ્તાવું પડશે. તમે જાણતા નથી હું કેટલો બૂરો થઈ શકીશ.’

હસીના નિરુત્તર રહી. હકીકતમાં તો એ યશવંત ત્યાં ઊભો છે કે નહિ એનો પણ ખ્યાલ કરતી ન હતી. એના કાનમાં અનહત ભણકારા બાજી રહ્યા હતા એક જ વાક્યના: ‘હું મારું ખૂન કરવા જઉં છું.’ એક માત્ર વ્યથા એના મગજને મૂઢ બનાવી રહી હતી એને — પોતાની મૂર્છાની.

હારેલો જુગારી જેમ છેલ્લે છેલ્લે બમણા પાસા નાંખે, નિષ્ફળતાને અને અનિવાર્ય અંજામને સામે જોયા પછી પણ છેલ્લા તરફડાટો કરે એમ યશવંત હસીનાને ચૂપ જોઈને બોલી રહ્યો:

'તમને ફરીને વિચાર કરી જોવાની હું એક તક આપું છું. તમને નીચલદાસને માટે આવી લાગણી એકાએક થઈ જવાનું કારણ મને સમજાતું નથી. તમે તમારી જાતપૂરતો વિચાર કરો તો કાગળો મને દેવાથી તમારું વેર પોષાય છે, અને સર નીચલદાસ જેણે તમારી જીંદગી બરબાદ કરી એને એની દુષ્ટતાનો બદલો મળે છે. અને તમે સોહનલાલ......'

'સોહનલાલ ?' હસીના ઝબકીને જાગતી હોય એમ બોલી: 'સોહનલાલ ! એમનું નામ તમે શા માટે લીધું ?'

યશવંત પક્કાઈનું હાસ્ય હસ્યો. હસીનાના અંતઃકરણને અને અંતઃકરણ કરતાંયે આંતરિક ભયને જગાડવાનું એક વા–બારું તો છે.

'સોહનલાલને તમે પૂછ્યું હોત તો એ પણ તમને સલાહ આપત કે કાગળો મને સોંપી દેવામાં જ તમારું શ્રેય છે. તમે તમારો વિચાર ન કરો તોય સોહનલાલનો તો વિચાર કરો. આવી જીંદગી-ભર કાળીમજુરી કરીને લોહીને ટીપે ટીપે એણે જે આબરુની ઈમારત ઊભી કરી છે એ નાશ પામશે. આખી જીંદગીભર પોતાની જાતને ઉંચી રાખવાને માટે જાહેરના વિશ્વાસનો એણે જે મિનારો ઊભો કર્યો છે, તે પલવારમાં ભાંગીને કડાકા સાથે જમીનદોસ્ત થશે. આજે તમે મને કાગળો આપવાની ના પાડો અને કાલે સોહનલાલની સર્વવિધ બરબાદી થશે. સર નીચલદાસને બચાવવા માટે તમે સોહનલાલને જોખમમાં શા માટે મૂકો છો ?'

'સોહનલાલને જોખમમાં મૂકવા પહેલાં હું મારો જાન પણ ન્યોચ્છાવર કરું.'

' good. જાન ન્યોચ્છાવર કરવા તૈયાર છો તો સોહનલાલનો વાળ પણ વાંકો ન થાય એ માટે કાગળો ન્યોચ્છાવર કરવા તૈયાર નથી?'

હસીનાએ દીર્ઘનિશ્વાસ મૂકયો. યશવંતે આગળ ચલાવ્યું:

' તમને કાંઈ પૈસા જોઈતા હશે તો તે પણ મળી શકશે. કહી દો, તમારે કાંઈ પૈસા જોઈએ છે? સો, બસો, ચારસો — હજાર?'

હસીનાએ માથું ધૂણાવ્યું.

' સોહનલાલની સલામતિ પણ નથી જોઈતી?'

' સોહનલાલને હવે સલામતિની કાંઈ જરુર નથી.'

' જરુર નથી?'

' ના. સોહનલાલે પોતાની જાતે પોતાનું ખૂન કરવાનો ઈરાદો કર્યો હતો......ને......ને એ એમણે અમલમાં પણ મૂકયો હશે. હવે તમે મહેરબાની કરીને જાઓ!'

યશવંતને ભયાનક આંચકો વાગ્યો. સોહનલાલે આત્મહત્યા કરી! કાંઈ વિચાર કરવાને એનું મગજ સાફ ઈન્કાર કરી રહ્યું. માથે જબરો ફટકો પડયો હોય, એમ યશવંત એક શબ્દ બોલ્યા સિવાય ત્યાંથી પાછો ફરી ગયો.

# પ્રકરણ બાવીસમું

## ચિંતન

**યશવંતના** ગયા પછી હસીના એકલી પડી. કાગળો! સ્વર્ગીય સુખ અને નારકીય વેદના કેવળ બાર કલાકમાં એ કાગળોએ એને આપી હતી! એ કાગળોએ એને સોહનલાલને મિલાવ્યો! અને એ કાગળોએ સોહનલાલનો સર્વ નાશ કર્યો!

સોહનલાલ ગયો! એને મૂર્ચ્છા નહોતી આવી – આવતી હતી, મગજ બહેરું થતું જતું હતું, આંખો નૂર ખોતી જતી હતી, ત્યારે એણે જોયેલો એ સોહનલાલ એને યાદ આવ્યો! કેટલો સ્વસ્થ! કેટલી તટસ્થતાથી એણે પોતાનું ખૂન કરવાનો ઈરાદો જાહેર કર્યો હતો. એ ખરેખર મહાન માણસ હતો. આઠ કલાક – કેવળ આઠ કલાક – પારસમણિ કથીરને સ્પર્શી ગયો.

અને એ રાત – કેવી એ માદક મોહભર રાત. એક નારી જે કાંઈ આપી શકે એ તમામને ન્યોચ્છાવર કરવામાં, આટલો બધો ઊર્ધ્વગામી આનંદ ભોગવી શકતી હશે એવો એને ખ્યાલ પણ પહેલીજવાર આવ્યો. મનને મનનો કોણ મળે તો સ્પર્શ પણ કેટલો અજબ રોમાંચક બને છે! સૂર પણ કેવો સંગીતમય લાગે છે!

અને હવે એ કદિ નહિ આવે! કોઈ દિવસ એ નજરથી દેખાશે નહિ, ભુજાઓથી ભેળશે નહિ, હોઠોથી સ્પર્શશે નહિ. કોઈ દિવસ નહિ. એક મહાસ્વપ્ન આવી ગયું! એક મહા ભાગ્ય એના કઠોર ને સૂકા જીવનમાં ધૂમકેતુ જેમ ચમકી ગયું અને... અને......

ધનભાગ્ય હસીનાના! ધનભાગ્ય એક સિનેમાની નટીનાં, મહાભાગ્ય એક વિલાસની સોદાગરીનના કે એના જીવનમાં એક પુરુષ આવી ગયો. પોતે મરેલી જેવી હતી – જીવતું મૂર્દું હતું ને મૂર્દાને મસાણમાં ઘસડી જવાને કંઈક જન્તુઓની જમાત એને વળગી હતી, ને એને કંઈકે ફોલી યે ખાધી હતી. એકાએક એક પુરુષ આવ્યો. એણે એનો હાથ ઝાલ્યો...ને માશાલ્લા! મૂર્દામાં જીવ આવ્યો! એ સજીવન બની હતી!

એ સજીવન બની. પણ ઓહ! એ કેવી શાપિત હતી કે જેણે એના હાથ ઝાલ્યા એના મોતનું એ કારણ બની. એ જીવતી હતી ને મોત એના કમરામાં આંટો મારીને જીવતાં મૂર્દાને ઝાલવાને બદલે જીવન્મુક્તને ઉપાડી ગયું હતું! મોત! એણે આખા કમરાને ભરી દેતું સોહનલાલનું મુખ જોયું કોઈ ગેબી વાણી થતી હોય, એવા અનહત અવાજના પડઘા એના કાનમાં બાજી રહ્યા: 'હું મારું ખૂન કરવા જાઉં છું!' જાણે એક ઘેરથી બીજે ઘેર જતો હોય એટલી સાહજીકતાથી એણે એ શબ્દો કહ્યા હતા. કેવા ભયંકર એ શબ્દો! ને કેટલો સાહજીક એ સૂર! એ ગયો! હવે ફરીને એ પાછો નહિ આવે!

પણ...પણ...હસીના હતી તેવી હવે હરગીજ નહિ રહી શકે. હવે એ હતી તેવી હરગીજ નહિ રહી શકે! કાંતો એ વધારે ઊંચે ચડે–કાંતો એ વધારે નીચે ચડે.

સોહનલાલ આવ્યો ને ગયો. પણ પાછળ કાંઈક મૂકતો ગયો.

હસીના એ કાંઈકને સંભારીને જીવે. કેમ ન જીવે? ઋષિ મુનિઓના તપોભંગ પણ તપનો પ્રચાર કરનારા જ હતાં! જાહેર માર્ગ ઉપર, રાહદારી માર્ગ ઉપર ચાલનારો સોહનલાલ! ગટરમાં પડેલી હસીનાનો હાથ ઝાલવા ગટરમાં ઉતર્યો. સોહનલાલ તો ખરડાયો! એણે હથે એની કિંમત ચૂકવીયે દીધી. અને જે જાણશે તે એને મૂવા પછીયે વગોવશે, પણ ક્ષણ – એક–ક્ષણ – એક ગટર પણ એ હાજરીથી ધન્ય બની ગઈ. ને ગટરમાં પડેલીને રાહદારી માર્ગ મળી ગયો!

હોનહાર! હોનહાર! કિસ્મત! બધાં જ ચક્રો ગોઠવાયાં એવી રીતે અને એવા હાથોએ ચલાવાયાં કે હસીના તો કેવળ અસહાય પ્રેક્ષક સમી જ રહી ગઈ. એક મહાસ્વપ્ન સંકેલાઈ ગયું. એક મહાભાગ્ય ભાંગી ગયું. એક ઉપયોગી જીંદગી બરબાદ થઈ ગઈ. બધું થઈ ગયું... ને પોતે તો કેવળ જોતી જ રહી.

હજીયે કાંઈક તો હસીના કરી શકે. સોહનલાલની ઈચ્છા હતી સર નીચલદાસને એના પત્રો પાછા સોંપવાની. એ ઈચ્છા એ જરૂર પૂરી કરી શકે. પારસમણિના સ્પર્શ પછી કથીર કથીર નથી રહ્યું, કાંઈક નવો ગુણ એનામાં અવશ્ય આવ્યો છે, એ બતાવવાનો એક માર્ગ હતો – સર નીચલદાસને એના પત્રો પાછા પરત કરવાનો.

હસીનાએ સર્વ વિચારો ને વિમાસણોને મહા પ્રયાસથી સંકેલી લીધા. એણે કપડાં પહેર્યાં. પત્રો પોતાની જેબમાં નાંખ્યા. અને એ પોતાનો કમરો બંધ કરવાનો ખ્યાલ સરખોયે કર્યા સિવાય સડસડાટ નીચે ઉતરી. એક ટેકસી બોલાવીને એ એમાં બેઠી.

ટેકસીવાળાએ હસીનાએ આપેલા સરનામા પાસે ટેકસી ઉભી રાખી. દરિયા કાંઠા ઉપર એ એક વિશાળ બંગલો હતો. બહાર મોટો બાગ હતો.

હસીના નીચે ઉતરી. અંદર દાખલ થઈ. એક નોકરને પૂછ્યું: 'સર નીચલદાસ છે?'

'જી. હા.'

'એમને કહો કે એક બાઈ તમને ખાસ જરૂરી કામે મળવા માગે છે?'

'શું નામ આપું?'

'નામ આપવાની જરૂર નથી.'

'સારું.' નોકર મર્મમાં હસ્યો. એ સર નીચલદાસને પિછાનતો હતો. ને હસીના પાકેલી દેખાતી છતાં હજી સુંદર લાગતી હતી.

નોકર અંદર ગયો ને થોડીવારમાં પાછો આવીને હસીનાને પહેલા મજલાના એક વિશાળ દીવાનખાનામાં લઈ ગયો.

એ આલીશાન ને રાજસી ભભકાથી ભરેલા દીવાનખાનાની બારીમાંથી સમુદ્રનો અખૂટ વિસ્તાર દેખાતો હતો. ને દરિયાની મીઠી લહર પણ આવતી હતી.

થોડીવારમાં સામા બારણામાંથી સર નીચલદાસ આવ્યા.

'તમારે મારું કામ છે? શું કામ છે એ પૂછી શકું?'

સર નીચલદાસે ટોકરી ઉપર આંગળી મૂકી. ને જાણે તિલસ્માતનો જાદુ હોય એમ એક નોકર દીવાનખાનામાં આવ્યો: 'ચાહ બનાવી લાવ.' સર નીચલદાસે હુકમ આપ્યો: 'ચાહ પીને વાત કરવી હોય તો તેમ, નહિ તો હમણાં પણ મને કહી શકો છો.'

હસીના ઉભી થઈ. એકદમ આગળ આવી: સર નીચલદાસે એને ઓળખી નહોતી. શી જરૂરત હતી શાપિત નીવડેલી ઓળખાણ તાજી કરવાની?

'મારે બીજું કાંઈ કામ નથી. માત્ર એક સંપેતરું આપવાનું છે!' હસીનાએ સર નીચલદાસના હાથમાં કાગળોનું બંડલ મૂક્યું.

તાજુબીથી—કેવળ તાજુબીથી સર નીચલદાસે બંડલ ઊખેળ્યું. એમાંથી ત્રણ-ચાર પત્રો માત્ર નીકળ્યા. સર નીચલદાસે એક પત્ર

ઉઘાડીને વાંચવા માંડયો. ને એનો ચહેરો ન સમજાય એવો બની ગયો. આ તો પોતાનો જ પત્ર! બીજો પત્ર, ત્રીજો પત્ર, ચોથો પત્ર... બધા જ પોતાના પ્રેમપત્રો!

સર નીચલદાસે કાગળો નીચે મૂકયા. અને હસીના સામે જોયું. એકવાર જોયા પછી બીજી વાર ધ્યાનથી જોયું.

'માફ કરજો. તમને હું પહેલાં પિછાની ના શકયો. તમો ઘણાં બદલાઈ ગયાં છો. પણ તમે – તમે જ હસીના તો નહિ...કે પછી હસીનાના માતા?'

હસીના ચૂપ રહી. એનું કાર્ય પૂરું થયું હતું. એના અંતરમાં કોઈ જૂની યાદગીરીના શૂળ ન હતાં. પ્રાર્થનાની ઉત્કટતા હતી! સોહનલાલનો આત્મા જોતો હશે કે એની છેલ્લી વાંચ્છના હસીનાએ જાતે પૂરી કરી છે! અહીં આવવું સહેલું ન હતું, છતાં પણ એ આવી. આપવું સહેલું ન હતું, છતાં પણ પત્રો એણે પાછા આપ્યા હતા! ઓ કિરતાર! એટલું કર કે સોહનલાલનો આત્મા આ જૂએ!

સર નીચલદાસ પાસે આવ્યો. હસીનાને પલવાર ધારી ધારીને નીરખી રહ્યો! પછી એ હસ્યો: 'તમે હસીના છો. તમારો ચહેરો ભૂલાવામાં નાંખી દે. પણ તમારી ભીની આંખો તમને પકડાવી દે છે.'

નોકર ચાહના પ્યાલા મૂકીને ચાલ્યો ગયો. સર નીચલદાસે કહ્યું: 'ઘણે સમયે તમે મળ્યાં! સુખી તો છો ને?'

'મને આ કાગળો મળ્યાની પહોંચ આપશો?'

'પહોંચ?' સર નીચલદાસ એકદમ ભૂતકાળની યાદગીરીને જગાડવાના પ્રયાસમાંથી વર્તમાનકાળની સલામતિના વિચારમાં આવી ગયો! આજ એ પત્રો હતા–જેનો કબજો લેવાને એ જાતે વિમાનમાં બેસીને મુંબઈ આવ્યો હતો! આજ એ પત્રો હતા કે જેનો કબજો મેળવવા માટે એને દશહજાર રૂપિયા આપવાના હતા.

નીચલદાસે મેજનું ખાનું ઉઘાડ્યું.

'આ જ પહોંચ ને?' એણે સહી કરીને ખાનામાં રાખી મૂકેલો ચેક હસીનાના હાથમાં મૂક્યો: 'મને તો ખ્યાલ હતો કે કોઈ છાપાવાળો આવવાનો હતો. તમે જાતે જ આવશો એ ખ્યાલ ન હતો. મને આશા છે કે તમને સંતોષ થયો હશે?'

હસીનાએ ચેકને ફાડી નાંખ્યો: 'મારે ચેક નથી જોઈતો.'

'રોકડા પૈસા! તમે થોડીવાર બેસો તો મંગાવી આપું?'

'મારે પૈસા પણ નથી જોઈતા.'

'ત્યારે?'

'આપી શકો તો પહોંચ આપો.'

'પણ આવા કાગળોની પહોંચ તે કેમ અપાય?'

'તો કાંઈ નહિ. મારો આગ્રહ નથી.'

'પણ બીજું કાંઈ...'

'મારે કશું જ નથી જોઈતું.'

હસીનાએ વિદાય થવા માટે પીઠ ફેરવી. નીચલદાસને આ ન સમજાયું! હસીના એને સામે ચાલીને પ્રેમપત્રો પાછા આપી દે! એના અનિંદિત જીવનમાં એક માત્ર કાળી વાદળી સમા આ પત્રો એમને એમ પાછા આવે? એ એકદમ આગળ વધ્યો: હસીના સામે જઈને ઊભો.

'હસીના! હું કાંઈ સમજ્યો નહિ.'

'સમજવાની જરૂર શી છે તમારે? આ પત્રોને કારણે ને આ પત્રોને માટે તમને ધમકી અપાતી હતી. એ કારણને નાબૂદ કરવા અને એ ધમકીને નિર્માલ્ય બનાવવા માટે જે તમારી માલિકીની વસ્તુ છે એ તમને સોંપવા આવી હતી.'

નીચલદાસ સ્તબ્ધ બની ગયો. આ હસીનાને તો એ

ઓળખી જ નહોતો શકયો ! ‘ હસીના ! હું તમને ઓળખી જ ના શકયો. ’

‘ એજ દુઃખની વાત છે. માણુસ ખુદ પોતાને પણ ઓળખે છે – જયારે એ ઓળખાણુ કશા અર્થની નથી રહેતી ત્યારે જ. ’

એ પ્રૌઢ આત્મવશતા અને એ દેદીપ્યમાન ગૌરવ સામે નીચલદાસ માન ભર્યું, વિસ્મય અનુભવતો ઉભો રહ્યોઃ ‘ તમારે કોઈ વાર મિત્રની જરૂર પડે તો...’

‘ હું અત્યારે જીવતા મુર્દા સમી છું. મારે કોઇનીયે ખાસ જરૂર પડવાનો સંભવ નથી. ’

અને મૂક અને મૂઢ બનેલા નીચલદાસને ઉભેલો મૂકીને હસીના ત્યાંથી ચાલી ગઈ.

હસીનાને આત્મ સંતોષ થયો. હજાર વેણુ ઠપકાના–મ્હેણુાનાં એના કંઠમાં આવ્યાં હતાં. એ એણે શમાવી દીધાં હતાં.

જે આત્મહત્યાનું પાપ એને માથે ચડયું હતું એ પાપને ધોવાને માટે એને ઉપર ચડવાનું હતું ! એ એનો ધર્મ હતો ! ચઢાણુ બહુ કઠણુ હતું. ઓ કિરતાર ! શું તે એક પગલું પણુ ઊંચે ચડી શકી હતી ?

## પ્રકરણ તેવીસમું

### ત્યાગ-મૂર્ત્તિ

હસીનાને એના કમરામાં મૂકીને યશવંત ગયો ત્યારે ક્ષણભર તો એ કાંઈ કરતાં પણ કાંઈ વિચાર સરખો પણ કરવાને અસમર્થ હતો! ધીમે ધીમે એના ચિત્તમાં અણનોતરી, અણવાંચ્છી વિચારણા સળવળી!

એ શાપિત પત્રો! કઈ બદબખ્ત ઘડીએ એને સૂઝ્યા હતા! નોકરી પણ ગઈ! ને જેની આશાએ નોકરી એણે ગુમાવી હતી એ પત્રો પણ ગયા, અને સોહનલાલ?

સોહનલાલની આત્મહત્યાની વાત હસીનાએ કરી! શું એ સાચી વાત હતી? કે પોતાને બનાવી કાઢવાનો એક ફરેબ માત્ર હતો?

અને પોતે માથે ભારે કરજ લઈને ફરતો પોતાનાં જ કરતૂતોથી રઝળતો બનેલો બેકાર બન્યો હતો!

પહેલા તો...તો પીવા દો. યશવંતે ખિસ્સામાં હાથ નાંખ્યો. ખિસ્સામાં બે રૂપિયા હતા. બાકી કાંઈ ન હતું. યશવંત કડવાશથી રૂપિયા સામે જોઈ રહ્યો. એણે નોકરી ખોઈ હતી. એણે દશહજાર

રૂપિયા ખોયા હતા. બધું જ ખોયું હતું: 'લેને ગઈ પૂત ને ખોઈ આઈ ખસમ' ની કહેવતનો ખરો અર્થ એને સમજાયો.

પણ રંજ કર્યેથી શું? એણે જુગારીનો પાસો નાંખ્યો હતો ને એ ખેલ ગુમાવી બેઠો હતો. હવે તો રમવાના પાસાયે એના હાથમાં રહ્યા ન હતા!

પીવા દો? એને પત્ની મળી હતી. પત્નીનું સુખ મળ્યું હતું. બાળકો મળ્યાં હતાં. બાળકોનો ચાહ મળ્યો હતો. એને સારી નોકરી મળી હતી ને શેઠનો વિશ્વાસ મળ્યો હતો! એ સર્વ સુખ ભૂલવાને એ પીતો હતો. તો આજનું દુઃખ ભૂલવાને એ કેમ ન પીએ? પીઓ! પીઓ! આજનો દિન ભૂલી જાઓ! કાલ કોણ જાણે કેવી ઉગશે. કાલ કોણ જાણે કોણ દેખશે? ચોમેર એને નિરાશા મળી હતી. આવતી કાલથી એનું શું થશે એની એને ખબર ન હતી. આજે તો ભૂલાય એટલો વખત સર્વ ચિન્તાઓ ભૂલી જાઓ!

યશવંત એક પીઠામાં પેઠો. ને પંદર મિનિટમાં રૂપિયા બે આગના પાણી વાટે એના પેટમાં પહોંચી ગયા. વધારે પૈસા એની પાસે હતા નહિ. એ બહાર નીકળ્યો.

અને એનાં મગજનાં ચક્રો ઝપાટાબંધ ચાલવા માંડ્યા.

નિરાશ થવાનું કાંઈ કારણ જ હતું ક્યાં? એ નકામો ગમગીન બનીને ખોટી ચિન્તાઓ સેવતો હતો. વાસ્તવમાં એને હીંમત હારવા જેવું તો કાંઈ કરતાં કાંઈ હતું નહિ.

એની સામે ત્રણ માર્ગ ઉઘાડા હતા. ઓહ! એને બેકાર બનીને સડક સુપ્રિન્ટેન્ડેન્ટ થવાને વાર છે!

માર્ગ પહેલો એ હતો કે એણે સર નીચલદાસ પાસે જવું. પત્રો સોંપવાની ના પાડવી. માત્ર એને પ્રસિદ્ધ નહિ કરવાની કીંમત

જ માગવી. દશ હજાર નહિ તો હજાર તો આપશે ને? સર નીચલદાસ શ્રીમંત હતો. એને કાંઈ હજારની રકમ વિસાતમાં નથી. ને યશવંતને હજાર રૂપિયા ઘણા વિસાતમાં હતા. સર નીચલદાસને એ ખબર હોવાનો સંભવ ન હતો કે યશવંતને નોકરીમાંથી રુખસદ મળી છે. એને એ પણ ખબર હોવાનો સંભવ ન હતો કે હસીનાએ યશવંતને પત્રો સોંપવાની ના પાડી છે. દેખીતી રીતે દશહજાર નહિ તો હજાર માટે તો સર નીચલદાસ સાચો હતો. અને યશવંતના હાથમાં તો હજાર રૂપિયા આવે તો એને વાપરવાના રસ્તાઓનો યશવંતને તોટો ન હતો!

બીજો માર્ગ હતો: 'અખબારે-હિન્દ' ની ઑફિસમાં જઈ પહોંચવાનો. અને જાણે કાંઈ જ નથી બન્યું એમ પોતાના આસને બેસી જવાનો. હસીના ઘણી ચોક્કસ વાત કરતી હોવા છતાં પણ સોહનલાલ આત્મહત્યા કરે એવો એને કદિયે લાગ્યો ન હતો. કેવળ સોહનલાલને ચૂપ કરવાથી એ નિર્ભય હતો! એને આત્મહત્યા કરવાની જરૂર શી? હસીનાને સોહનલાલનો સંબંધ! અરે જવા દો એ વાતને યાર! એ બધી વાતો કહેવામાં સારી છે ને દૂર રહેલા લોકોને ભ્રમમાં રાખે છે! બાકી આજકાલ તો મોટા મોટા નામધારીઓ-તિલકધારીઓ ને ખાદીધારી કે ઝંડાધારીઓમાંથી કોણ કેટલા પાણીમાં છે એ વાત જાણકારો ક્યાં નથી જાણતા? ફલાણાભાઈ તો સાંજના પાંચ વાગ્યા પછી પોતાની પત્ની નહિ છતાં પત્નીથીયે વધારે એવી પારસી બાનુને ત્યાં મળે છે. અમુક ભાઈને તો એમની કોઈ હસીનાને ત્યાં 'ફોન' પણ કરી શકાય છે. અમુક આગેવાન જેને લોકો બહુ માને છે તે તો કાયમ જ એક શ્રીમંત ને જુવાન વિધવાને ત્યાં જ ઉતારા કરે છે ને મહિનાઓ સુધી રહે છે. ફલાણાભાઈ......અરે જવા દોને એ વાત. આવા સંબંધો...કોઈને કોઈ સોહન કે મોહન ને કોઈને કોઈ હસીના કે રાધા તો બધેય છે. ઉંચા ગણાતામાંયે એ સામાન્ય

છે. અસામાન્ય છે માત્ર આપણા દેશના લોકોની મૂર્ખતાઃ કે જાહેર જીવનમાં ચારિત્ર્ય – અને તેય કેવળ જાતીય પૂરતું જ ચારિત્ર્ય અનિવાર્ય માને છે! જાહેર જીવનમાં આ તૂત પેઠું છે, એમાં તો યશવંત જેવા કંઈકની રોજી ચાલે છે. સોહનલાલથી અનેકગણા મોટા માણસો અનેક યશવંતોને ચૂપ રાખવામાં કાંઈ નાનમ કે અજુગતું નથી જોતા. તો સોહનલાલને પણ વાંધો શો નડે કે એ આત્મહત્યા કરે? સોહનલાલે શું આસપાસની દુનિયાને નથી જોઈ કે નથી જાણી કે એક મામૂલી વાતમાં જાન ઉપર જાય? નહિ. સોહનલાલ ને હસીનાનો સંબંધ યશવંતને નોકરી પાછી આપવાનું ઘણું સંગીન કારણ હતું. આત્મહત્યા માટે ઘણું નબળું કારણ હતું.

પરંતુ–છતાં સોહનલાલ હતો વિચિત્ર માણસ. એ ઘણી વાતોમાં વ્યવહારિક હતો. પણ એનાથી વધારેગણી વાતોમાં અવ્યવહારિક પણ હતો. પોતાના આદર્શના રોજ સવારે પુરુષસુક્ત જાપ જપે ને પોતાના સિદ્ધાન્તોનાં રોજ રાત્રિસ્તોત્ર ભણે એવો એ વીસમી સદીનો તરંગી માણસ હતો. ને ઉર્મીલ પણ ઘણો હતો. ને કદાચ એણે આત્મહત્યા કરીયે હોય તો, યશવંતને નોકરીમાંથી અલગ કરવામાં આવ્યો છે એમ બીજું કોઈ જાણતું જ ક્યાં હતું?

ત્રીજો માર્ગ હતોઃ હસીના પાસે ફરીને જવાનો. શા માટે? પહેલા બે માર્ગો અજમાવાઈ જાય ને અસંભવ્ય નિષ્ફળતાને પામે તો જ ત્રીજાનો વિચાર કરવાની જરૂરત રહેતી હતી! ત્યાં સુધી...

એક કલાક પછી થાકેલા પગે ચાલતો ને આટલું લાંબે ચાલવાના ભૂલાઈ ગયેલા મહાવરાને કારણે પરસેવાથી રેબઝેબ થતો યશવંત સર નીચલદાસના બંગલામાં આવી પહોંચ્યો.

સર નીચલદાસ બહાર આવ્યા, અને યશવંતને જોઈને જરા હસીને એને પરસાળમાં પડેલી એક ખુરશી ઉપર બેસવાનું કહીને પોતે બીજી ખુરશી ઉપર બેઠા.

'મારું કામ છે તમારે? તમારું નામ શું ?'

'મારું નામ યશવંત.' 'અખબારે-હિન્દ'નો હું મદદનીશ તંત્રી છું.'

સર નીચલદાસ પોતાની ખુરશીમાં નિરાંતે બેઠેલા તે એકદમ ટટ્ટાર થયા: 'Yes!' એમના અવાજમાં એકદમ અકડાઈ આવી ગઈ. એ યશવંતથી છાની ના રહી. 'પેલા પત્રોની બાબતમાં હું આવ્યો છું.'

'Yes!' સર નીચલદાસે કહ્યું: 'એ પત્રો તો......ઠીક...ઠીક. એ પત્રો તમારી પાસે છે?'

'એક અખબર નવેશ તરીકે હું તમને એ પત્રો ન આપી શકું.'

'તો?' સર નીચલદાસે પૂછ્યું.

પત્રોની બાબત માટે, જાણ થતાં તાબડતોબ ખાસ વિમાનમાં મુંબઈ દોડી આવનાર માણસ તરીકે સર નીચલદાસનો અવાજ ઘણો, ઘણો ટાઢો હતો. યશવંતને એ ટાઢાશનું કારણ ન સમજાયું. એણે પોતાની કાગળની હોડી ઝુકાવ્યે રાખી.

'એ પત્રો પ્રસિદ્ધ નહિ થાય એની માત્ર ખાતરી આપી શકું.'

'મને એની પૂરતી ખાતરીજ છે...પણ જરા થોભો.' સર નીચલદાસને એક નવો રસ્તો એકાએક સૂઝ્યો હોય એમ એનો અવાજ બદલાઈ ગયો: 'જરા ખુલાસો થવો જોઈએ છે, કયા પત્રોની તમે વાત કરી રહ્યા છો?'

'કયા પત્રો? કેમ આપણે...આપણે...' યશવંત સર નીચલદાસના ચહેરા સામે જોઈને થોભ્યો.

'મીસ્તર!' સર નીચલદાસે પોતાની આંખોનો રંગ બદલાવીને કહ્યું: 'તમારા મો ઉપર હજી માનું ધાવણ ફોરે છે. જે લુચ્ચાઈની રમત તમે રમવા આવ્યા છો એ માટે તમે હજી ઘણા કાચા છો.

મને તમારા ઉપર તો શું પણ તમારા બાલબચ્ચાં ઉપર દયા આવે છે. તમે જાઓ. અહીંથી ચાલ્યા જાઓ !'

'મારા આવા અપમાનને માટે તમારે ઘણું પસ્તાવું પડશે !'

'અને મારી સાથે આ રીતે વાત કરવા બદલ તમારે પણ ઘણું પસ્તાવું પડે...જો...જો...જો......' સર નીચલદાસ એકદમ ઉભા થયા. પોતાના ખિસ્સામાંથી પત્રો કાઢી ને એણે યશવંતની સામે ધર્યા. 'આ રહ્યા એ અસલ પત્રો. તમે છાપાવાળા છો. ઘણીવાર તમે બીન જવાબદાર લખાણો છાપો છો ને બધીવાર અસલ દસ્તાવેજની ગેરહાજરીમાં ખબરો છાપવાનાં કાયદાનાં પરિણામો સમજો છો. માટે તમને આ પત્રો હું પહેલીજવાર ને છેલ્લીવાર બતાવું છું. એ પત્રો મારા કબજામાં છે. તમારા કરતાં એક વધારે ઉદાર દિલનાં માણસે મારી સામેની પોતાની દુશ્મનાવટ મને નિર્ભય બનાવવામાં ખેડી છે. હવે તમે જાઓ – અને જતાં જતાં મારી વાત સાંભળતા જાઓ: આ પત્રો વિષે એક શબ્દ તમે લખશો તો હું તમને ચાંચડની જેમ ચપટીમાં ચોળી નાંખીશ.'

અને સર નીચલદાસ કમરો છોડીને ચાલ્યા ગયા.

ઘસડાતે પગલે યશવંત બંગલામાંથી બહાર નીકળ્યો. એણે મોટી આશા બાંધી હતી આ મુલાકાત ઉપર. અને એક રાતી પાઈ પણ એ જોઈ ના શક્યો !

ખેર ! હજી બીજો રાહ બાકી હતો. એ પોતાના અખબારના કાર્યાલયમાં જઈ શકતો હતો. સોહનલાલ હયાત હશે તો એને પોતાનું હિત સમજાશે. માણસ નાક કાપીને અપશુકન કરે – પણ આપઘાત તો ન જ કરે. યશવંતની રમત ચૂંથી નાંખવા માટે સોહનલાલે પત્રો તો પાછા આપ્યા – સર નીચલદાસને, પણ યશવંતને રુખસદ આપવાનું જોખમ એ નહિ વહોરે.

અને જો એણે આત્મહત્યા કરી હશે તો......તો તો યશવંતને સોહનલાલે રુખસદ આપી છે એમ કોણ જાણતું જ હશે? પોતે ત્યાં જાય, ને રંગ જોયા મુજબ વર્તે તો એની નોકરી સાબૂત જ હતી. કાર્યાલયમાંથી એને થોડા પૈસા પણ મળી શકશે......ખાતે માંડીને ભલે આપે. હવેથી એવાં ખાતાં ચૂકવવાનું છે કોણ?

યશવંતને પગે ચાલીને કાર્યાલય સુધી પહોંચવું, કેવળ શારીરિક શ્રમની નજરે ઘણું હેરાન કરનારું થઈ પડયું. તોય એ જેમતેમ કરીને પણ પહોંચ્યો તો ખરો.

કાર્યાલયના દરવાજા ઉપર ઉભેલા ચોકીદારને એણે પૂછ્યું: 'સોહનલાલ છે?'

'હા.' ચોકીદારે જવાબ આપ્યો.

આત્મહત્યાની વાત જૂઠી! કેવળ યશવંતને ટાળવા માટેની જ એ ખાલી ધમકી! હસીના કાં તો પાકી પહોંચેલી હતી—ને કાં તો બેવકૂફ હતી. એમ કાંઈ કોઈ આત્મહત્યા કરતું નથી. પોતાના હાથથી પોતાનું મૃત્યુ નીપજાવવું જો સહેલું હોત તો દુનિયામાંથી લગભગ ચોથા ભાગના માણસોએ તો જીવવાને બદલે મરવું જ પસંદ કર્યું હોત. યશવંત ઉપર ગયો. સોહનલાલ પાસે જઈને ઊભો રહ્યો.

સોહનલાલ એક મેજ ઉપર માથું નમાવીને લખતા હતા. એમના મેજની બાજૂમાં જાતભાતની ફાઈલો, જાતભાતના ચોપડાઓ વગેરેનો મહાગંજ પડયો હતો. મદદનીશ વ્યવસ્થાપક બાજૂમાં ઊભો હતો. એના ચહેરા ઉપર વિસ્મયભરી મુંઝવણ હતી. સારા કાર્યાલયમાં કોઈ અસૂઝ પરંતુ ગંભીર ઓછાયો જાણે પથરાયો હતો.

સોહનલાલે ઉંચું જોયું. યશવંતને જોયો. ક્ષણભર એ યશવંતને જોઈ રહ્યો. દૂર ખસી ગયેલો માનેલો ઘા એકાએક આવીને છાતી ઉપર પડયો હોય એવી વેદના ક્ષણભર એમના ચહેરા ઉપર અંકાઈ ગઈ.

ક્ષયના દરદીના અનિવાર્ય મૃત્યુની ખાતરી થયા પછી–એ મૃત્યુનો મુકાબલો કરવાની સર્વ સિધ્ધાન્તિક તૈયારી કર્યા પછી–પણ ખરેખરા વ્યવહારમાં મૃત્યુ સામે આવીને ઉભે છે, ત્યારે માણસને જે વ્યથા થાય છે એવી વ્યથા સોહનલાલના ચહેરા ઉપર ચિતરાઈ. અનાયાસે એમના કંઠમાંથી એક દિર્ઘ નિશ્વાસ નીકળ્યો.

અને તરત જ એમણે પોતાના ચહેરાને સંભાળી લીધો: 'તમારે શું કામ છે મારું ?' એણે જરા ધીમા, જરા ઘેરા પણ સંપૂર્ણ સ્વસ્થ અવાજે સવાલ કર્યો.

'હું......હું નોકરી કરવા આવ્યો છું.'

મદદનીશ વ્યવસ્થાપકને યશવંતના આ જવાબથી લાગેલું વિસ્મય શમે એ પહેલાં સોહનલાલે કહ્યું: 'ગઈ કાલે મેં તમને નોકરીમાંથી રુખસદ આપી છે, એ તમે ભૂલી ગયા લાગો છો ?'

'પણ મને મનમાં થયું કે આજે તમે એના ઉપર ફરીને વિચાર કરશો.'

'આજ પણ મેં આપેલી રુખસદ ઊભી રહે છે.' સોહનલાલે હોઠ પીસીને ધીમે પણ મક્કમ સાદે કહ્યું. નર્યા આશ્ચર્યથી મૂઢ થયેલા મદદનીશ વ્યવસ્થાપક કે સોહનલાલના અવાજની આખરી નિર્ણયાત્મકતાથી સ્તબ્ધ બનેલા યશવંતને ખબર ન હતી કે ઉપર બોલાયેલું એક વાક્ય એક આખી કારકિર્દીનો અકાળ અંત સૂચવતું હતું. ને એ એક વાક્ય બોલવા માટે સોહનલાલને પોતાના દિલને કેવું લોઢાનું બનાવવું પડયું હશે !

'મને રુખસદ આપવાનું પરિણામ સારું નહિ આવે !' પોતાની રમત અધેથી ચુંથાતી જોઈને યશવંતના મનમાં એક મહા ચીડ જાગી.

યશવંત સોહનલાલને આવી સીધી ભાષામાં ધમકી આપે ! મદદનીશ વ્યવસ્થાપકને નેવનાં પાણી મોભે ચડતાં લાગ્યાં !

બહારથી પટાવાળો અંદર આવ્યો. એણે ત્રણ કાર્ડો સોહનલાલના હાથમાં મૂક્યાં. 'એમને અંદર આવવા દે!'

પટાવાળો બહાર ગયો. 'મને શો જવાબ......!' યશવંત ઉંચે સાદે બોલવા જતો હતો એને સોહનલાલે હાથ ઉંચો કરીને વાર્યો. થોભો હમણાં!'

સોહનલાલે ઘંટડી બજાવી. એક પટાવાળો ઘંટડીના જવાબમાં અંદર આવ્યો: 'તંત્રી વિભાગ અને વ્યવસ્થા વિભાગના બધા ભાઈઓને કહે કે મારા કમરામાં આવે!'

એ પટાવાળો ગયો. એની પાછળ સૌથી પહેલો કાર્ડો લઈને આવેલો પટાવાળો આવ્યો. એની પાછળ ત્રણે કાર્ડો સજીવન થયા હોય એવા ત્રણ માણસો આવ્યાં હતાં: 'પધારો! 'સોહનલાલે એમને આવકાર આપ્યો.

યશવંત એ ત્રણે જણાને જોઈ રહ્યો! એ ત્રણેયને એ પૂરેપૂરા ઓળખતો હતો. કોઈ કોઈ વાર એ સોહનલાલ પાસે આવતા. એ ત્રણમાંથી એક દાક્તર હતો. બીજો એક વીમા કંપનીનો મુખ્ય સંચાલક હતો. ત્રીજો વેપારી હતો. ત્રણે માણસો સોહનલાલના મિત્રો હતા. સોહનલાલના કાર્યના આશક હતા. જાહેર કામકાજમાં પણ આ ત્રણે લોકો સારો ભાગ લેતા ને જાહેરમાં એ ત્રણે કાંઈક કાંઈક જાણીતા પણ હતા.

દરમિયાન કમરામાં ધીમે ધીમે તંત્રી વિભાગનાં ને વ્યવસ્થા વિભાગનાં માણસો એક પછી એક આવવા માંડ્યા. એ આવતા હતા ત્યાં સુધી બધા એક બીજા સામે જોઈ રહ્યા હતા. કોઈને કાંઈ સમજાતું ન હતું. પણ રોજીન્દા કામ કરતાં આજની રૂખ જુદી જ છે, એમ તો બધાને લાગતું ગયું હતું. કોઈ કાંઈ બોલતું ન હતું. બધા એક બીજાની સામે જોઈ રહ્યા અને પછી સોહનલાલની સામે જોઈ રહ્યા. પોતાની ખુરશી અને મેજની વચમાં સોહનલાલ ઉભો

હતો. બધા એને રોજ રોજ જોતા હતા, પણ આજે એ જાણે એનો એ છતાં તદ્દન બદલાઈ ગયેલો લાગતો હતો. યશવંતની સમજમાં કાંઈ ન આવ્યું. સર નીચલદાસના બંગલાથી તે કાર્યાલય સુધીની લાંબી વાટમાં એણે સોહનલાલની અને પોતાની વચ્ચેની મુલાકાતનો વાર્તાલાપ આયોજ્યો હતો. પોતે શું શું કહેશે, કેમ કેમ કહેશે, એ બધું એણે શબ્દો ફેરવી ફેરવીને આખરે સુઘટિત રીતે ગોઠવી રાખ્યું હતું. સોહનલાલ પોતાને કેમ મળશે, પોતાની વાત સાંભળીને કેવી લાગણીઓ અનુભવશે અને શું શું જવાબો દેશે એની પણ એણે કલ્પનાઓ કરી જોઈ હતી – કરી રાખી હતી. પણ એ કલ્પનામાં સોહનલાલના આ પ્રકારના પોતાના આદર માટે એણે કશી જ જોગવાઈ નહોતી રાખી. સોહનલાલ શું કરે છે, શું કરવા માગે છે, એજ એને સમજાયું નહિ અને પોતાની માગણીના સ્વીકારમાં વિલંબ થાય તો એક ક્ષણ પણ ચૂપ નહિ રહેવાને માટે પોતાની જીભને સજીને આવેલો શરાબી પૂરી પાંચ મિનિટ સુધી અવાક્ રહ્યો. એ બીજું કરે પણ શું ? જે મેદાનમાં એણે ઘોડા દોડાવ્યાં હતાં એ મેદાનમાં એણે સોહનલાલનું માપ પોતાની જાતના ગજથી આંક્યું હતું ! સોહનલાલ તદ્દન જુદી જ માટીનો માનવી છે એનો યશવંતને ખ્યાલ સરખોયે નહોતો થયો !

આવનારા બધા આવી ગયા, એટલે સોહનલાલે કહ્યું: 'અહીં બધા છે એમાં એક માત્ર યશવંતરાયના અપવાદ સિવાય બીજા બધા કાર્યાલયનાં માણસો છે. કાર્યાલયનાં માણસો ઉપરાંત બીજા ત્રણ બંધુઓ છે. એક ડૉ. મોહનદાસ, બીજા છે મી. વીમાદલાલ અને ત્રીજા છે શેઠ મી. સનાતન. આ ત્રણે ભાઈઓ અહીં હાજર છે. તમે એમને ઓળખો છો. હવે વધારે ઓળખશો: કેમકે આજની– અત્યારની ઘડીથી તેઓ 'અખબારે–હિન્દ'ના ટ્રસ્ટીઓ અને સંચાલકો છે.'

બધા સ્તબ્ધ થઈ ગયા. આ શું ? વધારે સ્તબ્ધ યશવંત થયો. ને એથીયે વધારે સ્તબ્ધ તો ત્રણ ટ્રસ્ટીઓ થયા.

'પણ...' ડૉ. મોહનદાસ પૂછવા જતા હતા, ત્યાં સોહનલાલે એમને વારીને કહ્યું: 'મારા મેજના ખાનામાં 'અખબારે-હિન્દ 'ની આર્થિક સ્થિતિનું સરવૈયું છે. અને એ તમને બતાવશે કે નાણાં પ્રકરણ જોઈએ એટલું પૂરતું સદ્ધર છે. મારા મેજમાં આપ ત્રણની સંયુક્ત કુલમુખત્યાર વહીવટદારો તરીકેની મારી સ્વેચ્છ નિમણૂક છે, ને તમે જોશો કે એ નિમણૂક મને પોતાને કાયદેસર બંધનકર્તા છે. નવાતંત્રની પૂરતી ગોઠવણ કર્યા પછી મારે કાંઈ વિશેષ કરવાપણું રહેતું નથી. હું હવે તમારી રજા લઈશ. મારી ભૂલચૂકો થઈ હોય તે ઉદાર ચિત્તે માફ કરજો. કેમકે ભવિષ્યમાં આપણે ફરીવાર મળવાના નથી.'

હીમ લાગ્યો હોય એમ બધા થીજી ગયા. સોહનલાલ ચાલવા માંડયો. એના ચહેરા ઉપરના સ્વસ્થ વિતરાગના તેજથી એને માટે માર્ગ કરતી એક ગલી પડી ગઈ. બધા પત્થરના પૂતળાં જેવાં જડ ઊભા રહ્યા, ને વચમાંથી એક માત્ર સભાન પુરુષ ચાલી નીકળ્યો.

એ છેક બારણા સુધી પહોંચ્યો, ત્યારે ડૉ. મોહનદાસ એક સવાલ પૂછવા જેટલા સભાન બન્યા: 'પણ...પણ મી. સોહનલાલ, આમ કરવાનું કાંઈ કારણ?'

સોહનલાલના ચહેરા ઉપર વેદનાના પ્રતાપનું આછું સ્મિત છાયું: 'એનો ખુલાસો તમને આ ઉભેલા યશવંતરાય કરશે અને ખુલાસો મેળવ્યા સિવાય તમે એને જવા ના દેશો.'

અને બારણું બંધ કરીને સોહનલાલ પોતાની જીવનભરની જહેમતની ઈમારતમાંથી બહાર નીકળી ગયો.

# પ્રકરણ ચોવીસમું

## ઉદય

હસીનાને ક્યાંય જંપ વળતો ન હતો. સુકાઈ ગયેલા સરોવરને કાંઠે તરસ્યા હરણ જેમ તરફડે, પાછા ફરે ને ફરી પાછાં આવીને વધારે તરફડે એમ એ પોતાના ભાંગેલા સ્વપ્નનાં ટૂકડા ફરી ફરીને વીણતી હતી - ફરી ફરીને ગોઠવતી હતી.

ત્રીસ વર્ષ આસપાસની એની જીંદગી હતી. એ ત્રીસ વર્ષમાં એણે કંઈ કંઈ ચડતી પડતી જોઈ હતી. કંઈ કંઈ પ્રેમસંબંધો કર્યા હતા. કંઈક જાતે તોડ્યા હતા. કંઈક બીજાને હાથે તૂટતા જોયા હતા. એણે બહુ માન મેળવ્યું હતું ને બહુ અપમાન સહન કર્યું હતું. એણે એશઆરામ જોયો હતો ને ગરીબી વેઠી હતી. પણ કોઈ દિવસ આજ પહેલાં એને આજના જેવી ન સમજી શકાય તેવી વેદના થઈ ન હતી. એ વેદના એટલી તો મૂક-મૂઢ અને જાગતી હતી કે એને જીરવવી કેમ, એની એને સમજ સરખીયે નહોતી પડતી. એના શરીર કરતાં પણ ઘણો મોટો જખમ એના મનને-પોતાને થયો હતો, એ એ સમજતી હતી.

બિચારી હસીના! જ્યારથી એ સમજતી થઈ ત્યારથી એ નકલી દુનિયાની વાસી બની હતી. નકલી અલંકારો, નકલી હાવભાવો ને

નકલી જબાનથી એ લોકોમાં એક ભારે ભ્રમ પેદા કરતી થઈ હતી. અને એ ભ્રમ એના દિલમાં પણ આવી વસ્યો હતો! બિચારી સિનેમા એક્ટ્રેસ! સિનેમાને દુનિયા માનતાં માનતાં દુનિયાને સિનેમા સમ માનતી થઈ બેઠી હતી!

એના જીવનમાં એકવાર કોઈ અંધારા ખંડેરમાં એક માત્ર સૂર્ય કિરણ પ્રવેશતું હોય એવો પ્રેમ આવ્યો – અનાયાસે આવ્યો – એ મહાભાગ્યનો એ પૂરો સત્કાર પણ ન કરી શકી – ત્યાં એ ભાગ્ય પૂરું થયું. ફરીને એને માટે નકલી દુનિયા રહી. માત્ર આ વખતે ફેર હતો કે એના ઉપર સાચી દુનિયાની–સાચી મહોબતની – કડવી યાદગીરીનો ભારે બોજ હતો!

એકાએક મકાનના બારણા ઉપર ટકોરો થયો. અને પછી ઉતાવળા ટકોરા પડ્યા: 'હસીના બાઈ! હસીના બાઈ!' બહારથી કોઈકે ઉતાવળો સાદ દીધો.

હસીનાએ ઉતાવળો સાદ સાંભળ્યો. એના મનમાં એક દાબી ન દબાવાય એવી સૂગ હતી. એ સાદ હતો એની ભ્રામક દુનિયાનો. જે કંપનીમાં હસીના નોકરી કરતી હતી એ કંપનીના મોટર ડ્રાઈવરનો એ સાદ હતો.

જાણે કોઈ બિમારીમાંથી તાજેતરમાં જ ઉઠી હોય એમ હસીનાએ ઘસડાતે પગે પોતાના કમરાનું બારણું ઉઘાડ્યું.

'કેમ નથુ?'

'શેઠ સાહેબ અત્યારે ને અત્યારે કંપનીમાં બોલાવે છે!'

'મને?'

'હા. બહાર મોટર ઊભી છે. તમે કપડાં પહેરીને તરત આવો.'

હસીનાને નવાઈ લાગી. પોતાને માટે મોટર! શેઠ સાહેબ

બોલાવે છે? શા માટે? શું સોહનલાલ વિષે એમને કંઈ ખબર પડી હશે? સોહનલાલે આત્મહત્યા કરી નાંખી હશે?

સવાલો અનેક ઉઠતા હતા! અલબત્ત એક જમાનો એવો હતો કે એના જે સમયે જે શેઠ હોય એની મોટર કાયમ એના મકાન પાસે ઊભી રહેતી હતી. ને એની આંગળીના ઈસારે કંપનીનાં કામ ઉભાં રહી જતાં હતાં. પણ એ સમય અત્યારે તો એટલો બધો પાછળ રહી ગયો હતો કે જાણે એ કોઈ પહેલાની બીજી જ હસીના માટે – કોઈ બીજા જ જન્મમાં બન્યો હોય એમ હસીનાને લાગતું હતું.

હસીના કપડાં પહેરીને બહાર નીકળી. બહાર મોટર ઊભી હતી. શેઠની ખુદની! હસીના એ મોટરમાં બેઠી. થોડીવારમાં મોટર કંપનીની ઑફિસે જઈ પહોંચી.

'આવો, આવો, હસીનાબાઈ!' શેઠે સ્વાગત કર્યું: 'છોકરા! ખુરશી લાવ!' હસીનાના આશ્ચર્યની કોઈ અવધિ ના રહી.

'હસીનાબાઈ!' હસીના ખુરશીની કોર ઉપર અક્કડ બેસીને શેઠની સામે તાકતી જાણે આંખો વતી એની વાત સાંભળી રહી: 'જાણે વાત એમ છે કે આપણે એક – બે દિવસમાં એક નવું ચિત્ર શરૂ કરવાના છીએ. એમાં એક 'કેરેકટર રોલ'* છે. પોતાના પ્રિયતમથી વિયુક્ત થયેલી એક સ્ત્રીનો એ પાઠ છે. એ સ્ત્રી નાયિકાની માતા છે. લગભગ આખી વાર્તા આ એક પાત્ર ઉપર જાય છે. બહુ વિચાર પછી મેં તમને એ કામ સોંપવાનું ઠરાવ્યું છે.'

* 'કેરેકટર રોલ'–સિનેમા જગતના આ અતિરુઢ થયેલા શબ્દનું ગુજરાતી રુપાંતર મળવું મુશ્કેલ છે. એનો અર્થ એ થાય છે કે એક વાર્તામાં નાયક અને નાયિકા પછીનાં જે મુખ્ય પાત્રો આવે છે એનો પાઠ. 'ઉપનાયક' કે 'ઉપનાયિકા'ની ભૂમિકા એ સંપૂર્ણતઃ સારનું રુપાંતર નથી. એને મૂળ શબ્દના અર્થથી વધારેમાં વધારે નજીકના રુપાંતર તરીકે લઈ શકાય ખરો.

'કેરેક્ટર-રોલ!' દરેક ×ઉપ-કલાકારનું રાતનું સ્વપ્ન અને દિવસની પ્રાર્થના! હસીનાએ કેટલી કેટલી જંખનાઓ કરી હતી આવી કોઈ ઉપસ્થિતિ માટે!

'કેમ તમે એ કરશો ને? હિન્દની ઘણી જાણીતી ને મશહૂર નટીઓના નામો પછી તમારી પસંદગી મેં કરી છે. મને થયું કે બહારથી માણસો લાવીયે તો પછી હસીનાને જ આપણે કેમ એક તક ન આપવી?'

હસીના ચૂપ રહી. ભાગ્ય આવ્યું ખરું આખરે! વહી જતા પ્રવાહને નિરાશ આંખે જોતી એ કાંઠે ઊભી હતી! ને પ્રવાહ એના પગ પાસે આવ્યો! એકવાર ઊંચેથી પછડાયેલી આ એક્ટ્રેસને સીડીનું પહેલું પગથિયું ફરીને હાથ આવ્યું હતું! હવે હરગિજ એ સીડી જતી નહિ જ કરે! એનું કિસ્મત એની સામે આવીને એને બોલાવતું આવ્યું. પણ આહ! ક્યારે? મોડું! ઘણું મોડું!

'કેમ તમે શો વિચાર કરો છો?' શેઠે પૂછ્યું.

'મારે વિચાર શો કરવાનો હોય શેઠજી?'

'ત્યારે પગારની બાબત તમને સમજાવું. અલબત્ત ચિત્ર જો સફળ થશે તો તો આપણાં બધાનાં તકદીર સાથે જ છે. અને તમને પણ દિલગીર થવાનું કારણ નહિ રહે. પણ હમણાં તો લાખ રૂપિયાનો જુગાર છે જુગાર! આજકાલ લોકરુચિ એવી તો અતરંગી થઈ ગઈ છે કે જે ચિત્રો માટે મોટી આશાઓ બાંધીએ એ સદંતર નિષ્ફળ નીવડે છે. પોણાભાગનાં ચિત્રોનું આવું જ સમજવું. બાકી અકસ્માતે એકાદ ચિત્ર ચાલ્યું તો ચાલી ગયું. આવો ગાંડનાં ગોપીચંદન આપવા

× ઉપ-કલાકાર-'એક્સ્ટ્રા'. દરેક સિનેમા કંપનીમાં ઘણાં ટૂંકા પગારના 'એક્સ્ટ્રા' હોય છે. સિપાઇ, પટાવાળા, દાસી, સખી, દરવાન ને એવા કેવળ હવા જમાવનારા નાના, એક, બે, ચાર, વાક્યોના પાઠો એમને સોંપવામાં આવે છે.

જેવો ધંધો થઈ ગયો છે. પગારમાં અત્યારે તો જુઓ, તમને સો રૂપિયા આપીશ...'

'સો રૂપિયા!!' હસીના બોલી ઊઠી. એને ત્રીસ મળતા હતા. અને તે પણ એને પાળવા ખાતર જ—નાંખી દેવા માટે અપાતા હોય એવો દેખાવ તો ત્રીસે દિવસ રહેતો. એને સો રૂપિયા! હસીનાએ બહુ બહુ તો પચાસ સાઠ ધાર્યા હતા!

શેઠ હસીનાના સવાલથી ક્ષુબ્ધ બન્યા! હકીકત તો એ હતી કે આ પાઠ માટે શેઠે તજવીજ તો કરેલી કોઈ મશહૂર નટી મેળવવાની. પણ ઘણીખરી પોતપોતાને ઠેકાણે હતી. ને જે એક બે મશહૂર નટીઓ ક્યાંય કાયમી નોકરી કરવાને બદલે એક ચિત્રમાં કામ કરી આપવાના હિસાબે જોડાતી ને નવરાશનો સમય શરાબી શોખ પૂરો કરવામાં ગાળતી, એમણે શેઠની વાતો સાંભળીને ચિત્રમાં કામ કરવા માટે દશહજારથી ઓછે આવવા ના પાડી હતી. શેઠને એ પોષાય એમ ન હતું. એટલે થોડું આમ કાપી, થોડું તેમ વધારીને કોઈ સાધારણ નટીથી ચલાવી લેવા નક્કી કર્યું. અને દિગ્દર્શકે હસીનાનું નામ સૂચવ્યું. શેઠને એ નામ રુચ્યું, એના કરતાં એ વાત ઘણા જ સસ્તામાં પતે એવી લાગી. એમણે હસીનાને પોતાની મોટર મોકલી બોલાવી. હસીનાનો આશ્ચર્યનો ઉદ્‌ગાર સાંભળી શેઠને થોડો પાછલી બુદ્ધિનો પસ્તાવો થયો. પોતે પોતાની મોટર મોકલીને હસીનાને બોલાવી મંગાવવામાં ભૂલ કરી હતી. ખુદ શેઠની મોટર પોતાને તેડવા આવી જોઈ ને જરૂર હસીના સમજી ગઈ હોવી જોઈએ!

હસીનાના આશ્ચર્યને સમજ્યા સિવાય શેઠે કહ્યું: 'બસો! હવે તો રાજીને?'

'પણ શેઠ...'

'અઢીસો હવે ન બોલશો.'

'પણ પગાર...'

હસીનાને બોલતી વારીને શેઠે કહ્યું: 'ત્રણસો રૂપિયા! હવે વધારે ના બોલશો. તમને અમે અત્યાર સુધી રાખ્યાં એની સામે પણ તમારે જોવું જોઈએ. પહેલી તકે માથે ચડી બેસો એ લાંબું ન ચાલે.'

'હું તો એમ કહેવા જતી હતી કે આપે અત્યારે મારા ઉપર મહેરબાની કરી, એ જ મારે માટે ગનીમત છે. પગારનો હવે મને કોઈ સવાલ નથી.'

'ત્યારે ત્રણસો કબૂલ છે ને?'

'પણ...'

'વળી પણ? પણ બણ નહિ. હા બોલો. ચિત્ર સફળ થાય તો અમે કાંઈ નગુણા નહિ રહીએ. ને આપણી વાતમાં પણ બણ બધું મૂકીને સીધેસીધી હા પાડોને એટલે વાત પૂરી થાય.'

'જેવી આપની મરજી.'

'That's the spirit. હવે કાંઈ પહેલાં જેવું નથી કે ચાલે. હવે તો લોકો માથામાં ખિલા ઠોકીઠોકીને સારાં ચિત્રો માગે છે. ને સારાં ચિત્રો કાઢવામાં ભારે પૈસા ખર્ચ થાય છે. અત્યારે તો ઊંડા કૂવામાં પૈસા નાંખવાના. એ પૂરેપૂરા પાછા આવે તોય ગનીમત છે. છોકરા! એક નોટપેપર અને મારી ફાઉન્ટનપેન લાવ. અને પછી ચાહ લાવ!'

છોકરો ચાહ લેવા ગયો. શેઠ નોટપેપર ઉપર લખવામાં રોકાયા. હસીના સામે ખુરશી ઉપર બેઠી હતી.

શેઠના મેજ ઉપર સાંજનું છાપું પડયું હતું. હસીનાના અંતરમાં સવાલ ઊઠયો: 'સોહનલાલ?' જિજ્ઞાસા દાબી ન દબાઈ. હસીનાએ છાપું લેવાને હાથ લાંબો કર્યો. છાપાના ખૂણા ઊપર શેઠનો ડાબો હાથ પડયો હતો. છાપું ખેંચાતું જોઈ શેઠે ઊંચે નજર કરી. હસીનાને

છાપા માટે હાથ લંબાવતી જોઈ શેઠે ઊંચે નજર કરી. હસીનાને છાપા માટે હાથ લંબાવતી જોઈ શેઠે કહ્યું : 'છાપુ ને? હાઃ લ્યો ને.' શેઠે છાપું લંબાવ્યું.

હસીનાએ છાપું ઉઘાડીને વાંચવા માંડયું. પહેલાજ પાના ઉપર મોટા અને કાળા અક્ષરો ઉપર એની આંખ જડાઈ રહી.

છાપા ઉપર સળંગ સાત કોલમમાં સમાચાર વિભાગના તંત્રીનું કરેલું મથાળું હતું :

**જાણીતા અખબાર નવેશની ભેદી વિદાય :**

આ મોટા વાવટા જેવા લખાણની નીચે પહેલી બે કટારોમાં કાળા અક્ષરે નીચેનું લખાણ હસીનાએ ધડકતી છાતીએ વાંચ્યું ! ભેદી વિદાય !

**વિદાય :**

જાહેર જીવનમાં વિશુદ્ધતા જાળવી રાખવા માટે ખાનગી જીવનમાં પણ વિશુદ્ધતા રાખવી જોઈએ છે. પ્રજામત આ વાત પરત્વે ઘણો આગ્રહી છે.

છેલ્લાં દશ વર્ષથી મારાં અખબારને જાહેર જનતાની નેક લડતને માટે નેક રાખવાની શક્ય એટલી તમામ કોશિષ મેં કરી છે. અંગત રીતે ઉપલી વિચાર સરણીમાં હું માનતો નથી. પરંતુ મારા અખબારને પવિત્ર અને સાફદિલ રાખવાને મેં આ નિયમ બરાબર પાળવાની ઇન્તેજારી રાખી હતી.

પરંતુ મારાથી એક ભૂલ થઈ ગઈ. એ ભૂલ થયા પછી મારે જાહેર જીવનમાં રહેવું કોઈ રીતે લાજમ નથી. મારા અખબારને છેલ્લાં દશ વર્ષમાં જે પ્રજાકીય સંસ્થા સમું બનાવવાની મેં કોશિષ કરી હતી, એ સંસ્થાને એના આદર્શોને આગ્રહપૂર્વક વફાદાર રાખવી હોય તો મારે એ અખબારમાંથી પણ દૂર થવું જોઈએ.

એટલે મેં અખબાર નવેશી કે જાહેર પ્રવૃત્તિ તમામનો ત્યાગ કરવાનો નિરધાર કર્યો છે. આવતી કાલથી સોહનલાલના નામથી જે નિર્ભીક સોહનલાલને તમે પિછાનો છો એ સોહનલાલને હવેથી તમે કોઈ પણ સ્થળે પડદાની આગળ કે પડદાની પાછળ ઉભેલો જોશો નહિ. આ નિર્ણય ઉપર આવતાં મને પોતાને જે ખેદ થયો છે, એનો તો તમને કોઈનેય ખ્યાલ નહિ આવે. પણ જો ક્ષણ એક–એકાદ પળ પણ મારો નિર્ણય કોઈનેય જરાયે ખેદ ઉપજાવશે તો મારી અત્યાર સુધીની સેવા પ્રત્યેની તમારી હમદર્દીના પુરાવાસમ એને લેખીને જરાક પણ ઓછા મનદુઃખથી ચાલ્યો જઈશ.

દોષ કોઈનો નથી. મારો જ છે. એક અનિવાર્ય સંયોગમાં મારી ભૂલ થઈ છે. એ ભૂલ હું રોકી શક્યો હોત કે કેમ એનો વિચાર કરવો અત્યારે તો તદ્દન નકામો છે. હું મારી ભૂલ કબૂલ કરૂં છું. આવી ભૂલ મારે કરવી જોઈતી ન હતી. હું કોઈ ખાનગી વ્યક્તિ નથી, પણ જાહેરની મૂડી છું. આવા કોઈ વિચાર મને ત્યારે સૂઝ્યા જ નહોતા. મારી ભૂલ થઈ છે. એનું મૂલ ચૂકાવવાને મારે તૈયાર જ રહેવું જોઈએ.

ફરીને કોઈવાર તમે મને વાંચશો નહિ. જોશો નહિ. સાંભળશો યે નહિ. દશ દશ વર્ષથી એક જ રાહના – માતૃભૂમિની આઝાદીની રાહના—આપણે સંગાથીઓ હતા. આજે આપણા રાહ જૂદા પડે છે. તમે ઉજ્જવળ ભવિષ્યકાળ તરફ આગળ વધશો. મારો રાહ મને શ્યામ ભૂતકાળમાં ડૂબાવી દેશે. તમારો રાહ તમને મંગળ હોજો–મારો રાહ મને અમંગળ ન બને એની પ્રાર્થના કરજો.

સોહનલાલ.

હસીના આ જાહેર એકરાર વાંચી રહી! એ વાંચીને એના

દિલમાં ભારે શૂલ થવા લાગ્યું! સોહનલાલે પોતાની જાતે પોતાનું ખૂન કરવાની જે વાત એને કરી હતી એનો મર્મ હવે એને સમજાયો. આ આત્મહત્યા ન હતી! આત્મહત્યાથીયે વધારે ભયંકર એવું જીવતું મોત હતું!

રાતના એ પ્રહરની પિછાને કેવા માણસ તરફ એનું દિલ ઝૂકી પડયું હતું એનો હસીનાને અત્યારે જ પૂરો ખ્યાલ આવ્યો.

હસીનાની માનસિક પીડામાં એક મધ્યબિંદુ હતું. સોહનલાલને મન તો રાતની પિછાન એક ભૂલ માત્ર હતી! હસીનાને મન જે મહા પ્રેમ હતો, એ પ્રેમીને મન એક ભૂલ માત્ર હતી! ને એ પ્રેમીએ એ ભૂલનું ભારે ભયંકર મૂલ ચૂકવ્યું હતું!

શેઠે લખાણ પૂરું કર્યું. પરંતુ શેઠ જે કાંઈ વાંચી ગયા એ એને સમજાયું નહિ. શેઠે સહી કરવાનું કહ્યું, ત્યાં એણે સહી કરી. શેઠે ચાહ પીવાનું કહ્યું ત્યારે એણે ચાહ પીધી. શેઠે એને મોટરમાં બેસવાનું કહ્યું ત્યારે એ મોટરમાં બેઠી. મોટર ડ્રાઈવરે એને ઉતરવનું કહ્યું ત્યારે એ ઉતરી.

એના મનમાં અત્યારે બીજી કોઈ વાત ન હતી. એક માત્ર વાત હતી. એ વાત કરતાં સવાલ હતો. સોહનલાલ કયાં હતો? હસીના પાસે કેમ ન આવ્યો? હવે આવશે? ફરીને કદિયે મધરાતના એ મનમોહનનાં દર્શન થશે?

આશા હતી હસીનાને કે સોહનલાલ એને ત્યાં રાતે આવશે! આવડી બધી વિપદ એને માથે પડી, પછી એનો ભાર એ એની પાસે ઠાલવવા નહિ આવે તો કયાં જશે? એને કદાચ આગળ પાછળનાં કામો અધૂરાં રહેલાં પૂરાં કરવાં હોય, એને આવતાં વાર પણ લાગે, પણ આવશે તો ખરો જ.

રાત – આખી રાત હસીના જાગતી બેઠી. હમણાં આવશે;

હમણાં આવશે, એવી આશા એને સતાવી રહી હતી. દૂર દૂર ક્યાંક વાહનનો, જોડાનો ખડખડાટ થાય કે એ રવેશમાં દોડતી : ગહરા અંધકારમાં આતુર આંખ માંડતી. એમને એમ હસીનાની માઝમ રાત વીતી.

અને આખરે સવાર પડી. હવે કોઈ આશા ન રહી.

'નહિ આવે! નહિ આવે! ફરીને કદિયે એના મુખની ઝાંખી સરખીયે નહિ થાય. ઓહ...મારા જેવી અભાગણી બીજી કોણ હશે?!'

અને હસીના બેભાન થઈને ઝરૂખામાં પડી.

સવારના સાતના ટકોરા કોઈ ઘડિયાળમાં બાજી રહ્યા.

## પ્રકરણ પચીસમું

## ખૂનની શિક્ષા

**સવારના** સાતના ટકોરા થયા અને યશવંતે તગતગી રહેલી આંખોને તુરંગના સળિયાઓ વચ્ચેથી વારી–મહા પ્રયાસે વારી. રાત-આખી ઘેર–એ અઘોર રાત એને આશા હતી કે કોઈક આવશે: કોઈક એને યાદ કરતું, કોઈક એને શોધતું, કોઈક એને સહાય કરવાની ખેવના કરતું–આવશે.

રાતની ઘડિયાળના કાંટા, ધીમે ધીમે પણ ફરતા રહ્યા. સળિ-યાઓને જોરથી બાઝીને એના ઉપર પોતાનું ચક્કર ચક્કર ફરી રહેલું માથું જોરથી દાબીને લાલઘૂમ આંખો વતી યશવંત રાતને – ઘેરી અઘોર રાતને આશાનાં ભાલાં, આશાનાં તીર, આશાની સોયથી ભેદી રહ્યો હતો. રાતના ગર્ભમાંથી કોઈ આવશે. કોઈ મદદગાર આવીને તુરંગનાં તોતીંગ તાળાં ખોલી નાંખશે. કોઈ રાહબર એનો હાથ ઝાલશે – આવી આશા એણે ધરી રાખી હતી. આશા હઠતી હતી ત્યારે મહા પ્રયાસે પકડી રાખી હતી.

પણ માઝમ રાત વાંઝણી જ નીકળી. રાત વીતી. સવાર પડ્યું. કોઈ ન આવ્યું !

એનું હૈયું સીસાનું બન્યું હોય એમ યશવંત આખરે તુરંગના સળિયા પાસેથી પાછો ખસ્યો. પોતાની આશાના એ દ્રોહીથી દૂર નાસતો હોય એમ બે હાથે પોતાનું માથું પકડીને સામી ભીંતે જઈને બેઠો.

'કોઈ નહિ આવે ! ઓહ્ ! કોઈ નહિ આવે !'

અને એક માત્ર આશા જતાં એનું હૈયું, એની આંખો ઉજ્જડ થઈ ગયાં. એનું લોહી જાણે એની નસોમાં થીજી ગયું. ધરતીની પરકમ્મા જાણે થંભી ઉભી ને યશવંત જેવા કમતરીન મનુષ્ય–જંતુને જોઈ રહી.

ઓહ્ ! અત્યારે જો બસ એક જ જામ મળે...એક જ જામ. શરાબ......તો એના બદનમાં નવું કૌવત આવે...નવી હામ આવે... આંખોમાં નવી રોશની આવે...માથે આવી પડેલી ભયાનક વિપદનો ખ્યાલ એ જીરવી શકે...એકજ જામ...થોડો શરાબ...

શરાબ ! કોઈ ભયાનક ખંજર શરીરમાં ઘોંચાયું હોય એમ યશવંતની ઉજ્જડ કાયા ધ્રૂજી ઉઠી...શરાબ ? ઓ અભાગી પામર માનવી ! સ્નેહાળ પત્નીની ગોદમાંથી અહીં સુધી આવ્યો...ફાંસીના માંચડા સુધી જશે...જશે, નિર્વિવાદ જશે અને હજી તને શરાબ સૂઝે છે...જીતવા ! ભૂલી જા, શરાબને ભૂલી જા ! નિવેદિતાને ભૂલી જા ! બાળકોને ભૂલી જા ! યાદ કર એક માત્ર રતનમલ મારવાડી...એના લોહીના છંટકાવ...જો. જો. જોઈ લે ઓ બદબખ્ત કંગાળ માનવી ! તારાં વસ્ત્ર હજીયે એનાં લોહીથી ખરડાયેલાં છે.

મિત્રહીન માનવીના જેવી ભયાનક એકલતા બીજી કોઈ નથી. અને યશવંત ! તું મિત્રહીન છો. તારે માથે મોતના નગારાં બાજે છે. એક માત્ર નિવેદિતા તને હીંમત આપી શકત, અને નિવેદિતા

અત્યારે ક્યાં હશે ? હજી યે પડઘા ઉઠે છે ને તારા કાનમાં એના છેલ્લા શબ્દોના: ' તમે મારા પતિ છો. હું તમારી પત્ની છું. પણ મારી બળતી આંતરડીમાંથી અત્યારે તો એક જ અવાજ ઉઠે છે કે આખરે ભગવાને મારી સહનશીલતા સામે જોયું. આખરે એણે મારાં ગભરૂ બાળકો સામે નજર કરી. આખરે મારાં ગળાંને રૂંધી નાંખી આ ચૂડીઓ એણે ઉતારી લીધી. ' નિવેદિતા – એની નિવેદિતાએ રાતે બાર વાગે ચૂડી ઉતારીને એના ઉપર ફેંકી હતી ! એક હિન્દુ નારી— ફૂવડમાં ફૂવડ નારી પણ જેમાં મહાઘોર પાતક માને એ નિવેદિતાએ કર્યું હતું ! શરાબના પ્યાલામાં નિવેદિતા ડૂબી ગઈ હતી. નિવેદિતા તો વહેલી સવારે દૂર દૂર ચાલી જવાની હતી : જ્યાં એ પોતાની ચૂંદડીના આળનું નામ ન સાંભળે, પોતાના સિન્દુરના અંદરના પારાનો ભાર કપાળે ન ભાળે, જ્યાં એનાં બાળકો પોતાના પિતાનું નામ પણ સાંભળી ના શકે...દૂર એટલે દૂર...નિવેદિતાની આશા રાખવી નકામી હતી ! નિવેદિતા આજ નહિ આવે, એને ફાંસો મળશે ત્યારેય નહિ આવે, પછી યે નહિ આવે, ફરીને કોઈએ ભવમાં નહિ આવે... નિવેદિતા ગઈ...હવે એને કદિ યે એ નજરે નહિ નિહાળે !

એની માથે મોતનાં નગારાં બાજતાં હતાં. સોહનલાલ એની બાંય ઝાલીને એની બાજૂમાં ઉભો રહી શકયો હોત ! યશવંતને ખાતર એણે આભને બાથ ભરી હોત ! કાયદા સાથે પોતાની તમામ તાકત બરાબર અજમાવી હોત ! ને...ને...કદાચ કાયદાનાં જે કરાલ જડબાં એને ચાવી જવાને એનાં માથાં ઉપર બિડાણાં હતાં, એને પોતાના જોરાવર હાથોથી પહોળાં કરીને એમાંથી એને હસહસતો બહાર લાવી યે શકયો હોત. પણ સોહનલાલ નહિ આવે. યશવંતની પાસે નહિ આવે. ઘણી યે પરાજીત બનેલી આશાઓનાં એ અજોડ અને એક માત્ર જોદ્ધાને ભાંગી નાંખવાનું પાપ યશવંતે પોતે જ કર્યું હતું – ગઈ કાલે જ કર્યું હતું, અને એ દુષ્ટ અકર્મણ્યનો સૌથી પહેલો

ભોગ યશવંત જ બનતો હતો! દુનિયામાં ભગવાન હશે? ભગવાન નહિ તો અદલ ઇન્સાફને કાંટા ઉપર તોળીને આપનાર કોઈ બળ હશે? નહિ તો આવો જોગાનુજોગ ક્યાંથી?

ભગવાન હોય કે ન હોય એ તત્વજ્ઞાન કોણ કહી શકે? પોતે તો શરાબને ભગવાન સમજ્યો હતો અને એની દીક્ષા પાછળ પોતે પોતાના સંસાર-સર્વસ્વનો ભોગ આપ્યો હતો...અને એના ભગવાન દગલબાજ નીકળ્યા!

ગઈ કાલની રાત! ઓહ! કોઈ રીતે એને ભૂંસી શકાય એમ છે? માત્ર એક કલાકનો મામલો! કહો કોઈ એ એક કલાકને ભૂંસી શકાય એમ છે? ત્રીસ વર્ષની એની જીંદગી! એમાંથી માત્ર એક કલાક – એક જ કલાક એ પાછો માગે છે! ઘણીવાર માણસની જીંદગીનાં વરસોનાં વરસો ભૂંસી નાંખી શકાય છે, ને કોઈકવાર એક ક્ષણ ભૂંસી શકાતી નથી! ત્રીસ વર્ષની જેની જીંદગી આખી પાણીમાં ગઈ એનો એક કલાક નક્કર બનીને ઊભો રહ્યો!

એ એક કલાક! એક કલાકમાં શું શું બની ગયું. અનાયાસે જાણે કોઈ ચિત્રપટ જોતો હોય એમ યશવંતને એ એક કલાકની ઝીણામાં ઝીણી વિગતો આંખ આગળ તરી આવતી દેખાઈ.

અખબારની નોકરી અને નીચલદાસની રુશવત – આજની સ્થિતિ ને કાલની ઉપસ્થિતિ બન્નેથી હારી બેઠેલા યશવંતના ચિત્તમાં ભારે રોષ અને ભારે ચિન્તા પેઠાં હતાં. હવે તો એ બેકાર બન્યો હતો ને પાસે પૈસા ન હતા. શરાબનો શોખ એનો થયો હતો ને કુટુંબની જંજાળ એને વળગી હતી. મોટાં શહેર વેશ્યા સમા હોય છે. સધનને એ માલિક સમજીને એની ખુશામત કરે છે. નિર્ધનને એ કચરો સમજીને ગટરમાં ફેંકી દે છે. યશવંતની સામે ભૂરું ભાવી દાંતિયા કરી રહ્યું અને એને ક્યાંય કરતાં ક્યાંય કોઈ કરતાં કોઈ

નોકર તરીકે ઉભવા દે એમ ન હતું. રોષ, ચિન્તા, મૂંઝવણ ને શિહાઈભાવી એ બધાના વલોપાતમાં એનું માથું ભમી ગયું.

અને એને આ સર્વ ઉપાધિઓની એક સહેલી દવા સૂઝી. શિકારીઓ પાછળ દોડતા આવે ત્યારે શાહમૃગ રેતીમાં માથું નાંખે છે. શાહમૃગ રેતીમાં માથું નાંખી દે એથી કોઈ શિકારી અટકતા નથી—અટકવાના પણ નથી હોતા – બલ્કે વધારે ઉત્સાહમંદ બને છે. પણ શાહમૃગને આત્મસંતોષ રહે છે કે એ પોતે શિકારીને નથી જોતું. માટે શિકારીઓ નથી.

એવી જ રીતે ઉપાધિઓને શરાબમાં ડુબાવવી. શરાબ પીવાથી માત્ર ભાન જાય છે, ઉપાધિઓ નથી જતી. ઉપાધિઓ તો નિરંતરાય બનતાં વધારે વેગથી ધસે ઉલટાની. પણ પીનારને એક આત્મભ્રમણા રહે છે પોતાની ઉપાધિઓ દૂર થઈ ચૂકી છે, કેમકે એ એમને નજરે નથી જોઈ શકતો.

યશવંતે ખિસ્સામાં હાથ નાંખ્યો. ખિસ્સામાં પૈસા જેવું કાંઈ ન હતું. એણે ઘરની વાટ પકડી.

ત્યારે સાંજના છએક વાગ્યા હતા. થીંગડાં દીધેલો સાડલો ઓઢીને નિવેદિતા બાળકો સાથે હસીને વાતો કરી રહી હતી. નિવેદિતાએ યશવંતને જોયો – ને બાળકોને એમના કમરામાં મોકલી દીધાઃ 'ઓરડામાં છાનામાનાં બેસજો. નહિ તો બાવો આવ્યો છે તે પકડી જશે.' બાળકો બેય એકબીજાને વળગીને ઓરડામાં દોડી ગયાં ને નિવેદિતાએ ઓરડાને બહારથી સાંકળ ચડાવી. યશવંતે આ જોયું અને એના અંતરમાં અસૂઝ રોષ અને દ્વેષ જાગ્યો.

યશવંતે ઘરમાં આવતાંવેંત નિવેદિતા પાસે કલદાર પૈસા માગ્યા. નિવેદિતા પાસે કાંઈ પૈસા ન હતા. બહારનું ને ઘરનું વાતાવરણ યશવંતને પીઠાં ઉપરથી પોકારતું હતું. એ વાતાવરણ પોતાનું

રચેલું જ છે એ ખ્યાલ યશવંતને આવ્યો જ ન હતો–ને આવવાની સંભાવના યે ન હતી.

'ગમે ત્યાંથી પણ પૈસા લાવ.'

'મારી પાસે ફૂટી બદામ પણ નથી.'

'ન કેમ હોય? મારો પગાર બધો જાય છે ક્યાં?'

'પીઠામાં.'

'ચૂપ કર. પૈસા લાવ. જેટલા હોય તેટલાં તો દે. વધારે નહિ તો બેજ રૂપિયા પણ દે.'

'મારૂં માનવું ન માનવું તમારી મરજીની વાત છે. પણ મારી પાસે ફૂટી બદામ પણ નથી.'

'એમ તે કાંઈ હોય?'

'સાચું કહું છું. આજ બેબીએ એક આનાના રમકડાં સારૂં કજીયો કર્યો તેય હું ન અપાવી શકી.'

'તે બધા પૈસા આમ બેબી ને બેબા પાછળ જ જાય છે કે બેબીના બાપા માટે કાંઈ ખરૂં? ગમે તેમ કરીને પણ બે રૂપિયા લાવ. ક્યાંકથી ઉછીના લાવ.'

'ઉછીના ક્યાંથી ને કેટલા લાવું? મારાથી તો હવે શરમથી બહાર નથી નીકળાતું. ઘર ભાડાનાં......'

'એ બધી સવારે વાત. અત્યારે મને પૈસાની જરૂર છે ને એ તું લાવ કે લાવી આપ.'

'હવે હું તો હારી છું, ને મારી પાસે કાંઈ નથી.'

'કાંઈ નથી એમ કે? બેબીને કાંઈ જોઈતું હોય તો હમણાં નીકળે. માત્ર કમાઉં હું પણ મારે જોઈએ ત્યારે જ ન નીકળે.'

'હવે રહ્યું છે શું કે નીકળે. મારાં દાગીના યે બધાં ગયાં છે.'

'મને માથાઝીક કરવાની ફૂરસદ નથી. ને રોદણાં સાંભળવાની

નવરાશ નથી. ઘર માંડીને બેઠા હોઈએ તો બધું ય આવજાવ થયા કરે. ને તેં કાંઈ એમાં નવાઈ પણ નથી કરી. અત્યારે તો હું ઠીક કહું છું કે મને પૈસા દઈ દે. નહિતર...'

'નહિતર મને મારશો એમ ને? મારો. હવે તો મારાં હાડકાં રીઢાં થઈ ગયાં છે–જો કે તમારા હાથ પહેલાં કરતાં કમજોર બન્યા છે. મારો!'

'આજ તો હું તને નહિ મારૂં. પણ...'

'પણ શું?'

'પણ જો તું મને પૈસા નહિ આપે તો આ ઓરડાની સાંકળ ખોલી નાંખીશ.'

'સાંકળ ખોલી નાંખશો?'

'હા. ને બતાવીશ તારા છોકરાંને જે તું એને નથી બતાવવા માગતી તે–દારૂડિયો બાપ!'

નિવેદિતા ઉભી થઈ ગઈ ને ઓરડા આડે ઉભી રહી. ધીમે ધીમે એણે હાથ ઉપરથી ચૂડી ઉતારી. ચૂડી ઉપરથી સોનાની ચીપો દાંતથી ખેંચી કાઢી: 'આ તમારા ઘરની છેલ્લી માયા. મારા સૌભાગ્યની છેલ્લી ચૂડીઓ ચૂંથી નાંખીને તમને આપું છું.'

યશવંતે સોનાની ચીપો લીધી: 'આમાંથી હું કાંઈક બેબીને માટે ખાવાનું જરૂર...'

'મારાં બાળકોનું મહેરબાની કરીને નામ ન લેશો.'

એ અવાજ સાંભળીને યશવંત એક પણ શબ્દ બોલ્યા સિવાય પાછો ફરી ગયો.

× × ×

મારવાડી રતનમલ સાથે યશવંતને પિછાન હતી. નિવેદિતાનાં પાંચસો રૂપિયાનાં દાગીનાં યશવંતે એની એકની જ દુકાન ઉપર વટાવ્યા હતા એની.

એની દૂકાને જઇને યશવંતે સોનાની ચીપો ધરી.

મારવાડીએ ચીપો જોઈ: ' આ તો કોઈ ચૂડીની લાગે છે. '

' હા. '

' ચૂડી સાથે જ લાવવી હતી ને. તમને અનઘડને ચીપ ઉખેડતાં આવડે નહિ. '

' ચૂડી તો મારી વહૂ હાથમાંથી ન કાઢે. '

' તો પછી ચૂડી વાળીને જ લાવવી હતી ને ?' મારવાડીની આંખના મિચકારાએ આ વાક્યને ઘણું મલિન અને સાંકેતિક બનાવ્યું.

કોણ જાણે કયો સ્વમાનનો કણ હજી યશવંતમાં રહી ગયો હશે ! ' સાલા મારવાડા !' કહીને યશવંતે મારવાડીને એક મૂક્કો માર્યો. મારવાડીએ સામી ગાળ દીધી.

અને પછી આખા દિવસની બગડેલી બધી બાજીનો રોષ યશવંતના હાથો, જીભ ને આંખ વાટે મારવાડી ઉપર ઉતર્યો !

હોંકારા થયા. હાકોટા થયા. મારામારી મચી. માણસ ભેગું થયું. પોલીસ પણ આવ્યો.

ને પોલીસે જ્યારે યશવંતને ભોંયે પડેલા મારવાડીની છાતી ઉપરથી ખેંચ્યો, ત્યારે મારવાડી નિશ્ચેષ્ટ પડ્યો રહ્યો. ફરીને એ કદિયે ઉઠવાનો જ ન હતો. મારવાડીનું માથું ફૂટપાથ સાથે ભયાનક જોરથી અફળાયેલું-ફાટી ગયું હતું ને મારવાડીનો પ્રાણ ક્યારનોયે પરવારી ગયો હતો.

અને લોહીના ડાઘ સાથેનાં લૂગડાં લઇને યશવંત પોલીસની નજર ચૂકાવીને ભાગ્યો. એની પાછળ પોલીસ પડી.

ભાગીને તો એ ક્યાં જાય ? પોતાને ઘેર જ આવ્યો. નિવેદિતા સાથે એણે કાંઇ વાત ના કરી. નિવેદિતાએ કાંઇ વાત ના પૂછી.

અને બહાર પોલીસે મકાનનું બારણું સત્તાવાહી અવાજથી ખડખડાવ્યું: ' જલ્દી દરવાજા ખોલો. '

ઘવાયેલા હરણાં જેવી યશવંતની નજર ચૂકાવીને નિવેદિતા બારણું ખોલવાને ગઈ. ઉઘાડેલા બારણામાં એણે પોલીસ-લોક જોયા.

' તમારા ધણીએ મારવાડીનું ખૂન કર્યું છે અને અમે એને ગિરફ્તાર કરવા આવ્યા છીએ. અમને અંદર જવાનો રસ્તો આપો !'

' અંદર જ છે. મહેરબાની કરીને એને ચૂપચાપ રહીને પકડજો. મારાં બાળકો ઉંઘેલાં છે. કોલાહલ થશે તો એ જાગશે ને એમના ખૂની બાપને જોશે. '

પોલીસ અમલદારે નિવેદિતા સામે તાકીને જોયું. એના સળગી રહેલા સંસારની રાખ અને એ રાખમાં રહી ગયેલો એક માત્ર આશાનો અંગાર એમાં એણે જોયો.

અને ઘરમાંથી ખૂનના તહોમતદારને બદલે કોઈ આજાર માણસને હસ્પિતાલ લઈ જવાતો હોય એમ પોલીસ યશવંતને પકડીને બહાર લાવી.

બહાર નિવેદિતાએ યશવંતને કહ્યું : ' મારી ચૂડી તમે અરધી તો સાંજે જ કરી હતી. હવે તમે રહી સહી ચૂડી પણ સાથે જ લેતા જાઓ. હું તમને ભૂલી જઈશ—અને તમે પણ મને ભૂલી જજો—તમારાં નામનું આળ આજે જે ગભરૂ બાળકો ઉપર છે એનું કાંઈક પણ કલ્યાણ તમારા હિતમાં હોય તો. '

નિવેદિતાએ પોતાના હાથો ઉપરથી બે ખાલી ચૂડીઓ ઉતારી—અને યશવંતના હાથમાં મૂકી દીધી. મૃતચેતન અને જડબુદ્ધિ બનેલા યશવંતે ચૂડીઓ યંત્રવત હાથમાં લીધી.

કાયમને માટે છેડા ફાડતાં પહેલાં પત્ની તરીકેની છેલ્લી છેલ્લી ફરજ બજાવતી હોય એમ નિવેદિતાએ કહ્યું : ' હું કાલ સવારના

પહોરમાં વહેલી અહીંથી ચાલી જઇશ–મારાં બાળકોને લઈને–અને પછી હું ક્યાં છું એ તમે કદિયે સાંભળશો નહિ.'

નિવેદિતા પાછી ફરી ગઇ. અને યશવંતને પકડીને પોલીસ તુરંગમાં લાવી.

આ બધું યે અત્યારે એને યાદ આવ્યું. એમાંથી એક વાતની એક વીગતને પણ એ ભૂલી શક્યો નહિ.

એની નજર એના હાથમાં રહેલી બે ખાલી ચૂડીઓ ઉપર પડી–જડાઈ રહી. લાલ રંગની ચૂડીઓ! જાણે કે થીજેલું લોહી. એ ચૂડીઓ ન હતી. શરાબમાં ડૂબીને સદાને માટે પોઢી ગયેલી એની સર્વ આશાઓના હાડકાં હતાં!

× × ×

પછી તો અદાલતનાં ધીમા ઘણા ધીમા પરંતુ એટલાં જ ચીકટ ચક્ર શરૂ થયાં. પ્રાથમિક તપાસ, ને રિમાન્ડ તપાસ, નીચલી તપાસ, ઉપલી તપાસ, સેશન્સ તપાસ–યશવંતને પત્તો ન લાગે એવી એક જબરી ભુલભુલામણી શરૂ થઈ.

યશવંતની પાસે પૈસા ન હતા ને કોઇ એને મદદ કરવાને ઇન્તેજાર ન હતું. પૂરા ચાર મહિના આ ચગડોળ વિંઝાયો. પોલીસ પાસે સાક્ષીઓ હતા, પુરાવા હતા ને બેયનો અદાલતી કાબેલિયતથી ઉપયોગ કરી જાણનારા વકીલો હતા. મરી ગયેલા મારવાડીની પાછળ જીવતા મારવાડી પણ હતા. યશવંતની પાસે કોઈ ન હતું–કાંઈ ન હતું.

અદાલતી અથડામણથી યશવંત એટલો તો થાકી ગયો હતો, શરાબ અને સંસાર બન્નેથી કપાઇ ગયેલો યશવંત એટલો તો હારી ગયો હતો, અને ફાંસીના માંચડાને એણે એટલી વાર સ્વપ્નમાં પોતાની સામે જોયો હતો કે જ્યારે એને સાપરાધ મનુષ્યવધનો તહોમતદાર જાહેર કરવામાં આવ્યો, ત્યારે એની પાસે બચાવનો એક શબ્દ પણ

ન હતો. ને કાલાંતરે જ્યારે એને ફાંસીની સજા થઈ ત્યારે પણ એક શબ્દ એ ન બોલ્યો. ફાંસીની સજા બદલાઈ ને જ્યારે વીસ વર્ષના કાળાપાણીની સજા થઈ આવી ત્યારે પણ એને કાંઈ કહેવાનું ન હતું. સિદ્ધાન્તનાં વીસ વર્ષમાંથી વ્યવહારમાં તો એને માત્ર પંદર વર્ષ જ ભોગવવાં પડશે, એમ જ્યારે એને કહેવામાં આવ્યું ત્યારે પણ એ કાંઈ ન બોલ્યો : અને સારી વર્તણૂક રાખશે તો માત્ર બાર જ વર્ષ ભોગવવાના રહેશે, એમ કહેવામાં આવ્યું છતાં પણ એ કંઈ કરતાં કંઈ ન બોલ્યો.

યશવંત તો મરી ગયો હતો. અદાલતી ક્રિયા તો એના ભૂત ઉપર થાતી હતી !

આ આખીયે ઘેરી અંધારી ભુલભુલામણીમાં ખૂની યશવંતને માત્ર બેજ વાત યાદ રહી ગઈ હતી.

એક તો નિવેદિતા એની પાસે બિલકુલ આવી ન હતી.

બીજી એ કે એ જ્યારે પાકી જેલમાં પેઠો ત્યારે એનાં પહેરેલાં વસ્ત્રોની સાથે બે ચૂડીઓ પણ જેલવાળાઓએ લઈ લીધી હતી.

**પ્રથમ ખંડ સમાપ્ત**

## : નવયુગ ગ્રંથમાળા :

### વર્ષ ૧ લું :

| | |
|---|---|
| સમરસ | ૦-૯ |
| જવાહર નહેરૂ | ૦-૮ |
| ફાંસી | ૦-૫ |
| રાજ્ય આવક વેરો | ૦-૫ |
| સ્વરાજ સેવકો | ૦-૪ |
| અરવિંદ ઘોષના પત્રો | ૦-૨ |
| પુરસ્કાર અને બીજી વાતો | ૦-૬ |
| કાયદાની આંધી | ૦-૪।। |
| હ. મ. પયગમ્બર સા. | ૦-૬ |

### વર્ષ ૨ જું :

| | |
|---|---|
| હૃદયમંથન ભાગ ૧ લો | ૦-૧૨ |
| મધ્ય એશિયામાં બોલ્શેવિક અને ક્રાન્તિને પંથે સ્પેન | ૦-૧૨ |
| ડી' વેલેરા | ૦-૮ |
| પરાગ પુષ્પો | ૦-૧૪ |
| સ્વાધીનતાના પથ | ૦-૧૪ |
| નયનના નીર | ૧-૦ |

### વર્ષ ૩ જું :

| | |
|---|---|
| ઇતિહાસના ઓજસમાં | ૦-૧૪ |
| મુસોલીની | ૦-૧૦ |
| પીડિતોની કથાઓ | ૧-૪ |
| હૃદય મંથન ભાગ ૨ જો | ૧-૦ |
| કોને ખાતર ? | ૧-૦ |
| રશિયાનો નવપુત્ર | ૦-૧૪ |

### વર્ષ ૪ થું :

| | |
|---|---|
| ઇરાન | ૦-૧૨ |
| સ્વરાજ અને સંરક્ષણ | ૧—૦ |
| એડૉલ્ફ હીટલર | ૦—૮ |
| સંધ્યાના રંગ | ૧—૪ |
| સૌરભ | ૦-૧૨ |
| યુગાંતર | ૧—૦ |

### વર્ષ ૫ મું :

| | |
|---|---|
| કારિકિતાબ | ૧—૮ |
| પૂર્વજોનાપાપે | ૧—૮ |
| અફઘાનિસ્તાન | ૦-૧૨ |
| એકાંતિકાર | ૧—૦ |
| ખીલ ખીલાટ | ૧—૪ |

### વર્ષ ૬ ઠું :

| | |
|---|---|
| ગ્રામ્ય વિચારણા | ૦—૮ |
| જીવનચક્ર | ૧—૪ |
| વિભંગ કલા | ૧—૮ |
| લગ્ન ધર્મ કે કરાર ? | ૧—૮ |
| દશમી | ૦-૧૨ |

### વર્ષ ૭ મું :

| | |
|---|---|
| પાંખડીઓ | ૧—૮ |
| રામરોટી | ૧—૮ |
| સંહાર | ૨—૦ |
| એબીસીનિયા પર ઓથાર | ૨—૦ |
| મારા વિના નહિ ચાલે | ૧—૦ |

### વર્ષ ૮ મું :

| | |
|---|---|
| બ્રહ્મચર્ય મીમાંસા | ૩—૮ |
| મુક્ત પંખી | ૨—૮ |
| ગામ ધણી | ૨—૦ |

### વર્ષ ૯ મું

| | |
|---|---|
| રૂપરાણી | ૩—૦ |
| નિવેદિતા ભાગ ૧-૨ | ૩—૮ |
| રંગ-તરંગ-[ છપાય છે ] | |

: લખો :

**નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ : કાઠિયાવાડ**

# લીલાવતી ગ્રંથમાળા :

## વર્ષ ૧ લું :

| | |
|---|---|
| વીરાંગનાઓની વીરહાક | ૦—૨॥ |
| રાસ રમણા (બી. આ.) | ૦—૧૦ |
| અરક્ષણિયા | ૦—૬ |
| કલ્પનાના પ્રતિબિંબ | ૦—૮ |
| ખાટી મીઠી બાળ વાતો | ૦—૭ |
| સમયના વ્હેણ | ૦—૫ |
| ગૃહનીતિ | ૦—૧૪ |
| સોરઠી વિભૂતિઓ | ૦—૧૨ |

## વર્ષ ૨ જું

| | |
|---|---|
| હેમાબ્હેન | ૦—૫ |
| વીરાફિગનર | ૦—૬ |
| રસિયણના રાસ | ૧—૦ |
| પ્રતિભા | ૦—૯ |
| ગૃહશિક્ષા | ૧—૪ |
| સિમંતિની | ૧—૦ |
| ધૂપદીપ | ૦—૧૨ |

## વર્ષ ૩ જું

| | |
|---|---|
| કિલ્લેદારની કન્યા | ૧—૦ |
| સમાજની ભીતરમાં | ૧—૦ |
| સ્વર્ગની પરીઓ | ૧—૦ |
| ઉરદાહ | ૧—૮ |
| પરણ્યા પછી ભાગ ૧ લો | ૦—૮ |

## વર્ષ ૪ થું :

| | |
|---|---|
| રાસકટોરી | ૧—૦ |
| ગૃહ-લક્ષ્મી | ૧—૦ |
| પદ્મિની | ૧—૮ |
| બકુલા ભાભી | ૧—૮ |
| પરણ્યા પછી ભાગ ૨ જો | ૧—૪ |

## વર્ષ ૫ મું :

| | |
|---|---|
| પરણ્યા પછી ભાગ ૩ જો | ૧—૦ |
| સુહાસિની | ૧—૦ |
| ભગવોનેજો | ૧—૦ |
| સ્વાર્પણ | ૧—૦ |
| દેવદાસી | ૧—૦ |

## વર્ષ ૬ ઠું :

| | |
|---|---|
| ભસ્માંગના | ૧—૪ |
| હાસ્ય છાંટણાં | ૧—૮ |
| વિરાટનો ઝભ્ભો | ૧—૦ |
| ઓટનાપાણી | ૧—૦ |
| પ્રિયતમા | ૦-૧૨ |

## વર્ષ ૭ મું :

| | |
|---|---|
| તાત્યારાવનું તાવીજ | ૧—૮ |
| નંદિતા | ૧—૮ |
| કોણ ગુન્હેગાર ? | ૧—૦ |
| રાજરાણી | ૨—૦ |
| મધુરજની | ૧—૮ |

## વર્ષ ૮ મું :

| | |
|---|---|
| ગૃહત્યાગ | ૨—૦ |
| ત્રિભેટો | ૧—૮ |
| હાસ્ય વિલાસ | ૩—૦ |
| રાષ્ટ્રીય ઉદ્યોગ | ૧—૮ |

## વર્ષ ૯ મું :

| | |
|---|---|
| વિકાસ | ૩—૦ |
| મમતા | ૨—૦ |
| નિરૂપમા | ૨—૦ |
| વિજેતા | ૧—૮ |

: લખો :

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ : કાઠિયાવાડ